**ડૉ. પ્રધુમ્ન ભ. ખાચર**

## લેખકના અન્ય પ્રકાશનો

| | | |
|---|---|---|
| ૧. | કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ -**૧૯૯૭** | અપ્રાપ્ય |
| ૨. | પ્રાચીન ભારતના વિદેશીયાત્રી - **૨૦૦૦** | અપ્રાપ્ય |
| ૩. | ભૂચર મોરીની લડાઈ -**૨૦૦૦** | અપ્રાપ્ય |
| ૪. | ઈતિહાસ સુમન -**૨૦૦૧** | રૂા. ૪૦ |
| ૫. | સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કોલેજ - **૨૦૦૨** | રૂા. ૧૧૧ |
| ૬. | ઈતિહાસ એટલે ? -**૨૦૦૩** | રૂા. ૧૫૦ |
| ૭. | ગ્રંથો અને શિલાલેખો -**૨૦૦૩** | રૂા. ૧૧ |
| ૮. | ભૂલે બિસરે આઈને -**૨૦૦૪** | અપ્રાપ્ય |
| ૯. | તવારીખ -**૨૦૦૪** | રૂા. ૯૦ |
| ૧૦. | સૌરાષ્ટ્ર ગુજરાતના શાસકોની વંશાવળીઓ - **૨૦૦૫** | રૂા. ૫૬ |
| ૧૧. | કાઠિયાવાડ સર્વસંગ્રહ -**૨૦૦૫** | રૂા. ૫૦૦ |
| ૧૨. | કાઠિયાવાડના રાજવીઓ -**૨૦૦૫** | અપ્રાપ્ય |
| ૧૩. | સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન -**૨૦૦૬** | રૂા. ૭૦ |
| ૧૪. | કાઠીઓ અને કાઠિયાવાડ -**૨૦૦૬**<br>(પીએચ.ડી.નો મહાનિબંધ પુસ્તક રૂપે પ્રગટ) | રૂા. ૪૦૦ |
| ૧૫. | બાબી રાજવંશના ગીતો -**૨૦૦૭** | રૂા. ૪૦ |
| ૧૬. | ઈતિહાસ મંજૂષા -**૨૦૦૮** | રૂા. ૭૦ |
| ૧૭. | શતદલ વ્યક્તિત્વ -**૨૦૦૮** | અમૂલ્ય |
| ૧૮. | ગિરનારનો ઈતિહાસ -**૨૦૦૯** | રૂા. ૩૦૦ |
| ૧૯. | સૌરાષ્ટ્રનો ગૌરવવંતો ઈતિહાસ -**૨૦૧૦** | રૂા. ૬૦૦ |
| ૨૦. | તસવીરોમાં જૂનાગઢ -**૨૦૧૧** | રૂા. ૭૫૦ |
| ૨૧. | સોરઠ સરકાર નવાબ મહાબતખાનજી - **૨૦૧૨** | રૂા. ૨૦૦ |
| ૨૨. | સંશોધક પરિચય -**૨૦૧૨** | રૂા. ૫૬ |
| ૨૩. | ગિર ગિરનારના મંદિરો -**૨૦૧૩** | અમૂલ્ય |
| ૨૪. | ઈતિહાસની અજાણી વાતો -**૨૦૧૫** | રૂા. ૭૦ |
| ૨૫. | ઈતિહાસ વારિધિ -**૨૦૧૬** | રૂા. ૧૫૦ |
| ૨૬ | સ્વામિનારાયણ સંપ્રદાયમાં કાઠી દરબારોનું પ્રદાન -**૨૦૧૭**<br>(સંવર્ધિત આવૃત્તિ) | રૂા. ૧૨૦ |

**નોંધ :** ડૉ. પ્રધુમ્ન ખાચરના સંશોધન અને કાર્ય વિશે ડૉ. ધીરૂભાઈ વાળાએ 'ઈતિહાસનો આરાધક-ડૉ. પ્રધુમ્ન ખાચર' સ્વતંત્ર પુસ્તક લખેલ છે.

**કટાર લેખક :**

(૧) સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને - ફૂલછાબ

(૨) લોક કથાની વાતો - મુંબઈ સમાચાર


**પુસ્તક પ્રાપ્તિ સ્થાન :-** **ડૉ. પ્રધુમ્ન ભ. ખાચર**

'શિવશક્તિ' વાલાણી નગર, પ્લોટ નં. ૧૪, શેરી નં : ૨, જૂનાગઢ. મો. ૯૮૭૯૪૨૧૦૨૫




# ઈતિહાસ એટલે ?

લેખક
**પ્રા. પ્રદ્યુમ્ન ભ. ખાચર**
અધ્યક્ષ
ઈતિહાસ વિભાગ
ડો. સુભાષ મહિલા કોલેજ
મનોરંજન કંપાઉન્ડ
જૂનાગઢ - ૩૬૨ ૦૦૧

પ્રકાશક
પુષ્પરાજ આર. ધાધલ
તાલુકો :- ચોટીલા
જીલ્લો :- સુરેન્દ્રનગર,
મુ. સણોસરા - ૩૬૩૫૨૦.
ફોન નં. ૦૨૭૫૧ - ૨૩૭૨૭૪, ૨૩૬૨૭૭

**ITIHAS ETALE ?**
**by. Prof. Praduman B. Khachar**



પ્રકાશક :-
પુષ્પરાજ આર. ધાધલ
તાલુકો :- ચોટીલા
જીલ્લો :- સુરેન્દ્રનગર,
મુ. સણોસરા - ૩૬૩૫૨૦.
ફોન નં. ૦૨૭૫૧ - ૨૩૭૨૭૪, ૨૩૬૨૭૭.

પ્રથમ આવૃત્તિ
ઈ.સ.૨૦૦૩

કિંમત :- રૂા.૧૫૦/

ટાઈટલ ડિઝાઈન :-
જયેશ શુકલ

મુદ્રક :-
ગોકુલ ઓફસેટ
વણઝારી ચોક,
જૂનાગઢ.

# અર્પણ

ઈતિહાસને વખોડનાર
તથા
ન સમજનાર
સર્વને
સાદર...

## લેખકનાં અન્ય પ્રકાશનો

(૧) કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ કિ.રૂા. ૬૫.

કાઠી જ્ઞાતિ વિશેની તલસ્પર્શી ઐતિહાસિક વિગતોનું છણાવટ કરતું સૌપ્રથમ પુસ્તક જેમાં કાઠીઓની ઉત્પત્તિ, સ્થળાંતરો, શાખાઓ, દરબારગઢો, નામકરણ, કેળવણી, રીતરિવાજો, રહેણીકરણી, મંદિરો, સંતો વગેરે બાબતોની આધાર પુરાવા સાથે વિશદ્ છણાવટ કરેલી છે.

(૨) પ્રાચીન ભારતનાં વિદેશીયાત્રી કિ.રૂા. ૭૦.

ઈતિહાસ લેખનમાં એક સાધન તરીકે વિદેશીયાત્રીઓના વૃતાંતોને અગત્યનાં ગણવામાં આવે છે. આ પુસ્તકમાં મેગેસ્થનિસ, ફાહિયાન, ઈત્સિંગ, હ્યુએનસાંગ, અલબેરૂનીના યાત્રાવૃતાંતને આધાર પુરાવાઓ સાથે વર્ણવામાં આવેલ છે.

(૩) ભૂચર મોરીની લડાઈ કિ.રૂા. ૨૫.

ઈતિહાસકારો જે લડાઈને પાણીપતની ભાણેજડી કહીને બિરદાવે છે. એવી ભૂચરમોરીની ધ્રોળ પાસે લડાયેલી (અકબરનાં સુબા આઝમકોકા અને જામ સતાજી) લડાઈનું તલસ્પર્શી આલેખન કરી. તેમાં લડાઈનું કારણ, સૈનિકોની સંખ્યા, સમય, પરિણામો, જસ અપજશ વગેરેની તટસ્થપણે ચર્ચા કરી છે.

(૪) ઈતિહાસ સુમન કિ.રૂા. ૪૦.

લેખકનાં જુદા જુદા સામયિકોમાં છપાયેલા લેખોનો સંગ્રહ છે. જેમાં પાંચાળનાં બે સૂર્યમંદિર, ધુમલીની કીર્તિગાથા, વોટસન મ્યુઝિયમ, રાજકોટ રાજ્યનાં પ્રજાહિતનાં ધારા, ગાંધીજીનું દાંપત્યજીવન, સૌરાષ્ટ્રની ભાતિગળ કાઠીજાતિ વગેરે વગેરે લેખો છે.

(૫) સૌરાષ્ટ્ર ગુજરાતનાં શાસકોની વંશાવળીઓ કિ.રૂા. ૫૬.

આ પુસ્તક દરેક સંશોધક માટે ચાવીરૂપ થઈ પડે તેવું છે. તેમાં ૧૨૭ શાસકોની વંશાવળીઓ આપી છે. જેનાથી સંશોધક ગમે તેનો સમય અને એકબીજાની સમકાલીનતા જાણી શકે છે.

(૬) સોરઠની વિદ્યાપીઠ બહાઉદીન કોલેજ કિ.રૂા.૧૧૧.

કોલેજે ૧૦૦ વર્ષ પૂર્ણ કરતાં શતાબ્દિ મહોત્સવની ઉજવણી નિમિત્તે આ પુસ્તકનું આલેખન લેખકે કર્યુ છે. જેમાં સૌરાષ્ટ્રમાં કોલેજોની સ્થાપના, જૂનાગઢ રાજ્યનો ઈતિહાસ, બહાઉદ્દીનભાઈનો ઈતિહાસ, કોલેજનો ઉદ્‌ઘાટન સમારોહ, કોલેજનું શરૂઆતનું વર્ષ અને વિદ્યાર્થીઓ, મધ્યસ્થ ખંડ, પુસ્તકાલય, સ્કોલરશિપો, હોસ્ટેલ , કોલેજની સમાજ પર અસર અને નામાંકિત વિદ્યાર્થીઓ વિશેની માહિતી.

# ઈતિહાસ એટલે ? માટે મુબારકબાદ

ઈતિહાસ એકતા અને અનેકતાની બ્લડસ્પોર્ટ છે. ગુજરાતીઓ ઈતિહાસ વિશે સામાન્યતઃ ઉદાસીન રહ્યા છે. હિન્દુઓનાં ઈતિહાસબોધ વિશે પણ ટીકાઓ થઈ છે ભવિષ્યની પેઢીઓ માટે તવારીખની વિરાસત મૂકી નથીએ હિંદુઓ માટે ગૌણ હતું. આપણો ઈતિહાસ કવિત બનાવવામાં અને ખ્યાત ગાવામાં અને દુહાઓ લલકારવામાં ખોવાઈ ગયો છે. આવી પ્રવૃતિઓથી આધારિત કે પ્રમાણિત ઈતિહાસ મળતો નથી. ૧૯૬૦માં ગુજરાતનાં જન્મથી ૨૦૦૩ સુધીનાં ૪૩ વર્ષોમાં ડો. જીવરાજ મહેતાથી નરેન્દ્ર મોદી સુધીનાં મુખ્યમંત્રીઓ આવી ગયા પણ એક પણ મુખ્યમંત્રીએ પોતાનાં પેપર્સ કે ડાયરીઓ કે આત્મવૃતાંત જેવું કંઈજ ગુજરાતને આપ્યું નથી. આર્કાઈવ્ઝ નથી, મંત્રીઓ વિમોચનવીરો છે, ઈતિહાસબોધની બાબતમાં અભણ છે, અંગ્રેજો બેશુમાર ગેઝેટો છોડી ગયા છે પણ આપણું યોગદાન શૂન્ય કક્ષાનું છે. ઈતિહાસ એ અર્ક છે જે સાંપ્રત ઘટનાઓનાં મંથનમાંથી ટકીને સદીઓ ઓળંગી શકે છે. ઈતિહાસ અમર્ત્ય છે, જયારે સમાજો સ્વપ્નો જોતા હોય છે ત્યારે ઈતિહાસ જાગતો હોય છે. ફ્રેંચ કહેવત છે કે ઈતિહાસ મૃત્યુ સામેનો સંઘર્ષ છે. ઈતિહાસ માને છે કે પ્રજાને પણ એક આત્મા હોય છે.ઈતિહાસ પુનમૂલ્યાંકન કરતો રહે છે. મૃત્યુ પછી સમય પર વધારે પ્રબળ રીતે છવાઈ ગયેલાં વ્યકિતત્વોનો ઈતિહાસ ગવાહ રહ્યો છે અને ભારતવર્ષનાં ઈતિહાસમાં એવા ૩ નામો છે જે મૃત્યુ પછી દસ ફીટ ઊંચી દંતકથાઓ બની ગયા. નેતાજી સુભાષચંદ્ર બોઝ, ડો. બાબાસાહેબ આંબેડકર, કાયદે આઝમ મહોમદઅલી જિન્નાહ ! ફ્રેંચ ક્રાંતિ દરમ્યાન જનમત એવો હતો કે એક સામાન્ય ફ્રેંચ નાગરિકનું વિરાટ બાવલું બનાવવું જોઈએ અને નીચે એક લાઈન લખવી જોઈએ. લોકો જે રાજયને ખાઈ જાય છે !

કોઈપણ પ્રજા કે રાષ્ટ્રપ્રત્યે સમજદારી કે સહાનુભૂતિ રખાયા વિના એ પ્રજા કે રાષ્ટ્રનો ઈતિહાસ લખી શકાતો નથી. વૈજ્ઞાનિક કે તટસ્થ આંતરરાષ્ટ્રીય જેવા શબ્દો ઈતિહાસનાં વિશેષણો રૂપે અસબંધ્ધ બની જાય છે. ઈતિહાસ દરેક પેઢી સાથે સજીવન થતો રહે છે. એક ચીની ઈતિહાસવિદ્નાં શબ્દોમાં ભારતનો ઈતિહાસ ટેલિફોન ડિરેકટરીનાં પાનાઓ જેવો છે, એક પછીએક રાજાઓનાં નામો જ ફકત આવતાં રહે છે, આવી ''તટસ્થતા'' ઈતિહાસમાંથી ઈતિહાસતત્ત્વ સુકવી નાંખે છે. શતપ્રતિશત તટસ્થતા ઈતિહાસમાં શકય નથી, ઈતિહાસ સબ્જેકટીવ કે સ્વદ્રષ્ટિકેન્દ્રી બની જાય એ સ્વાભાવિક છે. ગ્રીક ઈતિહાસકાર એરીયને ગ્રીક એલેકઝાંડરને વધારે મહત્તા મળે એ માટે એલેકઝાંડરનાં પહેલાંઆવી ગયેલા પર્શિયન સમ્રાટ સિરૂશ કે સાયરસ વિષે ખાસ લખ્યું જ નથી. આવી માનસિકતા આજ સુધી ચાલતી રહી છે. ભારતનાં ઈતિહાસમાંથી આવા સેંકડો પ્રમાણો આપી શકાય. મહમદ ગઝનીનું સોમનાથ આક્રમણ અને રાજ રાજેન્દ્ર ચોલનું દક્ષિણ-પૂર્વ એશિયાનાં બંદરો અને પ્રદેશો પરનું સામુદ્રિક આક્રમણ લગભગ એક જ વર્ષે થાય છે. (૧૦૨૫-૨૬) પણ મુસ્લિમ અને વિદેશી ઈતિહાસકારો ગઝનીને ઘણું વધારે મહત્વ આપે છે. જયારે રાજ રાજેન્દ્ર ચોલ વિષે તદ્દન ખામોશ રહે છે ! મધ્યયુગીન મુસ્લિમ ઈતિહાસકારો હિન્દુઓને સખત નફરત કરતા હતા અને એમની હડકાયેલી ભાષા અને ઉટપટાંગ પ્રમાણો એમણે લખેલા ડઝનો ઈતિહાસમાંથી વાસ મારે છે. અમીર ખુસરો જેવા પ્રમાણમાં સંતુલિત સર્જકનાં ઈતિહાસમાં માહિતી અપાઈ છે કે જલાલુદ્દીન ફિરોઝશાહનાં તુર્ક સૈનિકો અને રાજપૂત ગુર્દન સૈનીની દસ હજારની રાજપૂત સેના વચ્ચે રણથંભોરનાં માર્ગે તુમુલ યુદ્ધ થાય છે, સેનાપતિ ગુર્દન સૈનીની કતલ થાય છે, હજારો રાજપૂતોનો સંહાર થાય છે, કેટલાય બંદી બને છે અને શાહી લશ્કરમાં માત્ર એક તુર્ક સૈનિક ઘાયલ થયો હતો !

ઈતિહાસનું એક ભયસ્થાન છે . દરબારી વકનીસોએ અન્નદાતા સુલતાનો બાદશાહોને ખુશ કરવા ખુશામત નામાઓ લખ્યાં છે, અનેએને પ્રમાણભૂત ગણનારા સેકયુલર ઈતિહાસકારો હાજરાહજૂર છે. શેકસપિયરનાં નાટક ''ટેમ્પેસ્ટ'' માં, જે એનું અંતિમ નાટક ગણાય છે, પ્રોસ્પેરો પ્રશ્ન કરે છે : તું શું જોઈ રહ્યો છે, પાછળ થઈ રહેલા અંધકારમાં,અને સમયની ખાઈમાં ? ઘણાં વિશેષજ્ઞોનાં મતે પ્રોસ્પેરો એ સ્વયં શેકસપિયર જ છે. ભૂતકાળનો અંધકાર ઉલેચવાનું કામ અઘરૂં હોય છે. સરકારી ઈતિહાસો પૂર્ણ વિરામો પર ભાર મૂકે છે, જયારે પ્રજાઓનો ઈતિહાસ અલ્પવિરામો પર આધારિત છે. ઈતિહાસમાં તર્ક ને હંમેશા સ્થાન મળે છે. અને આદિ શંકરાચાર્યે તર્કની વ્યાખ્યા કરી છે. તર્ક એટલે બુદ્ધિનો ઉહાપોહ ! રોમન ઈતિહાસકાર સિસેરોએ કહેલી વાત દરેક યુગમાં પ્રસ્તુત બની જાય છે ! જે માણસ પોતાનાં જન્મ પહેલાની ઘટનાઓથી અજ્ઞાન રહી જાય છે, એ માણસ હંમેશા બાળક જ રહી જાય છે.

ઈતિહાસ માત્ર મૃત અતીતનું મોર્ગ નથી. લોહીમાં બોળીને વાપરેલી કલમથી સત્ય લખી શકાતું નથી. તલવારની મૂઠ પર ફૂલો કોતરી શકાય છે, તલવારથી કદાચ જલતરંગ વગાડી શકાય છે. પણ તલવારને ઉષ્ણતામાન હોતુ નથી. ઈતિહાસકારની કલમ સર્જન કરે છે, સૈનિકની તલવારનો આશય વિસર્જન છે. અને ઈતિહાસકાર પ્રોફેસર હોવો જ જરૂરી નથી. વિશ્વનાં કેટલાક મહાન ઈતિહાસકારો પ્રોફેસરો ન હતા. કેટલાક નામો. : ગિબન, વોલ્તેયર, મેકોલે, કાર્લાઈલ, ગ્રુટ,ચર્ચિલ, નેહરૂ ! ઈતિહાસ વિષે પ્રશ્નો થતા રહે છે, જીતેલી પ્રજાનો ઈતિહાસ અને હારેલી પ્રજાનો ઈતિહાસ એકજ હોય છે ? જે જીતે છે એ ઈતિહાસ લખે છે, જે હારે છે એ કવિતા રચે છે, ઈતિહાસ ભૂતકાળ છે પણ ભૂતકાળનું કોઈ ભવિષ્ય હોય છે ? અઢી હજાર વર્ષ પહેલા એરીસ્ટોટલે ''પોએટીકસ'' ના ૯માં પ્રકરણમાં લખ્યું હતું કે, લેખિત શબ્દ પ્રગટ થવાનાં બે માધ્યમો છે : કવિતા અને ઈતિહાસ. આજની દ્રષ્ટિએ જોવા જઈએ તો પદ્ય અને ગદ્ય. ઈતિહાસએ ગદ્ય જેટલી જૂની વિદ્યા છે. અને ઈતિહાસ

પારંપરિક અર્થઘટનોને અસંબદ્ધ કરી નાંખે છે, અને નવા પ્રશ્નોમાંથી એક નવ ઈતિહાસનો આવિર્ભાવ થાય છે. એવા પ્રશ્નો જે સામાન્ય ઈતિહાસપ્રેમીને થતા રહે છે. અકબરનાં જમાનામાં વ્યાજનો દર શું હતો ? લખનૌની રંગરેલિયા વિષે કોઈ સ્ત્રીની દૃષ્ટિએ કેમ કંઈ લખાયું નથી ? હિન્દુસ્તાનમાં આટલા બધા યુદ્ધો થતા રહ્યા પણ કોઈ રાજાને લશ્કર માટે ઘોડાઓ ઉછેરવાનું કેમ સુઝયુ નહીં? મુસ્લિમ પાદશાહો - બાદશાહો - સુલતાનોનાં મકબરાઓ અને રોઝાઓ પૂરા હિન્દુસ્તાનમાં પથરાયેલા છે પણ એ રહેતા હતા એ પ્રાસાદો - મહેલો કેમ દેખાતા નથી? આ માબેદૌલતો અને ઈસ્કન્દર-ઈ-સાનીઓ અને પૂરી જહાંને પનાહ આપનારા જહાંપનાહો આખી જિંદગી ઝાડ નીચે તંબુઓ બાંધીને રહેતા હતા ? મુઘલ પાદશાહ જહાંગીરનાં સંસ્મરણોમાં નોંધવામાં આવ્યુ છે કે જહાંગીરે ૧૭૧૬૭ પશુઓનો શિકાર કર્યો હતો. અને આ સૂચિમાં ૩૨૬૭ કાગડાઓ હતા એવું પણ નોંધાયુ છે ! ઈતિહાસે કેટલા વિશ્વસનીય બનવું જોઈએ ?

પ્રોફેસર પ્રદ્યુમ્ન ભ.ખાચર ઈતિહાસનાં વિદ્યાર્થી છે અને ઈતિહાસનાં શિક્ષક છે. શિક્ષક શબ્દનો મૂળ અર્થ જે શીખવે છે એ નહીં, પણ જે શિખતો રહે છે એ છે ! ''ઈતિહાસ એટલે ?'' પુસ્તકનાં અનુક્રમની સૂચિ જોતાં જ લેખકની ઈતિહાસદૃષ્ટિ અને લેખકનાં અભિગમનાં વ્યાપની સમજ પડે છે. ઈતિહાસ વિષે ગુજરાતની પ્રજા ઉદાસીન રહી છે એ અભિયોગમાં અંશત : તથ્ય છે. માટે ઈતિહાસકાર અન્ય ભારતીય પ્રજાઓની જેમ ગુજરાતમાં હીરો નથી. પ્રોફેસર પ્રદ્યુમ્ન ભ. ખાચર અનુસંધાન કરતા રહ્યા છે અને એ અનુસંધાન - અધ્યયનનાં ફલસ્વરૂપ ગુજરાતને ઈતિહાસનાં પુસ્તકો આપતા રહ્યા છે. જેને ઈતિહાસનો, અને ગુજરાતનાં ઈતિહાસનો અભ્યાસ કરવો હોય એને માટે આ પુસ્તક ઉપયોગી છે. ઈતિહાસની શિસ્ત અન્ય વિદ્યાઓની જેમ હાઈ-પ્રોફાઈલ નથી, ઈતિહાસકારે એનાં ટેબલ લેમ્પનાં પ્રકાશમાં એનું કાર્ય શાંતિથી અને સંતુલનથી કરતાં રહેવાનું છે, અને એ કાર્ય જ્યારે પુસ્તકાકારે પ્રજા સમક્ષ પ્રસ્તુત થાય છે ત્યારે એનાં કાર્ય પર એક અલ્પવિરામ આવી જાય છે. એક ક્ષિતિજ પર પર આવી ગયા પછી એણે સામેની બીજી ક્ષિતિજ પર દૃષ્ટિ મુકવાની છે. ઈતિહાસનાં અભ્યાસમાં પૂર્ણવિરામ નથી એ સતત ચાલતી રહેતી પ્રક્રિયા છે. પ્રોફેસર પ્રદ્યુમ્ન ભ. ખાચરનાં આ પુસ્તકે મને આનંદ આપ્યો છે, મારી જિજ્ઞાસાવૃતિને સતેજ કરવામાં સહાયક થયું છે. એમની પાસેથી એમનાં પ્રિય વિષય ઈતિહાસ પર અધિક અધિકૃત સામગ્રી, ગ્રંથસ્થ થતી રહે એવી જરૂર ઈચ્છા છે. ''ઈતિહાસ એટલે ? '' માટે મુબારકબાદ.

**– ચંદ્રકાંત બક્ષી**

૨૫, ''સંગમ'', સેકન્ડ ફલોર, બંગાલ કેમીકલ પાસે, વરલી - બોમ્બે. ૪૦૦૦૨૫

# અનુક્રમણિકા

# પ્રસ્તાવના

ગુજરાતી ભાષામાં ઈતિહાસને ન્યાય આપનારા ગ્રંથો ગણ્યા ગાંઠ્યા છે, એમાંય ઈતિહાસની મીમાંસા કરતા પુસ્તકો નહીંવત લખાયા છે. ખાસ કરીને સ્કૂલો, કોલેજોનાં શિક્ષકો, અધ્યાપકોને ઉપયોગી થઇ પડે તેવો આ મુજબનો કોઇ ગ્રંથ કે માર્ગદર્શિકા ગુજરાતીમાં ઉપલબ્ધ નહોતી, તેથી આ પુસ્તક લખવાનો વિચાર સૂજયો છે.

સ્વતંત્ર ભારતમાં પ્રાદેશિક ભાષાઓમાં જ શિક્ષણનું મહત્ત્વ વધી રહ્યું છે, તેનાં ફળ સ્વરૂપે શિક્ષકો અને વિદ્યાર્થીઓ પોતાની માતૃભાષામાં જ પુસ્તક મેળવવા ઈચ્છે છે, તે હેતુથી આ પુસ્તક પ્રયોજયું છે.

અન્ય રાજયોની સરખામણીમાં ગુજરાતમાં ઈતિહાસ વિષયને જોઇએ એવો ન્યાય મળ્યો નથી, ઈતિહાસ વિષયને સ્નાતક કક્ષાએ રાખનારા વિદ્યાર્થીઓ પણ ઓછા છે. આથી આ ખામીને ટાળવાની ઈચ્છા થયા કરતી હતી, વળી આવું કોઇ પુસ્તક ગુજરાતીમાં પ્રગટ થાય તો મારા હજારો અધ્યાપક મિત્રોને તે પુસ્તક ઉપયોગી થઇ પડે અને લોકો પણ ઈતિહાસનો સાચો અર્થ અને ઉપયોગ સમજી શકે.

તેથી ઈતિહાસ વિષયને મજબૂત બનાવવા અને સામાન્ય લોકો અને અન્ય વિષયોનાં શિક્ષિતો પણ ઈતિહાસનાં સાચા સ્વરૂપને સમજે અને ઈતિહાસને મજાકમાં પણ મડદાંઓનો વિષય ન કહે એવું સિદ્ધ કરવાની ઈચ્છા ખરી.

આજે કોમ્પ્યુટર અને રોબોટનાં યુગનાં યુગમાં ધીરેધીરે વિદ્યાર્થીઓ ટેકનીકલ અને વિજ્ઞાનક્ષેત્રોમાં ઉપયોગી જ વિષયો પસંદ કરે છે. તો ભવિષ્યમાં ઈતિહાસનો શિક્ષક કે અધ્યાપક સજજતા અને જાગરૂકતા નહીં કેળવે તો ઈતિહાસનાં શિક્ષણ અને ઈતિહાસનાં વિદ્યાર્થીને ઘણુ બધું સહન કરવાનું આવશે.

કોલેજોમાં અન્ય વિષયોની સાથે સાથે ઈતિહાસનું પણ એક મુખ્ય વિષય તરીકે સ્થાન છે. ઈતિહાસ માનવજીવનની ઘટનાઓનું વિવરણ કરે છે. આથી ઘણા અધ્યાપક મિત્રોને ઈતિહાસ સંબંધી ઘણા પ્રશ્નોના જવાબ આ પુસ્તક આપશે, તેથી ઈતિહાસનો અભ્યાસ, સરળ, સુબોધ અને સરસ બનશે.

આ પુસ્તકમાં અમુક જગ્યાએ પાદનોંધ પણ આપી ઈતિહાસ લેખનને વધુ સચોટ અને મજબૂત બનાવ્યું છે. પુસ્તકમાં કેટલાક અવતરણો અને વાતોની થોડીક કયાંક પુનરૂકિત લાગે તો પણ તે એકબીજા પ્રકરણ સાથે સંબંધ ધરાવતા હોવાથી તેની પુનરૂકિતની ઈચ્છા ન હોવા છતાં કરવી પડી છે.પુસ્તકની રચના સરળ ભાષામાં કરી છે. તેથી વિદ્યાર્થીઓ અને વાચકો વિષયને સરળતાથી સમજી શકે.

આ પુસ્તકને પ્રકાશિત કરતી વખતે મને જે વ્યકિતઓ ઉપયોગી બન્યા છે, તેઓને યાદ કરી તેઓની મદદની કદર કરૂ છું. સૌપ્રથમ ભારત ભરનાં ખ્યાતનામ ચિંતક અને કટાર લેખક શ્રી ચંદ્રકાન્ત બક્ષીએ મારા તરફની લાગણીથી આ પુસ્તકને મુબારકબાદ પોતાનો સમય કાઢી લખી આપવા બદલ ખૂબ ખૂબ આભારી છું. તે પછી પ્રા. સુરેશ સી. પારેખ, પ્રકાશક શ્રી પુષ્પરાજ રામકુભાઈ ધાધલ આ બે વ્યકિતની સહાયતા વિના હું આ પુસ્તક પ્રકાશિત કરી શકયો નહોત. એ બન્નેનો હું આભાર માનીને પણ ઋણ ચુકવી શકુ તેમ નથી. આ સિવાય મારા પ્રિન્સિપાલ શ્રી બી.જે. વાટલિયા, પ્રા. એમ. એમ. રાવલ, ડો. હસમુખભાઈ વ્યાસ- ધોરાજી, પ્રા. પી. આર. મારૂ, જૂનાગઢ, પ્રા-ડો. રમેશચંદ્ર પંડયા - બોટાદ જે બધાએ મને એકથી વધુ સંદર્ભગ્રંથો મેળવવામાં મદદ કરી હતી તથા જે મારી બે વર્ષથી સતત આ પુસ્તકની માંગણી કરી હતી એવા શ્રી મેઘજીભાઈ પાલાભાઈ સોલંકી, પ્રા. અરૂણ વાઘેલા, પ્રો.ડો.પંકજભાઈ દેશાઈને પણ હું યાદ કરૂ છું.

ટૂંક સમયમાં આ પુસ્તકનું ટાઈપસેટીંગ કરી આપનાર ભાવેશ બાબુલાલ કાનાબાર અને સુંદર છાપકામ કરનાર શ્રી છગનભાઈ કોરડિયાનો પણ હું આભારી થયો છું.

આ પુસ્તકથી ઈતિહાસ ભણનારને અને સમજનારને કેટલો ફાયદો થશે કે નહીં તે વિષયમાં હું વધુ કાંઈપણ કહેવાનો મારો અધિકાર સમજતો નથી. ઈતિહાસનાં અધ્યાપકનાં કર્તવ્યરૂપે મેં આ પુસ્તક લખ્યું છે. તેનાથી વિદ્યાર્થીઓ, શિક્ષકો, અધ્યાપકો, સંશોધકો અને વાચકોને થોડુંક પણ આ પુસ્તક ઉપયોગી બનશે તો મારો શ્રમ સાર્થક થયો છે એમ હું સમજીશ.

ઈતિહાસ બનાવવાવાળો અને ઈતિહાસ લખવાવાળા બન્ને પોતાનું કામ મોટેભાગે આઝાદીનાં દ્રષ્ટિકોણથી કરે છે. તેથી તેને ફળ સ્વરૂપ બનાવવામાં સમજવામાં ભૂલ થાય છે. તેથી મારી કોઈ ખામીઓ દેખાય તો આ ન્યાયે ક્ષમા આપી, નમ્રભાવે સૂચનો મોકલવા.

**પ્રા. પ્રદ્યુમ્ન ભ. ખાચર**
''માં'' શ્રીજીબાવાનગર
નંદનવન મેઈન રોડ,
જોશીપુરા
જૂનાગઢ - ૩૬૨ ૦૦૨
ફોન : ૦૨૮૫- ૨૬૧૪૦૫૫

તારીખ : ૬/૨/૨૦૦૩

# (૧) ઈતિહાસ એટલે શું ?

ઈતિહાસ શબ્દની વ્યુત્ત્પતિ આમ તો ત્રણ શબ્દોની (ઈતિ + હ + આસ) માનવામાં આવે છે. જેનો શાબ્દિક અર્થ થાય છે, નિશ્ચીત રૂપથી આમ બન્યુ, આમ જ હતું (Thus it was) બીજા અર્થમાં કહીએ તો જે ઘટનાઓ પહેલા બની ચુકી છે, તેનું પ્રસ્તુતિકરણ કરવામાં આવે તેને ઈતિહાસ કહેવાય. [૧]

જયારે ઈતિહાસનો સંસ્કૃત ભાષાનાં બે શબ્દો ઈતિહ + આસ નો અર્થ જોવા જઈએ તો એ એવો થાય છે કે ઉપદેશ, પરમ્પરા, લાંબા સમય પછી સાંભળવામાં આવેલ ઉપદેશ.

જયારે શાબ્દિક વ્યુત્ત્પતિની રીતે ઈતિહાસનો ત્રીજો અર્થ ઈતિ તથા હાસ મળીને બન્યો છે. જેમાં ઈતિનો અર્થ થાય છે. અંત અથવા સમાપ્તિ અને હાસનો અર્થ થાય છે, હંસીખેલ અથવા મજાક આ અર્થ મુજબ જે ઘટનાઓ ખુશી મજાકની છે અને જેનું જીવનમાં વધારે મહત્ત્વ નથી અને જે બાબત વીતી ગઈ છે અથવા જેનો અંત આવી ગયો છે, તે ઈતિહાસ છે.

ઈતિહાસ માટે ઉર્દુમાં શબ્દ પ્રયોગ થાય છે. ત્વરિત ઈતિહાસનો અંગ્રેજી સમાનાર્થક શબ્દ HISTORY યુનાની સંજ્ઞા લોરોપ્લા (LOROPLA) માંથી લેવામાં આવેલો છે. જેનો અર્થ થાય છે, શીખવું, જયારે યુનાની દાર્શનિક અરસ્તુના મતે ઈતિહાસનો અર્થ પ્રાકૃતિક દશ્યનો એક વ્યવસ્થિત ગોઠવાયેલ સમૂહ છે.

હિસ્ટ્રી શબ્દ ગ્રીક ઈસ્ટોરિયા શબ્દમાંથી આવેલો છે. આ શબ્દમાંથી જ લેટિન હિસ્ટોરિયા અને ફ્રેન્ચ ઈસ્તવાર આવેલા છે. ઈંગ્લીશ ડિકશનરી જણાવે છે કે ઈસ્ટોરીયા ધાતુ ઈડ (ID) જાણવું (TO KNOW) છે. જે સંસ્કૃત વિદ્ જાણવું સાથે સંબંધ ધરાવે છે. ગ્રીક ભાષામાં ઈસ્ટોરીયા શબ્દનો અર્થ જીજ્ઞાસા, પૃચ્છા અને અન્વેષણ સંશોધન એવો થાય છે. [૨]

હિસ્ટ્રી શબ્દને મળતાં શબ્દો યુરોપમાંથી ઘણી ખરી ભાષામાં છે. ફકત જર્મન ભાષા એક બીજો શબ્દ વાપરે છે. Geschichte આ

૧. પાંચાલ/બઘેલા ''ઈતિહાસ કે સિદ્ધાંત એવમ્ પદ્ધતિયાં'' જયપુર - ૧૯૮૯, પૃષ્ઠ ૨૫૨.
૨. પરીખ ર. છો. ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' અમદાવાદ - ૧૯૬૯, પૃષ્ઠ ૫૪.



શબ્દ ગેસેહન (Geschehen) ધાતુમાંથી આવેલો છે.

આ શબ્દનો અર્થ છે. આ પ્રમાણે ભારતે જે ઈતિહાસનો અર્થ કર્યો છે [૧] તેની નજીકનો દેખાય છે. આવો જ અર્થ ઈતિહાસનો આમ જ હતું તેમ પણ થાય છે.

ઈતિહાસનો ભાષાકિય અર્થ વાસ્તવમાં તેમ બન્યું હતું ખરેખર તેમ હતું એ પ્રમાણે છે. સમય જતાં ઈતિહાસ શબ્દ (History) પર્યાય તરીકે વપરાવા લાગ્યો. હિંદીમાં ખાસ કરીને આમ બન્યુ છે. તમિલમાં ઈતિહાસ શબ્દ મહાકાવ્યનાં અર્થમાં લેવાય છે. જયારે વરલરૂ (Varalaru) શબ્દ History માટે વપરાય છે. [૨]

અમરસિંહે ઈ.સ. નાં ચોથા સૈકામાં ઈતિહાસનો અર્થ એવો કર્યો હતો કે ઈતિહાસ એટલે પરાવૃત પહેલા કે પૂર્વે બની ગયેલું . જયારે હેમચંદ્ર ઈતિહાસનો અર્થ આવો કરે છે. - **इति ऐवमर्थे ह किलार्थे** ઈતિ એટલે આમ, હ એટલે સાચે જ ખરેખર અને પછી ઈતિહ નો સમાસ કરી વ્યુત્ત્પતિ કરે છે.

ટીકાકાર દુર્ગાચાર્ય (ઈ.સ. ૫૦૦ પહેલા અને ઈ.સ. ૧૦૦ પછી) ઈતિહાસનો અર્થ આવો કરે છે. કે **इति ह ऐवमासीदिती च : कथ्यते स इतिहास** આમાં વ્યાકરણની દૃષ્ટીએ ઈતિહાસ શબ્દ પ્રથમ બે નિયાતનાં સમાસ કરી તેનો પરોક્ષ ભૂતકાળનાં તૃતિય પુરૂષ એકવચન ના રૂપ સાથે સમાસથી બન્યો બતાવે છે. [૩]

જયારે ટીકાકાર મહેશ્વર ઈતિહાસનાં **आस** નો **तदास्तेडस्मिन** તે (અર્થાત ઈતિહ) આમાં બેસે છે., વસે છે, કે છે એવો અર્થ કરી **आस** ઉપદેશને **अधिकरणे धग** એમ **आस** ધાતુને અધિકરણનાં અર્થમાં ધગ પ્રત્યય લગાડી તેનું ક્રિયાવાચક નામ બતાવી ઉપપદ સમાસ કર્યો છે. [૪]

ઈતિહાસની જે વ્યુત્પતિ હોય તે ખરી પણ તેમાં ઈતિહ શબ્દ એ મહત્ત્વનો છે. ઈતિહાસ શબ્દમાં ઈતિહ અવયવ જ ઈતિહાસને એનો અર્થ આપે છે. ઈતિ અને હ અલગ અલગ અર્થો અમરસિંહે અને હેમચંદ્રે આપ્યા છે, તે પ્રમાણેનાં છે.

૧. ધારૈયા આર. કે. ''ઐતિહાસિક પદ્ધતિ'' અમદાવાદ-૧૯૬૭, પૃષ્ઠ ૩.
૨. Vajeshwari "A Hand book for History Teacher" 1966.
૩. પરીખ ર.છો. ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' અમદાવાદ-ઈ.સ. ૧૯૬૯, પૃષ્ઠ-૪.
૪. એજન, પૃષ્ઠ-૪.

આદીથી એવમ્ અને સમાપ્તિ નજીક હોવાપણું એવા છે. [૧]

ઈતિહ નો ઉપયોગ ભૂતકાળ સાથે વારંવાર આવવાથી ભૂતકાળની ઘટનાઓની પરંપરા વિશે થવા લાગ્યો. આ અર્થમાં ઈતિહ ઐતિહય કે ઈતિહાસ શબ્દનાં પ્રયોગો ઋગ્વેદમાં મળતા નથી, પણ અર્થવવેદનાં પછીનાં કાણ્ડોમાં મળે છે. તેમાં એકલો ઈતિહાસ શબ્દ નહીં પણ તેની સાથે સંબંધ ધરાવતા પુરાણ નારાસંસી અને ગાથા શબ્દો પણ વપરાયેલા દેખાય છે.

ઈતિહાસ અને પુરાણનો ભેદ શંકરાચાર્યે બૃહદારણ્યકનાં ભાષ્યમાં પાડયો છે. ઋગ્વેદનાં ઉર્વશી - પુરૂરવાનાં સંવાદને અને શતપથ બ્રાહ્મણનાં ઉર્વશી હાપ્સરા ના વૃતાંતને મંત્ર બ્રાહ્મણાત્મક વેદનાં એ ભાગને ઈતિહાસ કહે છે. [૨]

ઉપનિષદમાં નારદ પોતે શું ભણ્યા છે, તે સનત્કુમારને જણાવતા કહે છે. ઋગ્વેદ ભગવત હું ભણ્યો છું. યજુર્વેદ, સામવેદ, આથર્વણ, ચોથો પાંચમો વેદ ઈતિહાસ પુરાણ હું ભણ્યો છું. એટલે કે નારદે ઈતિહાસને પાંચમો વેદ ગણાવ્યો. બે પ્રાચીન ઉપનિષદોમાં ચારવેદ ઈતિહાસ પુરાણ જુદા અને પાંચમાં વેદ તરીકે ઈતિહાસને ગણ્યો છે.

છાંદોગ્ય ઉપનિષદનાં કહેવા મુજબ ઈતિહાસ પુરાણ પાંચમો વેદ એ વેદોનો વેદ છે. અથર્વવેદ ગોપથ બ્રાહ્મણમાં પણ કહે છે, ઈતિહાસ એ વેદ છે. ટૂંકમાં ઈતિહાસ એક વેદવિદ્યા તરીકે પ્રસ્થાપિત થયો છે.

અર્થશાસ્ત્રમાં આન્વીક્ષકી, ત્રયી, વાર્તા અને દંડનીતિ એમ ચાર વિદ્યાઓ ગણાવી. ત્રયીમાં સામ ઋગ અને યજુષનાં ત્રણ વેદો ગણાવી. અથર્વવેતિહાસ વેદો ચ વેદા ! અથર્વવેદ અને ઈતિહાસ વેદને સાથે મુકે છે. અર્થશાસ્ત્ર અને ઈતિહાસનો વ્યાપક સંબંધ છે.

પુરાણ મિતિવૃત મારવ્યા યિ કોદાહરણ
ધર્મશાસ્ત્ર મર્થશાસ્ત્ર ચેતી ઈતિહાસ પુરાણ, ઈતિવૃત
આખ્યાયિકા, ઉદાહરણ, ધર્મશાસ્ત્ર અને અર્થશાસ્ત્રનો

---

૧. પરીખ ર. છો. ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' અમદાવાદ . ઈ.સ. ૧૯૬૯, પૃષ્ઠ-૬.
૨. એજન, પૃષ્ઠ-૯.



પણ સમાવેશ કરે છે. રાજાનાં દૈનિક કાર્યક્રમોમાં યુદ્ધ વિદ્યા, હસ્તિ વિદ્યા, અશ્વ વિદ્યા, પ્રહરણ વિદ્યાની તાલીમ સામેલ હતી. આખા દિવસનાં પાછલા ભાગમાં રાજા ઈતિહાસનું શ્રવણ કરતો હતો.

ગુજરાત ઈતિહાસ પરિષદનાં આણંદ અધિવેશનમાં પ્રમુખ તરીકેનાં પોતાનાં વકતવ્યમાં ડો. રસેશ જમીનદારે ઈતિહાસ શબ્દનાં મૂળને સારી રીતે સ્પષ્ટ કર્યુ હતું તેમાણે કહ્યુ કે ''ઈતિહાસ શબ્દ History નો પર્યાયવાચી નથી. પરંતુ ભારતમાં ઈતિહાસ વિદ્યાની પરંપરા છે કે ઋગ્વેદનાં સમયથી પ્રચારમાં છે. જયારે પશ્ચિમમાં ખાસ કરીને ઈંગ્લેડમાં History શબ્દ સૌ પ્રથમ અંગ્રેજી ભાષામાં પ્રચારમાં આવ્યો. ઈ.સ. ૧૩૯૦ આથી ભારતમાં ઈતિહાસ શબ્દની પરંપરા આશરે સાડા ચાર હજારથી પાંચ હજાર વર્ષ લાંબી હોવાનું સ્પષ્ટ થાય છે. કૌટિલ્ય અર્થશાસ્ત્ર ગ્રંથમાં આન્વીક્ષીકી, ત્રયી, વાર્તા, દંડનીતિ, એમ ચાર વિદ્યાનો નિર્દેશ કરે છે. આમાં ઋયી વિધાનમાં ઋ ક યજુષ અને સામ એ ત્રણ વેદોની સાથે અથર્વ વેદિતિહાસ વૈદૌ ચ વેદા એવો સ્પષ્ટ નિર્દેશ ઈતિહાસને વેદની પ્રતિષ્ઠા અપાવે છે. એટલે કે ઈતિહાસ વિદ્યા પરંપરા ભારતમાં વેદકાળથી ચાલી આવે છે,એ ઈતિહાસ શબ્દ આપણે વિદેશમાંથી આયાત કરેલો નથી.

ઈતિહાસ સંબંધમાં અનેક વિચારો અને અનેક અવધારણાઓ રહી છે. ઈતિહાસ વિષયમાં જુદી જુદી સભ્યતાઓની પોતાની વિશિષ્ટ પરંપરાગત અવધારણાઓ રહી છે.જેમ કે યુનાની, ઈસાઈ અને આધુનિક અવધારણા. ઈતિહાસનો વ્યાપ બહુ મોટો છે. તેની ક્ષિતિજો વિશાળ છે. અહીં મને અથર્વવેદનાં કાલ સુકતનો ભૃગુ ઋષિનો એક શ્લોક ટાંકવાનું મન થાય છે.

કા લો અશ્વો વહતિ સપ્ત રશ્મિ :
સહસ્ત્રાક્ષોઅજરો ભૂરિરેતા : ।
તમારોહન્તિ કવયો વિપશ્ચિત :
તસ્ય ચક્રા ભુવનાનિ વિશ્વા ।।

ઈતિહાસનો જન્મ પૃથ્વીની ઉત્પત્તિ થયા બાદ જ થોડા સૈકામાં થયો હશે. ઈતિહાસ નામની શિક્ષા શાખાનો જન્મ પાંચ છ શતાબ્દિ ઈ.સ. પૂર્વે કલાસીક યુનાનમાં થયો હતો. ઈતિહાસનું સંપ પ્રકાશન, તે સર્જનાત્મક બૌધિક કાર્યવેપારનાં મહાન ઉદ્દવેગની એક અભિવ્યકિતનાં રૂપમાં થયો. જેમાં પાશ્ચાત્યદર્શન , વિજ્ઞાન, ચિકિત્સાશાસ્ત્ર તથા કલાનો પાયો નંખાયો.

યુનાની જાતિની અદમ્ય જ્ઞાનપિપાસા અને અતૃપ્ત,

અનુસંધિત્સા ઈતિહાસની પરિભાષામાં પ્રસ્ફુટીત થઈ.

ઈતિહાસનો ઉદ્ગમ યુનાનમાં થયા બાદ બૌધિક કાર્ય વ્યાપારનાં મહા ઉદ્વેગની એક અભિવ્યકિતનાં રૂપમાં થયો. હિરોડોટસે ઈતિહાસનાં ચિંતનની આધારશીલા રાખી તેને ઈતિહાસનાં પિતામહ તરીકે ઓળખવામાં આવે છે. ઈતિહાસ શબ્દ માટે તેનો અભિપ્રાય ખોજ તથા અનુસંધાન હતો. સર્વપ્રથમ History શબ્દ પ્રયોગ કરવાવાળો વ્યકિત ઈતિહાસનો જનક હિરોડોટસ હતો. જે ઇ.સ. પૂર્વે પાંચમી સદીમાં થયો હતો. તેણે ઈતિહાસને એક સ્વતંત્ર વિદ્યાશાખા તરીકે વિશિષ્ટ સ્થાન અપાવ્યુ હતું. તેણે પર્શિયન યુદ્ધ ઉપર પુસ્તક લખ્યુ તેમાં તેણે તપાસનાં સિદ્ધાંતનું અનુસરણ કર્યુ અને તેણે ગ્રીસમાં વ્યાપક મુસાફરી કરી. મૌલિક અહેવાલ તપાસ અને સ્થળોની મુલાકાત લઈ ઈતિહાસ લખ્યો. હિરોડોટસે ઈતિહાસ ચિંતનની આધારશીલા રાખી અને થ્યુસીડાઈડીસે તેનાં ઉપર વિશાળ ઈમારત ચણી અને અરસ્તુએ ઈતિહાસને દાર્શનિક ચિંતનનું સ્વરૂપ આપ્યુ.

હિરોડોટસ પછી થ્યુસીડાઈડીસે પેલોપોનેશિયન યુદ્ધનો ઈતિહાસ લખ્યો તે એ યુગની સૌથી મહત્ત્વપૂર્ણ કૃતિ હતી. ઐતિહાસિક વિશ્વસનીયતાનાં માપદંડો નકકી કરવાનો યશ થ્યુસીડાઈડીસને ફાળે જાય છે. ઈતિહાસ ચિંતનને નવીન સ્વરૂપ આપવામાં વર્જિલ અને બેકનનું મહત્ત્વપૂર્ણ યોગદાન રહ્યું છે. ૧૮મી સદીમાં ઈતિહાસ ચિંતનનાં ક્ષેત્રમાં ક્રાંતિકારી પરિવર્તનો આવ્યા. તે પછી તો અસંખ્ય વિદ્વાનો એ ઈતિહાસની મિમાંસા કરી છે. એટલે કે ઈતિહાસએ ચોકકસ વિદ્યા હોવાથી હિરોડોટસથી હુઈન્ઝીંગા, ર. છો. પરીખ, ર . નાં મહેતા, મનુભાઈ પંચોળી વગેરે વગેરેએ ઈતિહાસની મિમાંસા કરી તેના અનેક અર્થો અને ઉપયોગો બતાવ્યા છે.

ઈતિહાસનો ઉપયોગ રાજનીતિજ્ઞોએ કર્યો અને અંતમાં સત્તા માટે સંઘર્ષમાં વિજય તેને મળ્યો. નવું મહત્ત્વ પ્રાપ્ત થયું અને ઈંગ્લેન્ડ ફ્રાન્સમાં ઈતિહાસ સાહિત્ય અને રાજનીતિની સેવામાં લોકપ્રિય થયો જર્મનીમાં તો બૌધિક વિષયનાં રૂપમાં ઈતિહાસે પ્રથમ સ્થાન મેળવ્યું.

૧૯મી સદીમાં તે પહેલાની સદીઓનાં સરવાળારૂપ તત્ત્વોનું સંમિશ્રાણ થઈ ઈતિહાસનું આધુનિક લેખન થવા માંડયુ. યુનિવર્સિટીમાં ઈતિહાસનું વર્ચસ્વ પ્રસ્થાપિત થયું અને વીસમી સદીમાં તો ઉચ્ચ કોટિનાં ઈતિહાસ ગ્રંથો પણ પ્રકાશિત થવા લાગ્યા.

ઈતિહાસનો અર્થ શું ? એ પ્રશ્નનો ઉત્તર અનેક રીતે



આપી શકાય. જેમ અન્ય કોઈ શબ્દ કે વિષયનો ઉત્તર આપીએ એવું ઈતિહાસ માટે નથી. ઈતિહાસનો અર્થ તો વ્યકિત વ્યકિતએ જુદો જુદો કર્યો છે.

હું તો એમ કહેવાનું પસંદ કરીશ કે જે વ્યકિત હજારો આંખોએ જોઈ શકે તે જ ઈતિહાસનો સાચો અર્થ સમજી શકે. ઈતિહાસ સમજવા માટે વિશાળ દ્રષ્ટી અને શકિત જોઈએ.

જો કે ઈતિહાસ એટલે શું ? એ એટલો સરળ પ્રશ્ન છે. પરંતુ તેનો ઉત્તર દેવો એટલો કઠણ અને જટીલ છે કે આજ સુધીમાં ઈતિહાસ એટલે શું તેનો સર્વમાન્ય જવાબ નિશ્ચીત સ્વરૂપે આપી શકાયો નથી. એટલા માટે જ ચાર્લ્સ ફર્થે લખ્યું છે કે ''ઈતિહાસને પરિભાષિત કરવાનું સરળ નથી.''

આજ સુધીમાં જે વિદ્વાનોએ અને સામાન્ય લોકોએ ભાષામાં જેને ઈતિહાસ કહ્યો તેને અહીં નોંધીએ.

આજે ઈતિહાસ વિષયને સરળ રીતે તો સૌ કોઈ જાણે છે અને શાળા કોલેજમાં વિષય તરીકે શીખવાડે પણ છે. પરંતુ એમ છતાં સમાજનો એક મોટો વર્ગ ઈતિહાસનો એક એવો સીધોસાદો અને અયોગ્ય અર્થ કરે છે.

પરંતુ ઈતિહાસનો આવો સીધો સાદો અર્થ નથી. પણ ઈતિહાસનો બહુરંગી અર્થ છે. કદાચ અન્ય કોઈ વિષયોનો આવો વિસ્તૃત અર્થ થતો નહીં હોય.ઈતિહાસ એટલે ગઈકાલનાં માનવી સાથે આજનાં માનવીનો વાર્તાલાપ.ઈતિહાસ એ સમગ્ર માનવજાતનું અવલોકન અને મૂલ્યાંકન છે.

સકીર્ણ અર્થમાં ઈતિહાસ રાજવંશોનાં ઉત્થાન તથા પતનની કહાની માત્ર છે.ઈતિહાસ તે સામાજિક શાસ્ત્ર છે, ભૂતકાળનાં લોકોનાં રાજનૈતિક, સામાજિક, આર્થિક,સાંસ્કૃતિક, ધાર્મિક જીવનનો પરિચય કરાવે છે.

ઈતિહાસએ મનુષ્યનાં ભૂતકાળનાં જીવનનો સાંગોપાંગ અભ્યાસ અને ભૂતકાળની વાર્તા છે.

કોલીંગવુડ કહે છે કે '' મનુષ્ય શું કરી શકે છે,જે જાણવાનું એક સાધન તેને જાણવાનું છે, જે તેણે કર્યુ હતું. જેમાંથી પણ ઈતિહાસનું મહત્ત્વ સમજાય છે.

ઈતિહાસ માનવ ચરિત્રનો ભંડાર છે. ઈતિહાસ માનવ જીવનનાં બધા જ પાસાનો સરવાળો છે. ઈતિહાસ સમાજ સાથે જોડાયેલી બધી જ બાબતોનું વિશ્લેષણ કરે છે અને પોતાની જૂની વાત દ્વારા નવી વાત સમજાવે છે. ઈતિહાસ એ હકીકતમાં એક સત્ય આધારિત અને પુરાવાવાળુ લોકોનું રાહબર

એવું પ્રમાણિક શાસ્ત્ર છે. જેને માનવજાતિએ કદીપણ ભૂલવું ન જોઈએ.

ઈતિહાસએ સમયની પૂર્વભૂમિકામાં માણવાનો અભ્યાસ કરતો વિષય છે.ઈતિહાસ એટલે જેણે સદીઓથી લોકોનાં વિચારો, આદર્શો અને લોકોની ક્રિયાઓને પ્રેરણા આપી માર્ગદર્શન આપ્યુ છે અને યોગ્ય દિશા સૂચન કરે એવું અગત્યનું મહામુલુ શાસ્ત્ર છે.

ઈતિહાસ એ માનવજાતની સુખ દુઃખ ની કથા કહેતી રામાયણ અને ગીતા છે.

ઈતિહાસમાં એ છે કે માનવ સાથે શું થયું ? શા માટે થયું? કયારે થયું ? શું ખામીઓ હતી એટલે એ બન્યુ. તે બધા પ્રશ્નોનો યુગેયુગે જવાબ આપતુ શાસ્ત્ર છે.

ઈતિહાસમાંથી ફકત રાજનૈતિક ઘટનાઓનું વર્ણન, સામ્રાજયનાં ઉત્થાન પતનની જ કથા નથી. પરંતુ એ ઈતિહાસ અધ્યયનમાં નૈતિક નિયમો સામાજિક સંસ્થાઓ વગેરે વગેરેની વિગતો પણ જાણવા મળે છે.

ઈતિહાસ તેને જ કહેવાય કે જેમાં પુરાવા આધારિત સત્ય હોય છે. ઈતિહાસ ભૂતકાળમાં બનેલા બનાવોનું જેમ બન્યુ તેમજ સાચી રીતે તેનું વર્ણન કરે છે. ઈતિહાસ એ તેના ઉપદેશ દ્વારા પરંપરા જાળવવાની અને એ પરંપરામાં સમયને અનુરૂપ નવી બાબતો ઉમેરવાની વાત કરે છે. ઈતિહાસ માનવનાં કાર્યોનાં કારણોની ચોકકસ તપાસ કરે છે.

ઈતિહાસને પ્રસિદ્ધ પૌરાણિક કથાઓ, વીરતાપૂર્ણ કથાઓ, ગીતો, લોકકથાઓનો સંગ્રહ પણ અમુક વખતે કીધો છે. જે નૈતિક મૂલ્યો માટે ગવાય છે અને માનવને આનંદ આપે છે.

ઈતિહાસ એટલે કથાઓનાં સ્વરૂપમાં ગોઠવાયેલ અથવા કથાઓ સાથે હોય તેવી ભૂતકાલીન ઘટનાઓ અને જે ધર્મ (નૈતિક) અર્થ (સમૃધ્ધી) કામ (ઇચ્છા) મોક્ષનો સંદેશ આપે છે.

ઈતિહાસએ માનવ વિકાસની અને નિષ્ફળતાઓની વાત કરતું એક શાસ્ત્ર છે. એ ઈતિહાસમાં ઘણુ બધું નોંધાયુ છે. તેમાં યુદ્ધોની વાત, પ્રેમની વાત, શાંતિની વાત, મુશ્કેલીઓની વાત, દગાઓની વાત, સાહિત્ય અને કલાની વાત અને માનવની અવિરતયાત્રાની વાત કરે છે.

ઈતિહાસએ અરીસો છે. એ અરીસામાં જોઈ ચાલવાથી માનવ ભૂંડો લાગતો નથી, કે ભૂલો કરતો નથી. દા. ત. ગુજરાતની રાજધાની અમદાવાદમાંથી ખસેડી ગાંધીનગર વસાવી ત્યારે આપણી પાસે મહમદ તઘલકનું



ઉદાહરણ હતું કે રાજધાની પરિવર્તન સાથે લોકોને પણ ત્યાં આવવા ફરજિયાત દબાણ ન કરવું જોઈએ, આપમેળે જ તે રાજધાની વિકસે.

પરંતુ આપણી પાસે ઈતિહાસ દ્વારા એ અનુભવ હતો કે મહમદ તઘલકે રાજધાની પરિવર્તન વખતે મોટી ભૂલ કરી હતી કે દિલ્હીથી દૌલતાબાદ રાજધાની બદલાવી ત્યાં લોકોને પરાણે લઈ ગયો અને પ્રજાને અસહ્ય હાડમારી વેઠવી પડી હતી.

ઈતિહાસએ ભૂતકાળમાં બનેલા બનાવોનું જે તે વ્યકિતએ એની બુધ્ધી અને શકિતની મર્યાદામાં રહીને દોરેલા દર્શનનું ચિત્ર છે.

હવે, આપણે અહીં ઈતિહાસનો અર્થ, ઉપયોગ, મહત્ત્વને પ્રગટ કરતાં અવતરણો જોઈશું. તેમાંથી પણ ઈતિહાસ એટલે શું ? એ બાબત ઘણા અંશે ફલીત થાય છે.

હુમાયુ કબીરે લખ્યુ છે કે માનવીનો ઈતિહાસ એ ખરેખર ભૌતિક વિશ્વ ઉપર માનવ ચિતનાં વધતા જતા આધિપત્યની વાર્તા છે[1]

કોલિંગવુડે એમ કહ્યું કે સંપૂર્ણ ઈતિહાસ એ વિચારોનો ઈતિહાસ છે. તે પ્રકારે તે માનવનાં અધ્યયન વિલક્ષણતાને બળ આપે છે. તેથી માનવોનાં કાર્યો વિચારપૂર્ણ હોય છે.

કોચે ઈતિહાસ માટે કહ્યુ છે કે ઐતિહાસિક જ્ઞાન માનવતાનાં જ્ઞાનમાં સર્વશ્રેષ્ઠરૂપ છે, તથા તે દર્શનમાં વિલિન થઈ જાય છે.

સ્પેંગ્લર લખે છે કે ઈતિહાસનું જોડાણ માનવ સંસારનાં સ્વભાવ સાથે છે, નહિ કે પ્રાકૃતિક સંસાર સાથે તેમણે સંપૂર્ણ માનવ ઈતિહાસને આઠ પ્રમુખ સંસ્કૃતિ સભ્યતાઓમાં વિભાજીત કર્યો છે.

કુલાંજ તેનાં પ્રાચીન ફ્રાંસનાં રાજકીય સંસ્થાઓનાં ઈતિહાસની પ્રસ્તાવનામાં કહે છે કે ઈતિહાસ એ સહેલું વિજ્ઞાન નથી. તેનો વિષય અત્યંત જટીલ છે. માનવ સમાજ એવ અવયવી છે કે જેનો સંવાદ એકપણું તેનાં પ્રત્યેક અવયક કે જેનું તે બનેલું છે અને જે તેનું જીવન છે. તે દરેકને નિકટતાથી ક્રમપૂર્વક તપાસવાથી જ ગ્રહણ કરી શકાય. તેથી સામાન્ય દર્શન સુધી પહોંચવાનો એક માર્ગ છે, દીર્ધ અને કાળજી ભર્યો.

વસ્તુવિશેષનો અભ્યાસ સમન્વયનાં એક દિવસ માટે પૃથકરણનાં વર્ષો આવશ્યક છે.[2]

૧. ટોયન્બી આર્નોલ્ડ ''અખંડ જગત અને ભારત'' દિલ્હી, ઈ.સ.૧૯૬૧- પૃષ્ઠ-૭.
૨. પરીખ ર. છો. ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' અમદાવાદ, ઈ.સ.૧૯૬૯- પૃષ્ઠ-૧૨૮.

સિસેરો નામનાં વિદ્વાને તો મંતવ્ય જાહેર કર્યુ છે, કે આપણા જન્મ પહેલાનાં વખતમાં શું બન્યુ તે ન જાણવું એ કાયમ માટે બાળક રહેવા જેવું છે આં મંતવ્યમાં ઈતિહાસ ની ગંભીરતા તરફ ઈશારો કર્યો છે. [૧]

બુકહાર્ટ ઈતિહાસ વિશે એમ કહે છે કે ઈતિહાસએ એક યુગનું બીજા યુગમાં શું નોંધવા યોગ્ય છે, તેની રેકર્ડ છે.

ઈતિહાસનું પરમ લક્ષ્ય સ્વતંત્રતાની પ્રાપ્તિમાં છે. [૨]

કોલિંગવુડે કહ્યું છે કે ઈતિહાસનાં અધ્યયનનો અભિપ્રાય માનવ મસ્તકથી પ્રભાવિત વિશ્વને સમજવાનો છે. ઈતિહાસ મનુષ્યની કૃતિ છે. તે ભૂતકાળનાં માનવોનાં કાર્યોને સમજવા માટે ઈતિહાસ ભૂમિકા પ્રદાન કરે છે. [૩] એજ કોલિંગવુડ વધુમાં કહે છે કે જ્ઞાનનાં બે માર્ગ છે, પ્રકૃતિનાં જ્ઞાન માટે વિજ્ઞાન અને માનવ સંબંધી જ્ઞાન માટે ઈતિહાસ.

અર્નેસ્ટ રેનન નામનાં વિદ્વાને ઈતિહાસ વિશે એવું કહ્યું છે. તેનાથી જ આપણે તેની અગત્યતા કેટલી છે, તે નકકી કરી શકશું. ''પોતાનો ઈતિહાસ ભૂલવાવાળા વ્યકિત અથવા રાષ્ટ્રનું કોઈ ભવિષ્ય હોતુ નથી.[૪]

એંગલ્સ કહે છે કે ઈતિહાસ એ અતિકુર દેવતા છે. જેનાં વિજય રથની પ્રગતિ શબોની રાશિ ઉપર થાય છે, કેવળ યુદ્ધમાં જ નહીં પણ શાંતિમય આર્થિક વિકાસ માંયે.[૫]

હેનરી પાયરેને ઈતિહાસની વ્યાખ્યા પ્રસ્તુત કરતાં ઉલ્લેખ કર્યો કે, ''ઈતિહાસ સમાજમાં રહેવાવાળા મનુષ્યનાં કાર્યો અને ઉપલબ્ધીઓની વાર્તા છે.[૬]

ઈતિહાસ એમ કહે છે કે સમગ્ર વિશ્વ અને માનવજાત સતત પરિવર્તન પામતી રહે છે. કોઈ આદર્શ સંસ્થાને અપરિવર્તનશીલ શાશ્વત મૂલ્ય નથી. જો સ્થિત વિશ્વ હોય તો ઈતિહાસનો કોઈ અર્થ નીકળતો નથી.

વિશ્વમાં દરેક ઘટનાઓ ચોકકસ સમયે જુદી જુદી

૧. Sharma T. "The concept of History" Warasani, Page : 13.
૨. Gardiner Patrick " Theories of History" America, 1964- Page : 6.
૩. Colling wood R.G. "The Idea of History" 1946- Page:171.
૪. ચૌબે ઝારખંડે ''ઈતિહાસ દર્શન'' વારાણસી. ૧૯૮૪. પૃષ્ઠ-૮.
૫. પરીખ ર. છો. ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' અમદાવાદ, ઈ.સ.૧૯૬૯- પૃષ્ઠ-૧૪૩.
૬. પાંચાલ / બઘેલા ''ઈતિહાસ કે સિદ્ધાંત એવમ પદ્ધતિયાં'' જયપુર - ઈ.સ.૧૯૮૯- પૃષ્ઠ-૪.



જગ્યાએ બનતી જ રહે છે. તે ઈતિહાસ છે.[૧]

ઈતિહાસ એટલે રાજા અને રાણી કે અકબર અને રાણા પ્રતાપ, રઝિયા સુલતાના અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ કે યુદ્ધો, વિગ્રહો કે સેનાપતિઓની કથા એ ખ્યાલ હવે જૂનો થયો છે. હવે તો આજનાં યુગમાં ઈતિહાસ વિહોણાનો ઈતિહાસ લખવાની શરૂઆત થઈ છે અને મૌખિક ઈતિહાસમાંથી પણ ઈતિહાસ તારવવા માંડ્યા છે. એટલે કે ઈતિહાસમાં હવે Zero થી માંડીને સો સુધીની બધી જ વાતો આવે છે.

સૌંદર્યની માફક ઈતિહાસમાં પણ કંઈક અંશે જોનારની આંખમાં રહેલ હોય છે. એટલે કે ઈતિહાસને કોઈ વ્યકિત જોવે છે. પ્રોફેસર, વકીલ, ડોકટર, રાજનેતા, મજુર, વેપારી, સૈનિક કે અશિક્ષિત માણસ તે મુજબ તે તેનું મૂલ્ય આંકે છે. જેની જેવી વિચારધારા અને વ્યવસાય એટલે જ જેફરીસે નોંધ્યુ છે કે '' જો આપણે કિલીયોપેટ્રા અરીસામાં જોઈ રહી હોય ત્યારે તેણીનાં ખંભા ઉપરથી ડોકુ, કરીએ તો આપણે આપણો જ ચહેરો જોઈશું તેણીનો નહીં.''

ઈતિહાસ વિશે હજુ ઘણા બધા શિક્ષિતો એમ માને છે કે ઈતિહાસ એટલે રાજા મહારાજાઓ, તેનાં યુદ્ધોની વાત , મડદાંઓનો અને ગપગોળા મારવાનો વિષય છે,જેને જે ઠીક લાગે તે જોડી કાઢવાનો વિષય છે.

ઈતિહાસ વિશે ઘણા સુજ્ઞ વિચારકોએ પણ એવી વાત વહેતી મૂકી કે ઈતિહાસ એ ગૌણ વિષય છે, તેને વધુ મહત્ત્વ આપવાની જરૂરત નથી. તેણે ભૂતકાલીન વેરઝેરને ચિરસ્થાયી બનાવ્યા સિવાય કાંઈ કર્યુ નથી અને માણસ ઈતિહાસમાંથી કાંઈ જ શીખ્યો નથી.

જે ધારણાઓ અને મંતવ્યો ઈતિહાસને બરાબર જાણ્યા અને સમજયા વગરનાં લોકોની છે, એવુ લાગે છે. જયારે ઈતિહાસનું જેણે સાચા અર્થમાં અધ્યયન કર્યુ છે. તેનો ખ્યાલ તો સાવ જુદો જ છે. કોઈક તો તેને દેવતાનાં સ્વરૂપમાં પણ મૂકે છે. જયારે ઈતિહાસમાં એક લીટી પણ આધાર પુરાવા વગર મૂકી શકાતી નથી. જો મૂકીએ તો બદનક્ષી કે છેતરપીંડીની સજા ભોગવવાની તૈયારી રાખવી પડે છે, તેમાં ગપગોળાની પેલા અબુદ્ધ લોકોની ઈતિહાસમાં વાત જ કયાં આવે.

ઈતિહાસએ રોજબરોજનાં સુખ દુઃખ માંથી દુરત્વ પામવાનું શાસ્ત્ર છે અને તે જ ઈતિહાસનો સાચો સ્વાદ છે. ઈતિહાસનાં દરેક પ્રસંગમાં સ્વાદ અને સંવાદ બંને હોય છે,તે સ્વાદ માણતા માનવે શીખવું જોઈએ,

૧. Gilberth V.H. "The Historianat work" London- 1962, Page : 5.

નહીંતર પેલા શિયાળની જેમ દ્રાક્ષ ખાટી છે એવી જ વાત લાગશે.

હવે જયારે ઈતિહાસની આધુનિક વિભાવના મુજબ તો ઈતિહાસનાં કેન્દ્ર સ્થાનમાં માનવી આવ્યો છે. ઈતિહાસનો જૂનો એકાંકી ખ્યાલ સાવ બદલાય ગયો છે. છતાં હજુ તેને સાવ નિર્મૂળ કરવાની જરૂરત છે. કે ઈતિહાસ એ ભૂલવા જેવો કે મહત્ત્વ વગરનો વિષય નથી. પરંતુ દરેક વિષયનાં મૂળ સુધી પહોંચવાનો વિષય છે. એટલે જ કોઈએ ઈતિહાસ વિશે એમ કહ્યું છે કે ઈતિહાસ એટલે માનવીની રોજનીશી.

ઈતિહાસ અને ભૂગોળએ માનવીની બુદ્ધિની બે આંખો છે, તેની મદદથી તે જગતને જોતા શીખી શકે છે.

જો કે ઈતિહાસને પ્રાચીન કાળમાં તો ગૌરવપૂર્ણ વિષય મનાયો હતો. બ્રાહ્મણગ્રંથો તથા ઉપનિષદ સાહિત્યમાં જ્ઞાનની આ શાખાને ઈતિહાસને વેદની સંજ્ઞા આપી છે. આપણે સૌ જાણીએ છીએ કે વેદએ હિંદુઓનો પવિત્ર ગ્રંથ છે અને તેને અપૌરૂષેય માનવામાં આવે છે. ઈતિહાસને વેદ કહ્યો તે જ આ શાસ્ત્ર પ્રત્યે ભારતનાં લોકોનો દષ્ટિકોણ કેવો હતો, તે જોવા મળે છે. કૌટિલ્ય અર્થશાસ્ત્રમાં લખ્યુ છે કે રાજાની દિનચર્યામાં ઈતિહાસ શ્રવણનું અધિક મહત્ત્વ છે, તેણે રાજાને મધ્યાહનનાં સમયમાં ઈતિહાસ શ્રવણ કરવાનું કહ્યુ છે.

ઈતિહાસને કોઈકે તો રાજમાતા સાથે સરખાવ્યો છે, કે ઈતિહાસએ ઘણી હદ સુધી એક રાજમાતા અને સામાજિક વિજ્ઞાન તરીકે ઓળખાય છે.

**વ્યાખ્યાઓ :-**

ઈતિહાસ વિશે જુદા જુદા વિદ્વાનોએ આપેલા મંતવ્યો જોયા પછી હવે ઈતિહાસ વિશે જુદા જુદા ઈતિહાસકારોએ આપેલ વ્યાખ્યાઓને અહીં જોઈશું. એટલે પણ ઈતિહાસ વિશેનો સાંગોપાંગ ખ્યાલ આવશે, કે આ વિષય શું છે અને તેમાંથી શું મળે તેમ છે. ઈતિહાસની આ બધી વ્યાખ્યાઓનો સરવાળો તે ઈતિહાસ છે.

જો કે ઈતિહાસની પ્રત્યેક યુગમાં વ્યાખ્યા જુદા જુદા પ્રકારની હોય છે. તે વ્યાખ્યા પણ જેણે આપી હોય છે. તેના વિચાર દ્રષ્ટીબિંદુનાં આધારે જ કરવામાં આવેલી હોય છે. તેથી દરેકની ઈતિહાસની વ્યાખ્યા જોતા પહેલા તેની વિચારસરણી કેવી હતી અને કયા યુગમાં તે થયો હતો. તે મુજબ તેનું અર્થઘટન આપણે કરવું જોઈએ.

(૧) જે ઘટના પહેલા ઘટી છે, તે વ્યાપકરૂપમાં ઈતિહાસ છે, તે સ્પષ્ટરૂપથી ભૂતકાળ જ છે. - જોનસન



(૨) ઈતિહાસ વિસ્તૃતરૂપમાં પ્રત્યેક ઘટના છે, જે કયારેક બની હતી. - હેનરી જોનસન

(૩) ઈતિહાસ એ ધર્મનું સાચુ નિદર્શન છે. - લેઈબ્નીત્ઝ

(૪) ઈતિહાસ ઘટનાઓ યા વિચારોની ઉન્નતિનું એક સમબદ્ધ વિવરણ છે. - રેપ્સન

(૫) સાચે જ ઈતિહાસ (જેવું) કશું જ નથી, પણ છે માત્ર જીવન ચરિત્ર. - ઈમર્સન

(૬) ઈતિહાસ એ ભૂતકાલીન રાજકારણ છે અને આજનું રાજકારણ એ વર્તમાન ઈતિહાસ છે. - સીલી

(૭) આપણો બધો પ્રાચીન ઈતિહાસ સ્વીકારેલી પરિકલ્પનાઓથી વિશેષ નથી. - વોલ્તેર

(૮) ગુનાઓ અને કમનસીબોનું ચિતરામણ તે ઈતિહાસ છે. - વોલ્તેર

(૯) ઈતિહાસ તે બૌધિક સ્વરૂપ છે, જેમાં સભ્યતા પોતાનાં અતિતને ચિત્રિત કરે છે. - જોન હ્યુજિંગા

(૧૦) ઈતિહાસ આપણા સંપૂર્ણ ભૂતકાળનું વૈજ્ઞાનિક અધ્યયન તથા જ્ઞાન પ્રમાણ છે. - વી.જી. ઘાટે

(૧૧) ઈતિહાસ માનવ અતિતનાં તે બિંદુનાં પ્રારંભકાળનો અભિલેખ છે. જયારથી લિખિત અભિલેખ પ્રાપ્ત થાય છે, ઈતિહાસ માનવીય સભ્યતાનો અભિલેખ છે. - ગૈરોન્સ્કી

(૧૨) ઈતિહાસ એ સર્વસંમત દંતકથા છે. - નેપોલિયન બોનાપાર્ટ

(૧૩) માનવજાતનાં ગુનાઓ, ભૂલો અને દુર્ભાગ્યોની નોંધથી ઈતિહાસ ખરેખર કંઈક વિશેષ છે. - ગિબન

(૧૪) ઈતિહાસ એ તરકટ છે. - હેનરી ફોર્ડ

(૧૫) ઈતિહાસ એક ખરાબ સ્વપ્ન છે, જેમાંથી હું જાગૃત થવા પ્રયત્ન કરૂ છું. - જેમ્સ જોયસે.

(૧૬) ઉદાહરણોમાંથી તારવેલુ તત્વજ્ઞાન એ ઈતિહાસ છે. - ડાયોનિશિયસ

(૧૭) ઈતિહાસએ શિસ્ત છે, જે માનવીઓને ડાહ્યા બનાવે છે. - બેકન

(૧૮) ઈતિહાસ એ (વિવિધ) સમાજોમાં રહેતા માનવીઓની સિદ્ધિઓ અને કૃત્યોની વાર્તા છે. - રેનિયર

(૧૯) માનવ સ્વતંત્રતાને ઉકેલતી વાર્તા તે ઈતિહાસ છે. - એકટન

(૨૦) ઈતિહાસ એ રાષ્ટ્રનું આત્મનું પરિક્ષણ, આત્મ ચિંતન, આત્મ સ્મરણ અને આત્માનું ધ્યાન છે. - જયચંદ્ર વિદ્યાલંકાર

(૨૧) માનવીને શું થયું અને સાથી તેમ થયું નથી. વિગતોને પ્રતિબિંબીત કરતી માનવજાતની અર્થપૂર્ણ કથા તે ઈતિહાસ છે. - વજેશ્વરી

(૨૨) ઈતિહાસ એ સ્મરણ યોગ્ય વસ્તુઓની વાર્તા છે. - રેનિયર

(૨૩) અપરિવર્તનશીલ ભૂતકાળનો અહેવાલ તે ઈતિહાસ છે.- એરિસ્ટોટલ

(૨૪) ઈતિહાસ એ વિપરીત ભવિષ્યવાણી છે. - ફ્રેડરીચ વૉન શ્લિગલ

(૨૫) માનવે જે કાંઇ કર્યુ તથા કહ્યુ અને એનાથી પણ પર તેણે જે કાંઇ વિચાર્યુ તે બધુ ઈતિહાસ છે. - મેટલૈન્ડ

(૨૬) ઈતિહાસ એક દર્શન છે. તે ધુંધળુ તથા અપૂર્ણ હોવા છતાં પણ જયાં સુધી સંભવ છે. (ત્યાં સુધી) વાસ્તવિકતાથી નજીક છે, તે પર બ્રહ્મને જે તેની નિષ્ઠાપૂર્વક ખોજ કરવાવાળા આત્માઓને ઉદ્‌ઘાટિત કરે છે.

- આર્નોલ્ડ ટોયન્બી

(૨૭) ઈતિહાસ આપણા માટે ફકત જ્ઞાન સ્મૃતિ જ નથી, પરંતુ સ્મૃતિ છે જેનાથી આપણે જીવીત રહી શકીએ છીએ. - કાર્લ યાસ્પર્સ

(૨૮) ઈતિહાસ મહાન વ્યકિતઓની આત્મકથા છે. - કાર્લાઈલ

(૨૯) ઈતિહાસ એ તો રાષ્ટ્રની સ્મરણશકિત છે. - ડૉ. રાધાકૃષ્ણન

(૩૦) ઈતિહાસ એક સંપૂર્ણ એકતા છે. - જારવિસ

(૩૧) ઈતિહાસ એ યુગયુગને માટે ગુંજવાવાળુ સત્ય અને અસત્યનું નૈતિક વિધાન છે. - ફ્રોઈડ

(૩૨) ઈતિહાસ જીવનનાં અનુભવોની ખાણ છે. - જોન્સ

આ બધી વ્યાખ્યાઓ જોયા પછી મને બે વ્યાખ્યાઓ છેલ્લે મૂકવાનું મન થાય છે કે ઈતિહાસનો ચોકકસ અર્થ અને મહત્વ પ્રગટ કરે છે. જો કે આ બન્નેને વ્યાખ્યાઓ કહેવા કરતાં જે તે વિદ્વાનોનાં ટૂંકા મુદ્દાઓ કહેવાનું ગમે.

રોબિન જોર્જ કોલિંગવુડનાં (ઈ.સ. ૧૮૮૯ - ૧૯૪૩)મરણોત્તર પ્રકાશિત થયેલા ગ્રંથ **"The Idess of History"** ૧૯૪૬માં ઈતિહાસના ચાર મુદ્દાઓ ચર્ચવામાં આવ્યા છે, તે ખૂબ જ અગત્યનાં છે.

(૧) ઈતિહાસનો એક અર્થ સંશોધન કે અન્વેષણ છે. બીજા વિજ્ઞાનોની જેમ જ આ વિજ્ઞાન કામ કરે છે, ઈતિહાસએ આપણને ન જાણતા હોઈએ તે પકડીને શોધી આપે છે.

(૨) ઈતિહાસનો વિષય માનવોના ભૂતકાળમાં થયેલા કાર્યો અને માનવ સંબંધિત દરેક ઘટનાઓ છે.

(૩) ઈતિહાસની પદ્ધતિ શી :- ઈતિહાસની પદ્ધતિ ન્યાયાલય જેમ પુરાવામાં માને તેમ પ્રમાણ કે પુરાવામાં માને છે. ઈતિહાસ પ્રમાણનાં વિવરણથી ચાલે છે. ઈતિહાસમાં પુરાવા વગરનું એકપણ વાકય ચાલે નહીં.



(૪) ઈતિહાસનું પ્રયોજન શું?:- ઈતિહાસ એ માણસનાં સ્વજ્ઞાન માટે છે. માણસે પોતાની જાતને જાણવી અને પોતે શું કરી શકે ? શું ન કરી શકે ? તેનો ખ્યાલ માણસે શું શું કર્યુ છે તેમાંથી આવે છે. તેથી ઈતિહાસનું મૂલ્ય એ છે કે માણસે શું કર્યુ છે, તે એ શીખવે છે અને એ રીતે માણસ શું છે એ શીખવે છે.

જયારે હાલમાં સર્વસંમત વ્યાખ્યા ગેરેઘાન (**GarraGhan G.J.**) ની ગણવામાં આવે છે. તે આપણે જોઈએ ''ઈતિહાસ એવું વિજ્ઞાન છે કે જે (ક) સમય અને સ્થાનની દ્રષ્ટિએ ચોકકસ (ખ) સામાજિક સ્વરૂપની તથા (ગ) સામાજિક રીતે અગત્યની એવી મનુષ્યની ભૂતકાળની પ્રવૃતિઓનું પ્રથમ સંશોધન કરે છે અને બાદ કાર્યકારણ અને વિકાસની દ્રષ્ટિએ સંબંધિત રીતે તેની નોંધ કરે છે.[૧]

આપણે શરૂઆતમાં ઈતિહાસ શબ્દનું મૂળ ઈતિહાસ શબ્દનો અર્થ, ઈતિહાસની શરૂઆત, ઈતિહાસ વિશેનાં વિદ્વાનો અને રાજપુરૂષોનાં મંતવ્યો અને છેલ્લે ઈતિહાસ વિષયને સાવ સ્પષ્ટ રીતે ઓળખવા માટે જુદી જુદી વ્યાખ્યાઓ પણ જોઈ.

હવે અહીં છેલ્લે થોડાક મુદ્દાઓ આપીને તેની સમજૂતી આપુ છું કે આટલી વિગતો વાંચ્યા અને જાણ્યા પછી કોઈ વ્યકિત એવી નહીં રહે કે તેને ઈતિહાસ એટલે શું ? તે પ્રશ્ન પૂંછવો પડે.

### (૧) ઈતિહાસ એ વાર્તા છે. :-

ઈતિહાસમાં વાર્તા જેવું કથાનક હોય છે.એટલે જ હુમાયુ કબીર લખે છે કે ''માનવીઓ ઈતિહાસએ ખરેખર ભૌતિક વિશ્વ ઉપર માનવ ચિત્તનાં વધતા જતાં આધિપત્યની વાર્તા છે'' તેથી વિદ્યાર્થીઓને તે ભણવાની ખૂબ જ મજા પડે છે. તેથી જ હેનરી પાયરેને (Henri Pirenne) ઈતિહાસને સમાજમાં રહેવાવાળા મનુષ્યોનાં કાર્યો અને ઉપલબ્ધિઓની વાર્તા કહી છે. ઈતિહાસનાં ઘણા પ્રસંગોમાં વાર્તાનું તત્ત્વ હોય છે. તેથી જ ઈતિહાસની આરંભિક અવધારણા તેને રોચક વાર્તાનાં રૂપમાં મૂકવાની તથા શિક્ષાત્મક બનાવવાની લગભગ ૨૨૦૦ વર્ષથી રહી છે. હિરોડોટસે પણ એ પદ્ધતિએ રોચક

૧. ધારૈયા રમણલાલ કે. ''ઐતિહાસિક પદ્ધતિ'' અમદાવાદ-ઈ.સ.૧૯૬૭, પૃષ્ઠ -૮.

સ્વરૂપે જ લખ્યું હતું. ઈતિહાસએ મનુષ્યનાં અનુભવોની વાર્તા છે. જે અનુભવોમાં સારા નરસા બન્ને અનુભવો હોય છે, તેમાંથી માનવ બોધ મેળવે છે.

જી.એમ. ટ્રેવેલ્યાન પણ કહે છે કે ઈતિહાસકારનું પહેલું કર્તવ્ય વાર્તા કહેવાનું છે અને ઈતિહાસ પોતાનાં અપરિવર્તનીય મૂળતત્ત્વમાં એકવાર્તા છે.

જયારે રેનિયર કહે છે કે ''જો ઈતિહાસ એક વાર્તાથી ઓછો છે તો તે પોતાનાં સામાજિક કાર્યને સંપન્ન નહીં કરી શકે અને જો એક વાર્તાથી વધારે છે. તો અન્ય અનુશાસનોની સાથે આવશ્યક રૂપથી તે પ્રતિસ્પર્ધા કરશે. અનિશ્ચિત અવાજમાં બોલશે અને માર્ગદર્શનની અપેક્ષા ભ્રમ વધારે પેદા કરશે.[1] અરસ્તુએ ઈતિહાસને માનવની વાર્તા માન્યો હતો.[2]

## (૨) ઈતિહાસ એ આનંદ છે :-

આ વિષયનું એક આખું પ્રકરણ જ સામેલ કરવામાં આવ્યુ છે.

## (૩) ઈતિહાસ એ વિજ્ઞાન છે :-

## (૪) ઈતિહાસ એ જ્ઞાન છે :-

એક જ્ઞાન એ હંમેશા બીજા જ્ઞાન ઉપર રચાવાયેલી જ વસ્તુ છે. એવું ઈતિહાસમાંથી આપણને દરેક વિષયનું જ્ઞાન પ્રાપ્ત થાય છે. ઈતિહાસે હંમેશા દરેક વિષયનો હાથ દોર્યો છે. એટલે જ ડિલ્થે કહે છે. ઈતિહાસ દ્વારા માનવને સમજવાનું સૂત્ર મળે છે. જ્ઞાનના બે માર્ગ છે. પ્રકૃતિનાં જ્ઞાન માટે વિજ્ઞાન અને માનવ સંબંધી જ્ઞાન માટે ઈતિહાસ એટલે જ ક્રોચ કહે છે. ઐતિહાસિક જ્ઞાન મનુષ્યમાં જ્ઞાનનું સર્વશ્રેષ્ઠરૂપ છે. તો વળી કોલિંગવુડ એમ કહે છે કે તે ઈતિહાસ એક અદ્વિતિય પ્રકારનું જ્ઞાન છે. તે જ માનવના સંપૂર્ણ જ્ઞાનનો સ્રોત છે. ઈતિહાસનાં જ્ઞાનની મદદથી જ માનવ પોતાને અને દુનિયાને પણ સમજી શકે છે. અને જાણી શકે છે. પોતે શું કરી રહ્યો છે કે પોતાની અવદશા આવી શા કારણે થઈ છે કે પ્રગતિ કરી છે.

## (૫) ઈતિહાસએ વિચાર છે :-

ઈતિહાસએ વિચારએ અર્થમાં છે કે ઈતિહાસનો જ્ઞાતા કે જાણકાર જયારે ઈતિહાસનાં વિચારોમાં ખોવાય છે. ત્યારે જાણે કે પોતે હજારો વર્ષનો વિચાર કરતો કરતો રાષ્ટ્રની અને દુનિયાની શેર કરતો કરતો એક એક બાબતોને

૧. Renier G.J. "History its Purpose and method" London- 1950-1961,Page:36.
૨. પાંચાલ / બઘેલા ''ઈતિહાસ કે સિદ્ધાંત એવં પદ્ધતિયાં'' જયપુર, ઈ.સ. ૧૯૮૯, પૃષ્ઠ.૨૫૮.



જાણતો જાણતો પ્રવાસ કરતો હોય તેમ અનુભવીને પાછો કલાક બે કલાકે પાછો વર્તમાનમાં આવીને તે વિચારોનો આનંદ માણી શકે છે. કયારેક ઈતિહાસનાં જ કોઈક વિચારતંતુને વળગીને જ શોધકોએ ઘણી શોધ કરી હશે. દા. ત. રામાયણનાં પુષ્પક વિમાનનાં આધારે વિમાનની શોધ થઈ હશે. કયારેક માનવ જ કોઈ કાર્ય કરે તેની પાછળ કોઈ ભૂતકાળનો વિચાર હોય છે. જેમ કે પૃથ્વીની ઉત્પતિ કાળનો માનવ કુદરત કે ઈશ્વરને ખુશ કરવા પોતે જે ખાતો તેવું જ ઈશ્વરને આપતો. તેમાંથી જ કદાચ માનવ બલિ પ્રથા અસ્તિત્વમાં આવી. આ વિચાર હજુ કયારેક આ વિજ્ઞાનનાં યુગમાં પણ ટપકે છે. દા. ત. કાલાવડ, વઢવાણ, ખારચિયા અને જૂનાગઢમાં પોતે જ પોતાનું અથવા બાળકોનાં માથા માતાજી કે શિવને ચરણે ચડાવી દીધા હતા, એવા દાખલા નોંધાયા છે.

## (૬) ઈતિહાસ પુલ છે. :-

ઈતિહાસનો પ્રવાહ એ ગંગા નદીનાં પ્રવાહ જેવો વિશાળ છે. ઈતિહાસમાં જો ઉંડા ઉતરીએ તો ઈતિહાસ એમ બતાવે છે કે આપણે મૂળમાં તો એક જ પિતાના સંતાનો છીએ. પછી તો સમય સંજોગો, સ્થળ પ્રમાણે તેમાં ફાંટાઓ અને વાડાઓ પડી પડીને જુદા જુદા ધર્મો અને જુદી જુદી જ્ઞાતિઓ અસ્તિત્ત્વમાં આવી છે. ઈતિહાસનું સાચું શિક્ષણ માનવને વધારે સભ્ય અને સહિષ્ણુ બનાવે છે. જેમ કે ભારતમાં શક, હુણ, મોંગલો, તુર્કો, વગેરે આવ્યા પણ તે ભારતમાં ભારતની પ્રજા સાથે વિલીન થઈ ગયા. તેમણે પણ ભારતને જ પોતાનો દેશ સમજી લીધો. આથી માનવે દરેક ધર્મ અને દરેક જ્ઞાતિને અલગ ન જોવા કરતાં આ માનવ જીવનનાં એક મોટા માળાનાં સંતાન ગણવા જોઈએ. આ ઈતિહાસનો બોધપાઠ માણસને પુલ તરીકેની ગરજ સારે છે.

## (૭) ઈતિહાસ સંસ્કાર છે. :-

ઈતિહાસમાં માત્ર યુદ્ધો, દગાઓ કે લુંટની જ વાતો આવતી નથી. પરંતુ ઈતિહાસમાં ઉદારતા, બલિદાન, કરૂણા, સહિષ્ણુતા, દેશપ્રેમ વગેરે વગેરે વાતો પણ આવે છે. તેથી તે વાતો વિદ્યાર્થીઓમાં સંસ્કારનું સિંચન કરે છે. ઈતિહાસનાં આધારે જ પ્રાચીન યુગથી માંડીને ૨૦મી સદી સુધીનાં માનવોની સભ્યતાની વાર્તા વિલ ડુ રાન્ટે ''સ્ટોરી ઓફ સિવિલાઈઝેશન'' નામનાં પુસ્તકમાં કરી છે. તેમાં તેમણે પરિવાર, વિવાહ, ધર્મ, સામાજિક નૈતિકતા, કલા, જુદી જુદી સંસ્કૃતિઓ અને જુદા જુદા લોકોની ચર્ચા કરી છે. આ પુસ્તક વિલ ડુ રાન્ટ ઈતિહાસનાં આધારે રચી શકયા અને લોકોને સમજાવ્યું કે માનવોની સભ્યતા ધીરે ધીરે યુગે યુગે ક્રમશ : કેવી રીતે વિકસી હતી. આમ ઈતિહાસ એક

સંસ્કાર આપતું શાસ્ત્ર છે.

## (૮) ઈતિહાસ એ શાંતિની સલાહ છે. :-

હીગલનાં મતે ઈતિહાસ જ આપણી સમસ્યા અને તેનું આપણું સમાધાન છે. ઈતિહાસમાં મોટેભાગે યુદ્ધોની વાતો ઘણી જ આવે છે. મહાભારતનાં યુદ્ધથી માંડીને ૧૯૭૧નાં ભારત પાકિસ્તાનનાં યુદ્ધની વાત તેમાં લખાયેલી છે. આ બધા યુદ્ધોનો સાર એક જ નીકળે છે કે માણસે હંમેશા યુદ્ધ કરીને જીત મેળવીને પણ કંઈક ગુમાવ્યું જ હોય છે.

એટલે જ મહાન અશોકને યુદ્ધની નિરર્થકતા કદાચ પહેલી વહેલી સમજાઈ હતી. તે પછી તો દુનિયાએ પ્રથમ વિશ્વયુદ્ધ અને બીજુ વિશ્વયુદ્ધ એવા બે ભયંકર યુદ્ધોનો અનુભવ કરી માનવે યુદ્ધની નિરર્થકતા સમજી રાષ્ટ્રસંઘ અને ત્યારબાદ સંયુકત રાષ્ટ્રસંઘ નામની દુનિયાને શાંતિ આપનારી સંસ્થાઓ ઉભી કરી.

તે પણ ઈતિહાસનો જ એક અગત્યનો બોધપાઠ છે. એટલે જ આઈનસ્ટાઈને કહ્યું હતું કે જો ત્રીજુ વિશ્વયુદ્ધ લડાશે અને પછી ચોથુ વિશ્વ યુદ્ધ લડાશે તે લાકડાની તલવારો અને પથ્થરોનાં હથિયારોથી લડાશે. એમ કહી તેણે ત્રીજા વિશ્વયુદ્ધની ભયાનકતાનો ખ્યાલ બે વિશ્વયુદ્ધના અનુભવ પછી આપ્યો, કે ત્રીજા વિશ્વયુદ્ધમાં માનવની બધી જ શકિત અને વિજ્ઞાન નાશ પામશે.

## (૯) ઈતિહાસએ બોધ છે. :-

ઈતિહાસ એક એવો બોધપાઠ આપે છે કે આ દુનિયામાં શરૂઆતના લોકોને ખૂબ જ મુશ્કેલીઓ અને દુઃખ જ વેઠવું પડે છે. જે જીવનમાં પણ શરૂઆતમાં મુશ્કેલીઓ અને દુઃખ વેઠે છે. તે આગળ જતાં તેના સુફળ ભોગવે છે. ઈતિહાસનો બોધપાઠ એમ કહે છે કે કોઈપણ દુઃખ કે સુખ કાયમી રહેતું નથી, તેમાં સતત પરિવર્તન આવ્યે જ રાખે છે. આજના માનવ ઈતિહાસમાં જોવા જાય કે પૃથ્વીની ઉત્ત્પતિની શરૂઆતમાં કેવી કેવી મુશ્કેલીઓ અને દુઃખો વેઠયા હતા.

ભારતમાં મોગલકાળમાં હજારો લોકોને ફાંસીને માંચડે લટકાવી દેવામાં આવ્યા તો કેટલાયની જીવતા જ ચામડી ઉતારી લેવામાં આવી. હલાકુ જેવા મંગોલ બર્બર નેતાએ તો એક માણસ મૃત્યુ પામ્યો ત્યાં સુધી તેનાં શરીરમાંથી માંસનાં ટુકડા કાપી કાપીને ખાધે રાખ્યા હતા. મહમદ તઘલકે તેના પિત્રાઈ ગુશાસ્પને મારીને તેના માંસની બિરિયાની બનાવી તેની પત્નીઓને ખવડાવી હતી.



મોગલ બાદશાહ બહાદૂરશાહ ઝફરને દિલ્હીની ધૂળ માટે (માતૃભૂમિની ધૂળ) રંગુનમાં તડપવું પડ્યું હતું. શાહજહાંને અંતિમ દિવસો પોતાની પ્રિયતમા મુમતાજના મકબરાને (તાજમહાલ) જોઈને દિવસો પસાર કરવા પડ્યા હતાં. સુભાષચંદ્ર બોઝના કુટુંબને એ પણ ખ્યાલ ન આવ્યો કે સુભાષચંદ્ર જીવતા છે કે કયાંઈ મૃત્યુ પામ્યા છે?

આવા ઈતિહાસના દાખલાઓ માનવને બોધ આપે છે કે માણસનાં જીવનમાં દુઃખો તો આવ્યે જ રાખ્યા હતા. પરંતુ જેમ જેમ સમય આગળ વધતો જાય છે. વિજ્ઞાન આગળ વધતું જાય છે, તેમ તેમ દુઃખોમાં મુશ્કેલીઓમાં ઘટાડો થતો જાય છે, એ પણ ઈતિહાસનો એક અગત્યનો બોધ પાઠ છે.

## (૧૦) ઈતિહાસ પ્રેરણા છે. :-

ઈતિહાસ સ્મૃતિની તિક્ષ્ણતા અને તાર્કિક વિચારણાના કૌશલ્યો અને કલ્પના શકિતનો વિકાસ કરે છે. ઈતિહાસની સ્મૃતિની તાલિમ અને તાર્કિક વિચારણાના વિકલ્પ માટે સૌથી અનુકૂળ ગણાતો વિષય છે. ઈતિહાસ માનવને કલ્પનાના અનુભવોની તકો પૂરી પાડે છે. માનવને પોતાનાં કરતાં તદ્દન જુદા જ પ્રકારનાં વાતાવરણ ઉપર નજર નાંખવામાં ઉપયોગી બને છે. તે ભૂતકાળનાં જુદા જુદા વાતાવરણ ઉપર નજર કરી માનવ તેમાંથી કંઈકને કંઈક પ્રેરણા લઈને આગળ ચાલ્યો છે. એટલા માટે તો કહેવાય છે કે માણસ હંમેશા ઈતિહાસની આંગળી પકડીને ચાલ્યો છે.આમ ઈતિહાસ વીતી ગયેલા સમયમાં આપણને પાછા લઈ જઈ એક જૂના વાતાવરણનો અનુભવ કરાવી નવા વાતાવરણને પ્રેરણા પૂરી પાડે છે.

## (૧૧) ઈતિહાસએ ન્યાય છે. :-

ઈતિહાસકાર પોતાની રચનાનાં માધ્યમથી નૈતિક શિક્ષણ આપે છે. ઈતિહાસકારનું કાર્ય તેનાં શાસનની સફળતાનું મૂલ્યાંકન કરવાનું છે. તે દ્વારા તે શાસકને તે ન્યાય આપવાનો છે. પરંતુ એકટન જેવા વિદ્વાનનું માનવું છે કે ઈતિહાસકારનું કામ નૈતિક ન્યાય આપવાનું નથી. પરંતુ તેના શાસનનું ઉચિત મૂલ્યાંકન કરી તેની રાજકીય કારકિર્દીનું મૂલ્યાંકન કરી નૈતિક ન્યાય આપવાનું છે. આ અર્થમાં ઈતિહાસકાર એક ન્યાયધીશનું કાર્ય કરે છે અને ઈતિહાસનાં આ જ્ઞાન દ્વારા વર્તમાનને નિયંત્રણમાં રાખે છે. સાથે સાથે ભવિષ્યને માટે માર્ગદર્શન પુરૂ પાડે છે. ઈતિહાસનાં ન્યાયનો ઉદ્દેશ ભૂતકાળનાં પાત્રોના ખરાબ કાર્યો ઉપર નિર્ણય આપી વર્તમાન સમાજની રક્ષા કરવાનું છે.

ઈતિહાસને માટે ઘણી વખત હોબાળાઓ મચે છે.

કોઈ વિદ્વાન સમાજમાં પ્રવર્તતી ઈતિહાસની સમજથી કાંઈક નવું સંશોધન બહાર પાડે ત્યારે લોકો ઉકળી ઉઠે છે અને કહેતા હોય છે કે આમ કદી હોય જ નહીં. આ વિદ્વાનનું બધુ જ ખોટું છે. પરંતુ આવા હોબાળા મચાવતા લોકોએ સમજવાની જરૂર છે કે ઈતિહાસમાં અનુમાન કયારેક જ હોય છે તે પણ વિદ્યમાન પુરાવાનાં સાક્ષ્યનું પરીક્ષણ કરી તારવેલું અનુમાન છે. તેથી કદાચ જૂની માન્યતાઓ કે જૂનો ઈતિહાસ નવા પુરાવાઓને આધારે ખોટો પણ ઠરે તેમાં કાંઈ અકળાવા જેવું હોતું નથી. પરંતુ સ્થિર મન રાખી જે તેપુરાવાઓને ન્યાયાધીશની નજરે ચકાસીને તે સત્યને સ્વીકારવું જોઈએ.

# (૨) ઈતિહાસનાં ઉપયોગ

ઈતિહાસ માનવ જાતિનું એક સાચા મિત્રરૂપ શાસ્ત્ર છે. ઈતિહાસ એ અરીસાનાં જેવું કામ કરી માનવને ભૂતકાળનું ચિત્ર બતાવીને વર્તમાનને સરખો બનાવવાનો બોધ આપે છે.

ઈતિહાસ એ સાઈડ ગ્લાશ છે તેમાં જોઈને માનવે આગળ ચાલવાનું હોય છે, જેમ કે કોઈ વાહન ચાલક વાહન ચલાવતો હોય ત્યારે સાઈડ ગ્લાશ દ્વારા પાછળની સ્થિતિ જોઈ આગળ વધે છે વળે છે. તેવી રીતે માનવે ઈતિહાસને જોઈ આગળ વધવું જોઈએ પરંતુ ભારતનાં લોકોની બહુ મોટી નબળાઈ કે ભૂલ એ હતી કે તેમણે આ ભૂતકાળનાં અરીસામાં પાછળ જ જોયે રાખ્યું એનાં હિસાબે મોગલો, ફ્રેન્ચો, અંગ્રેજો સાથે ભયંકર અકસ્માત થયો.

ગુજરાતમાં ગુજરાતી ભાષામાં ઈતિહાસને ન્યાય આપનારા પુસ્તકો ગણ્યા ગાંઠ્યા છે. તેમાં પણ ઈતિહાસનો હેતુ, ઉદ્દેશ્ય કે ઉપયોગિતાઓ બહુ સ્પષ્ટ આલેખી નથી. ઈતિહાસને લોકો સારી રીતે સમજે અને તેનો પોતાની મહામૂલી જીંદગીમાં ઉપયોગ કરે અને પોતાનું જીવન ઉજ્જવળ બનાવી દુનિયાનાં રંગમંચ ઉપર શાંતિ સમૃદ્ધિનાં મંગલમય ગીતો ગાવા માંડે એ હેતુથી આ પુસ્તકમાં ઈતિહાસનાં કેટલા - કેટલા અને કેવા ઉપયોગો છે. તેની અહીં નીચે સવિસ્તાર ચર્ચા કરી છે.

જે ઉપયોગો, વિદ્યાર્થીઓ, શિક્ષકો, અધ્યાપકો અને અન્ય વ્યકિતઓને ખૂબ જ ઉપયોગી નિવડશે એમાં શંકાને સ્થાન નથી.

કોઈપણ વિષયનો કયાંક ને કયાંક તો ઉપયોગ હોય છે. પરંતુ ઈતિહાસનો ઉપયોગ તો વિજ્ઞાનથી માંડીને જીવનની નાની નાની ઘટનાઓને પણ બહુ ઉપયોગી છે.

ઈતિહાસ માનવ સમાજને અત્યંત ઉપયોગી એવું શાસ્ત્ર છે. પરંતુ અમુક લોકોએ ઈતિહાસ વિરોધી ઉચ્ચારણો કરી ઈતિહાસને નકામો વિષય ગણાવવા કોશિષ કરી હતી. તેથી એક છાપ એવી ઉભી થઈ કે ઈતિહાસ બિન ઉપયોગી શાસ્ત્ર છે. શું આજનાં વૈજ્ઞાનિક યુગમાં ઈતિહાસની ઉપયોગિતા છે. તે એક મહત્ત્વપૂર્ણ વિચારણિય પ્રશ્ન છે. આ પ્રશ્નનો ઉત્તર હું હા માં આપુ છું, અનેતે સમજાવવા એક દૃષ્ટાંત - ટાંકુ છું કે વિજ્ઞાનનાં યુગમાં પણ ઈતિહાસ શું ઉપયોગી છે. હમણા (૧૯૯૭-૯૮) રમણ પિલ્લાઈએ હર્બલ પેટ્રોલની શોધ કરી. જે ખૂબ જ સસ્તા ભાવે બનતું હતું તે પ્રશ્ન મને મુંઝવતો કે

આ પેટ્રોલની તેમણે શોધ કઈ વનસ્પતિઓનાં રસમાંથી કરી હશે. ત્યારે વિચારતા વિચારતા જવાબ આવ્યો કે વા ના રોગ માટે લોકો કેરોસીન ચોળવાનો દવા તરીકે ઉપયોગ કરે છે, તો પ્રશ્ન થયો કે કેરોસીન નહોતું ત્યારે લોકો શું તેની જગ્યાએ ઉપયોગ કરતા એના માટે ચરકસંહિતામાંથી વનસ્પતિનાં નામો અને રસનો ઉલ્લેખ મળ્યો. તે ઉપરથી એવુ અનુમાન કર્યુ કે આ હર્બલ પેટ્રોલની બનાવટમાં પણ આ વનસ્પતિનાં રસો ઉપયોગી બન્યા હશે.

આમ વિજ્ઞાનનાં યુગમાં પણ ઈતિહાસની આટલી ઉપયોગિતા છે કે વિજ્ઞાનનાં મૂળ સુધી પહોંચી શકાય છે.

ક્લોરોફોર્મની શોધ થઈ તો તરત જ પ્રશ્ન ઉઠયો કે રામાયણમાં ઈન્દ્રજીતનાં બાણે લક્ષ્મણને બેભાન બનાવી દીધા. ત્યારે હનુમાનજી એ સંજીવની નામની વનસ્પતિ લાવી આપી. એ સુંઘાડી મુર્છામાંથી લક્ષ્મણને બેઠા કર્યા. આ વિચાર ઉપર જ મેડિકલ સાયન્સ આગળ વધ્યુ હશે ?

મહાભારતમાં સંજય દ્રષ્ટિની વાત આવે છે કે રાજમહેલમાં બેઠા બેઠા અંધ ધૃતરાષ્ટ્રને સંજય કુરૂક્ષેત્રનાં યુદ્ધ મેદાનનો ચિતાર આપતો હતો. આ વિચાર ઉપર જ કદાચ ટેલિવીઝનની શોધ થઈ હશે.

રામાયણમાં પુષ્પક વિમાનની વાત આવે છે, તે સિદ્ધાંત ઉપર જ કદાચ રાઈટ ભાઈઓએ એરોપ્લેનની શોધ કરી હોય તો નવાઈ પામવા જેવુ કશું જ નથી. આ સિવાય અગ્નાસ્ત્ર ,બ્રહ્માસ્ત્ર જેવા શસ્ત્રો પણ આ યુદ્ધમાં વપરાયા હતાં, તેવા શસ્ત્રો આજે બન્યા જ છે.

આમ ઈતિહાસ વિચારવા માટેની કેડી રચી આપે છે, એ કેડી ઉપર આગળ ચાલીને ડાહ્યા માણસો રસ્તો બનાવે છે. એ જ ઈતિહાસની ઉપયોગિતા છે.

ઈતિહાસ માનવ સમાજનાં વિકાસની વાર્તા છે. ઈતિહાસ માનવ સમાજમાં સત્ય તથા ન્યાય માટે કરેલા સંઘર્ષનું વર્ણન છે. એટલા માટે જ પ્રો. શેકઅલીએ સાચું જ કહ્યું છે. કે ''ઈતિહાસની ઉપેક્ષા કરવાવાળા રાષ્ટ્રનું કોઈ ભવિષ્ય હોતુ નથી, એટલે કે રાષ્ટ્રનાં ઉત્થાન તથા વિકાસ માટે ઈતિહાસનું શિક્ષણ આવશ્યક છે.

ઈતિહાસ જીવન સંબંધી બધી જ બાબતોની ભરેલી કરિયાણાની દુકાન છે, ત્યાંથી બધી જ બૌદ્ધિક સામગ્રી મળે છે, તેનો બુદ્ધિમાન વ્યકિત જીવનોપયોગી વસ્તુઓ મેળવવા માટે ઉપયોગ કરે છે.

રેનિયરે લખ્યુ છે કે ''બધો ભૂતકાળ મારો ભૂતકાળ છે



અને હું તેનું સ્મરણ મારા વ્યકિતગત સંતોષ માટે કરુ છું'' ભૂતકાળનાં માનવીનાં પ્રયાસોને જાણીને જ માનવ વર્તમાનમાં આગળ કાર્ય કરે છે. ચંદ્ર ઉપર જવાનાં માનવે અનેક પ્રયત્નો કર્યા. ત્યારબાદ જ એ બધા પ્રયત્નોને અંતે નિલઆર્મ સ્ટ્રોંગને સફળતા મળી હતી.

ફિશરે લખ્યું છે કે ''ઈતિહાસનાં પાના ઉપર માનવની પ્રગતિ લખાયેલી છે'' તો દરેક નાગરિકે આ પ્રગતિને વાંચવા - વિચારવાનો અને તેમાંથી વિશિષ્ટ પરિસ્થિતિ ઉભી કરવાનો ઈતિહાસનો હેતુ હોય છે. લોર્ડ એકટને પણ સામાજિક દ્રષ્ટીકોણથી ઈતિહાસનાં શિક્ષણની ઉપયોગિતાનો સ્વીકાર કર્યો છે. આજનાં આધુનિક યુગમાં જે કાંઈ પ્રગતિ - જે કાંઈ અવનવી શોધો થઈ તેની પાછળ પણ ઈતિહાસનો હાથ છે. એટલે જ કોલિંગવુડે કહ્યુ છે કે ''ઈતિહાસ જ્ઞાનનો સ્રોત છે''

રાજનીતિમાં પણ એ જ સફળ થાય છે કે જેની પાસે કૌટિલ્ય, મહાન ફ્રેડરિક, નેપોલિયન બોનાપાર્ટ, અબ્રાહમલિંકન, ચર્ચિલ, મહાત્મા ગાંધી, જવાહરલાલ નહેરૂ, સરદાર વલ્લભભાઈ પટેલની નીતિનું જ્ઞાન હોય. આ મહાન રાજનીતિજ્ઞોનાં કાર્યો, નીતિ અને જીવનમાંથી પ્રેરણા લઈ તે સમાજમાં નૈતિક મૂલ્યો સુરક્ષિત રાખી પોતાનાં ક્ષેત્રમાં આગળ વધે છે, નહિ કે જુલીયસ સિઝર, ઔરંગઝેબ, હિટલર કે મુસોલિનીની નીતિ શીખી રાજનીતિમાં આગળ આવે છે.

ઈતિહાસ શિક્ષણનો હેતુ એ છે કે તે માનવને સૃષ્ટિનાં આરંભથી માંડી આજ સુધીની સારી નરસી વાતો કહી. તેમાંથી સાચા અને માનવોપયોગી રસ્તાઓ બતાવવા. ઈતિહાસનો એક હેતુ માનવોને મનોરંજન અને નાની મોટી વાર્તાઓ પુરી પાડવાનો છે. નાના બાળકો માટેની નીતિમતા અને ચારિત્ર્ય ઘડતર કરનારી વાર્તાઓ પણ ઈતિહાસમાંથી અંશો લઈ બનાવવામાં આવે છે. આ સિવાય જે અમુક નવલકથાઓ, ઉપન્યાસો લખાય છે, તેમાં પણ તે લેખકો ઈતિહાસનાં આધારે તેમાં જરૂરી કાલ્પનિક રંગો પૂરી નવલકથાને રોચક બનાવે છે અને તે માનવ સમાજને રસસભર મનોરંજન પુરૂ પાડે છે. દા. ત. સમરાંગણ, ઝવેરચંદ મેઘાણી, પ્રતિનાયક, દિનકરજોશી.

રમેશચંદ્ર દત્તે કર્નલ ટોડ કૃત રાજપૂતાનાનો ઈતિહાસ અને ગ્રાંટ ડફ લિખિત મરાઠાઓનો ઈતિહાસ એ બન્ને પુસ્તકોનો આધાર લઈ ચાર નવલકથાઓ લખી (૧) બંગ વિજેતા (૨) માધવી કંકણ (૩) મહારાષ્ટ્ર જીવન પ્રભાત (૪) રાજપૂત જીવન સંધ્યા.

હિરોડોટસ, લિવિ, મેકોલે, ટેસીટસ ક. મા. મુનશી, ઝવેરચંદ મેઘાણી, રસિક મહેતા,, ગોકુલદાસ રાયચુરા, ચુનીલાલ ધામી વગેરે વગેરેની કૃતિઓ એટલી રોચક છે કે લોકો એને મનોરંજન અર્થે વાંચે છે.

ડેવિડ હ્યુમે તો ઈતિહાસ વિશે એમ કહ્યું કે ''ઈતિહાસનું જ્ઞાન જાણવાવાળો વ્યકિત સૃષ્ટિનાં પ્રારંભથી જ પોતાનું અસ્તિત્વ માને છે'' આ વાકયનો અર્થ એવો થઈ શકે કે માનવને ઈતિહાસનું જ્ઞાન આપી તેને સમદર્શી બનાવી પૃથ્વીની ઉત્ત્પતિથી માંડી આજ સુધીની વાતો સમજાવી સૂઝબુઝ, ધીરજ, સહનશીલતાવાળો બનાવે છે.

ટ્રેવેલ્યાન કહે છે કે ''ઈતિહાસકાર વાંચકોને ભૂતકાલીન સમાજનાં હૃદયમાં અને મસ્તકમાં પ્રવેશ કરાવી વિશ્વભ્રમણનો આનંદ એક જગ્યાએ બેઠાબેઠા અપાવે છે.

મારો અંગત અનુભવ નોંધુ તો એમ કહી શકાય કે હું કોઈપણ જગ્યાએ એકલો ગમે તેટલી ચિંતાઓથી ઘેરાયેલો બેઠો હોઉ છતાં આવા સમયે ઈતિહાસનું અનુસ્નાતક સુધીનું શિક્ષણ અને દશેક વર્ષ સુધી ઈતિહાસનાં શિક્ષણનું અધ્યાપન કરાવ્યું આ બધા ભાથાને આધારે એકાંતમાં પણ ઈતિહાસનાં રંગ મહેલમાં કલાકોની કલાકો ખોવાઈ જાવ છું અને ઈતિહાસનાં એ ભૂતકાલીન જ્ઞાનને વલોવી-વલોવી વર્તમાનમાં ચિંતામુકત થઈ સ્વમાનભેર જીવું છું.

ઈતિહાસ માટે હું તો ત્યાં સુધી કહીશ કે ઈતિહાસનાં જ્ઞાનનાં અભાવને લીધે બીજા અન્ય જ્ઞાનનાં દ્વાર તમારા માટે સદાય બંધ રહેશે. ઈતિહાસ બધા વિષયોમાં એકતા સ્થાપિત કરવાવાળો એક સારાંશ યુકત વિષય છે. હેગલનો તો એમ કહે છે કે ''માનવ ઈતિહાસમાંથી જે જ્ઞાન મેળવે છે, જે જ્ઞાન અન્ય કોઈ વિષયોમાં મળતું નથી'' દા. ત. કોઈ વિદ્યાર્થી ગુજરાતી ભાષાનો સ્નાતક થાય કે કોઈ કોમર્સનો સ્નાતક થાય તો તેનામાં અન્ય જરૂરી જ્ઞાનની બાબતો આવતી નથી. માત્ર તો ભાષાનો અને વેપાર વાણિજ્યનો કાબેલ બને છે. પણ જો તે સાથે સાથે ઈતિહાસ ભણ્યો હોય તો તે જીવનનાં એકેએક ક્ષેત્રોથી પરિચિત બને છે. પછી તે ભૂતકાળની આધારશીલા પર વર્તમાન ઈમારતને ઉભી કરે છે.

ઈતિહાસ સામાજિક વિજ્ઞાનોનું મૂળ સ્રોત છે અને તેનાં આધારે જ અન્ય સામાજીક વિજ્ઞાનો વિકસ્યા છે. રાજયશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, સમાજશાસ્ત્ર એ ઈતિહાસનાં વૃક્ષમાંથી ફૂટેલી ડાળીઓ છે.

ઈ. એચ. કારે કહ્યું છે કે ''ઈતિહાસ એટલે વર્તમાન અને ભૂતકાળ વચ્ચેનો વણથંભ્યો અનંત સંવાદ છે'' જે સમાજ જયારે ભવિષ્ય,



દિશા અને પ્રગતિનો રસ્તો ખોઈ બેસે છે, ત્યારે તે ભૂતકાળ તરફ દ્રષ્ટી કરે છે.

૧૭ મી અને ૧૮મી સદીમાં ભારતનાં લોકો વિશ્વાસ અને ચેતના ગુમાવી બેઠા હતાં, ત્યારે ફરીવાર ચેતના અને શકિતનાં સંચાર માટે સ્વતંત્રતાના આંદોલનમાં સ્વતંત્રતાની પ્રેરણા મહારાણા પ્રતાપ, છત્રપતિ શિવાજી અને રાણી લક્ષ્મીબાઈ પાસેથી લીધી આમ ભૂતકાળે સદાય વર્તમાનને તેજસ્વી બનાવી ભવિષ્યને માર્ગદર્શન આપ્યુ છે.

ઈતિહાસ વિશે ઘણા વિદ્વાનો કહે છે કે ઈતિહાસએ કંઈ ઉપયોગી શાસ્ત્ર નથી અને ઈતિહાસમાંથી માણસ આજસુધીમાં કાંઈ શીખ્યો નથી. આ બાબત અધુરા અભિપ્રાયની છે. જયાં સુધી બ્રહ્માંડમાં પૃથ્વીનું અસ્તિત્ત્વ રહેશે ત્યાં સુધી માનવ સાથે ઈતિહાસનું અસ્તિત્ત્વ રહેશે. જેમ પર્વતમાંથી જ નદી નીકળે છે અને સમુદ્ર તરફ વહે છે. કોઈ દિવસ પર્વત સામે વહેતી નથી. કારણ કે આવો પ્રાકૃતિક નિયમ છે કે ગતિની સાથે જ પ્રગતિ થાય છે. આની જેમ જ ઈતિહાસ દ્વારા લોકોની પ્રગતિ જ થાય છે. નહિં કે ઈતિહાસ દ્વારા પડતી કે ભૂતકાલીન વેરઝેરો ચિરસ્થાયી બને.

માણસ જયારે જયારે ઈતિહાસની અવગણના કરીને ચાલ્યો છે કે જયારે ઈતિહાસની ગતિને રોકવા પ્રયત્ન કર્યો છે, ત્યારે તે નિષ્ફળ ગયો છે. લુઈ ૧૬મો, મહમદ તઘલક, ઔરંગઝેબ, નેપોલિયન બોનાપાર્ટ, હિટલર, મુસોલિની વગેરેની અસફળતાનું કારણ ઈતિહાસની અવગણના અને ઈતિહાસની ગતિ સાથે ટકરાવવાનું હતું.

ઈતિહાસમાં અનેક એવા ઉદાહરણ મળે છે કે નિંરકુશ શાસકોને પણ લોકો સામે ઝુકવું પડયું છે. ઈતિહાસમાં વ્યકિત પ્રધાન નથી હોતી પણ ઘટના અને લોકોની પ્રધાનતા હોય છે. ઈતિહાસની ગતિને અનુરૂપ ચાલવા વાળા વ્યકિતઓ યુગપુરૂષ કે મહાપુરૂષ બની જાય છે, ઈતિહાસની ગતિ સાથે ટકરાયને કોઈ યુગપુરૂષ બન્યુ નથી.

ઈ.સ. ૧૯૭૧માં એક સ્વતંત્ર રાષ્ટ્રનાં રૂપમાં બાંગ્લાદેશનો જન્મ થયો, ત્યારે પાકિસ્તાનની સરકારે અથાગ સૈનિક શકિતનો ઉપયોગ કર્યો છતાં એને રોકવામાં નિષ્ફળ નિવડી.

પ્લેખનોવએ સ્પષ્ટ લખ્યું છે કે ''ઈતિહાસ દ્વાર એવા બધા લોકો માટે ખુલ્લું છે કેજેની પાસે જોવા માટે આંખો, સાંભળવા માટે કાન તથા પોતાનાં પાડોશીઓનાંપ્રેમ માટે હૃદય હોય''

આનો અર્થ એમ થાય કે ઈતિહાસ મહાપુરૂષોથી માંડી

સમાજનાં દરેક જાગૃત વ્યકિતઓ માટે ઉપયોગી છે. આનો વિશેષ અર્થ એમ કરી શકાય કે સમજુ અને શાણો નાગરિક ઈતિહાસની કોઈપણ ભયંકર ઘટના વાંચે કે સાંભળે તેમ છતાં તેનાં પ્રત્યે તેનામાં કોઈ રાગદ્વેષ કે વેરબદલાની ભાવના ન જાગે પરંતુ તેની જગ્યાએ ભયંકર ઘટના કે ક્રુરતા પાછળનાં કારણો, સંજોગો વિશે વિચારી તેમાંથી સમાધાન શોધવાનો પ્રયત્ન કરે એ ઈતિહાસનો સાચો હેતુ રહેલો છે.

આટલી વિગતો જાણ્યા પછી હવે આપણે ઈતિહાસનાં ક્રમબદ્ધ ઉપયોગોને જોઈશું.

(૧) માનવીની સિદ્ધિ , નિષ્ફળતાઓ જેને લોકોએ પોતાનાં માનસ પટ ઉપર જાળવી રાખી છે, તે ટકાવવા સતત પ્રયત્ન કરે છે. આવી બાબતોને જાળવ્યા સિવાય ચાલે પણ નહીં. તેથી આજની પેઢીને ભૂતકાળની સિદ્ધિઓ અને ભૂલોની સમજ આપવા. ઈતિહાસ શિક્ષણની જરૂરિયાત છે.

(૨) માનવ સિવાય અન્ય પ્રાણીસૃષ્ટિમાં ભૂતકાળનું મહત્ત્વ નથી. ફકત માનવ જ ભૂતકાળને જોઈ વર્તમાનમાં ચાલે છે અને પોતે કયાંથી આવ્યો ? કયાં છે ? અને કયાં જશે ? તે નિર્ણય કરે છે.

(૩) ઈતિહાસ શિખવાથી શું લાભ થાય છે, તે બાબત લોર્ડ બેકનના કથનથી સ્પષ્ટ થાય છે કે કવિ માણસને આનંદી બનાવે છે, ગણિત સુક્ષ્મ નજરવાળો,તત્વજ્ઞાન માણસને ઉંડો અને નીતિશાસ્ત્ર ગંભીર બનાવે છે, અને ઈતિહાસ સુઝવાળો બનાવે છે.

(૪) ઈતિહાસ એ સ્વજ્ઞાન કે આત્માને ઓળખવા માટે છે. માણસ પોતાનો સ્વભાવ, પોતાની જાત તથા તે જે કાર્ય કરે છે, તેને ભૂતકાળનાં માનવનાં કાર્યો સાથે સરખાવે છે, પોતાનાં પૂર્વજોનો સ્વભાવ અને કાર્યોમાંથી માનવ પોતાનું મહદઅંશે ઘડતર કરે છે.

(૫) ઈતિહાસ એ માનવજીવનની ઘટનાઓનું માત્ર વિવરણ કરતું શાસ્ત્ર નથી. પરંતુ એનું અન્વેષણ કરતું વિજ્ઞાન છે. આથી તે કાંઈ વિષયવસ્તુ કે હકીકતોનો સંગ્રહ નથી, પણ માનવજીવન વિશે આપણે જાણતા નથી, એ ઈતિહાસ શોધી આપે છે. ઈતિહાસ માનવ જીવનની સમસ્યાઓ, અણઉકેલ્યા પ્રશ્નો ઉકેલી આપે છે.

(૬) ઈતિહાસ ભણાવતા અને વાંચતા, સાંભળતા ઘણા પ્રશ્નો લાગણીઓ અને આવેગો ઉત્પન્ન થાય છે, તેમાંથી ઉત્તરો, સાંત્વના અને ઉત્સાહ મળે છે.



(૭) માણસ પોતાનાં સમાજનાં બહુ મોટા અંશ સાથે સીધો અને જીવંત સંપર્ક ન ધરાવી શકે તેથી ઈતિહાસરૂપી સંસ્મરણ દ્વારા તેની સાથે માનસિક એકતા સાધી શકે છે અને તેથી જ માણસ હંમેશા ઈતિહાસની આંગળી પકડીને ચાલ્યો છે.

(૮) ઈતિહાસનું શિક્ષણ સમાજે એટલા માટે સ્વીકારવું પડયું છે કે ઈતિહાસનાં ઓથે જીવીને વિકાસ સાધી શકે છે, પોતાની ભૂલો સુધારી વિકાસનાં પગલાં ભરી શકે.

(૯) ઈતિહાસએ સામાજિક વારસો છે. તેમાં સમાજનાં પુરૂષાર્થનાં પરિબળોની છબી ઉઠે છે, તેમાંથી જોઈ માનવ વર્તમાનમાં ચાલે છે. ઈતિહાસની જાણ સમાજની દરેક વ્યકિતની જરૂરીયાત છે.

(૧૦) સાહિત્યમાં નવલકથા, વાર્તા, કાવ્યો, ગઝલો, કાલ્પનિક હોય છે. તે વાત વાંચનાર જાણતો હોય છે. તેથી તે મજા કે બોધ લાંબો સમય ટકતા નથી કે શ્રદ્ધા પેદા થતી નથી. જયારે ઈતિહાસમાં માત્ર સત્ય જ હોવાથી સત્ય કોઈની શેહશરમ રાખતું નથી. તેથી સત્ય પ્રત્યે માન પેદા થાય છે. ઈતિહાસમાંથી લોકો જાણે છે કે શું ગાંધીજીનાં કહેવાથી સરદાર પટેલે વડાપ્રધાનપદ માટેની ઉમેદવારી પાછી ખેંચી લીધી હતી. સુભાષચંદ્ર બોઝે આઈ.સી. એસ. ની સર્વિસ છોડી રાષ્ટ્રસેવા કરી ૧૯૬૫ની ભારત પાકિસ્તાનની લડાઈમાં મુસ્લિમ સૈનિક અબ્દુલ હમીદે પાકિસ્તાની સૈનિકોનો ખાત્મો બોલાવ્યો અને શહીદી વહોરી પરમવીર ચક્ર મેળવ્યું. એકાદ વાર્તા, શાયરી, ગઝલ ગમે તેટલી અસરકારક હોવા છતાં ઈતિહાસનાં આ બનાવો જેટલી તેની અસર થતી નથી.

(૧૧) યુનેસ્કોએ ઈતિહાસનું શિક્ષણ કયા પાસાઓને લક્ષમાં રાખીને આપવું તેનાં પરિસંવાદો કર્યા છે અને પુસ્તકો પણ સુપ્રસિદ્ધ કર્યા છે, તેથી ઈતિહાસ શિક્ષણની અગત્યતા વધી છે.

(૧૨) ઈતિહાસમાં યુદ્ધો, ખટપટો, ઉથલપાથલો, શહાદતો, વીરતા, ત્યાગ વગેરે વગેરે બાબતો ભણાવાય છે. તેથી વિદ્યાર્થી અને વાંચનાર અનુભવે છે કે યુગોથી યુદ્ધ ખટપટ, શહાદત, વીરતા, ચાલ્યા જ આવે છે. એથી સુખમાં હરખાવું નહીં અને દુઃખમાં પડી ભાંગવું નહીં.

(૧૩) કોલિંગવુડ લખે છે કે ‘ઈતિહાસનું મૂલ્ય નકકી કરવા મનુષ્યમાં સ્વજ્ઞાન અપેક્ષિત છે’’ સ્વજ્ઞાનથી મનુષ્ય પોતાને ઓળખે છે અને પછી પોતેકયા કાર્યો

કરવા સમર્થ છે  તે નકકી કરે છે. ઈતિહાસ માનવે ભૂતકાળમાં જે કાંઇ કર્યુ તે વિશે માહિતી આપે છે, તે જોઇ માનવે વર્તમાનકાળમાં શું કરવું, કેમ કરવું તેનું માર્ગદર્શન આપે છે.

(૧૪) મહાન ઈતિહાસકાર પોલિબિયસે લખ્યું છે કે ઈતિહાસએ માનવ જીવનને સારી રીતે ચલાવવામાં અને તેનું નિયમન કરવામાં ભૂતકાળની ઘટનાનું જ્ઞાન અને સારામાં સારું શિક્ષણ પુરૂ પાડે છે.

(૧૫) ઈતિહાસથી વિશ્વદર્શન, સમાજદર્શન, સંસ્કૃતિ દર્શન અને માનવની બર્બરતાનું દર્શન કરી શકાય છે. તે રીતે તેની ઉપયોગિતાનું બહુમૂલ્ય છે. ઈતિહાસ માણસને એક ઓરડામાં બેઠા બેઠા સમગ્ર વિશ્વનો અને સૃષ્ટિનો ઉદ્‌ભવથી માંડી આજ સુધીનો ચિતાર આપે છે.

(૧૬) સૌરાષ્ટ્ર - કચ્છ ઈતિહાસ પરિષદનાં બામણબોર અધિવેશનમાં સૌરાષ્ટ્રનાં ઈતિહાસનાં સારા એવા રસજ્ઞ શ્રી મણિભાઇ વોરાએ કહ્યું હતું કે ''ઈતિહાસનો અભ્યાસ માણસને ઉદાર, ક્ષમાશીલ, સમજુ અને નિર્ભય બનાવે છે. પેઢીઓ વચ્ચેનાં તફાવતને વિવેકબુધ્ધિથી જોવાની ક્ષમતા તથા દેશકાળને અનુરૂપ પ્રવૃતિને પારખવાની સમજ આપનાર ઈતિહાસ સાધન બુદ્ધિને કેળવવાનું સાધન છે.''

(૧૭) શ્રી કનૈયાલાલ મુનશી જેવા સમર્થ સાહિત્યકાર ગુજરાતને મળ્યા તેની પાછળ  પણ ઈતિહાસનો હાથ છે. મુનશીએ પોતે જ પોતાની આત્મકથાનાં પુસ્તકમાં અને બીજે  ઘણે ઠેકાણે આ વાત લખી છે કે ''હું શાળામાં ભણતો હતો, ત્યારે નેપોલિયને મારી કલ્પનાને ઉતેજી હતી, પૈસા હાથમાં આવ્યા પછી તરત જ તેણે નેપોલિયનનું જીવન ચરિત્ર  ખરીદ કરી વાંચ્યું ત્યારબાદ તે પુસ્તકની અને નેપોલિયનની પ્રેરણાથી મેં અંગ્રેજી મહાકાવ્ય લખવાની પણ શરૂઆત કરી.''

(૧૮) ''સીધા ચઢાણ'' ક. મા. મુનશી ગ્રંથ - ૨ માં  મુનશી લખે છે કે મને ગુજરાતનાં ઈતિહાસનો અસલથી શોખ હતો.  ગુજરાતનો ઈતિહાસ  વાંચી, પછી પાટણની પ્રભુતા  મેં એકી કલમે  લખી કોલેજકાળ દરમ્યાન મુનશી એ ''ઈસ્ટ એન્ડ વેસ્ટ'' નામના અંગ્રેજી માસિકમાં સોમનાથ વિશે ઐતિહાસિક નિબંધ લખ્યો હતો.  પછી તો તેમણે  સોમનાથ વિશે એક સ્વતંત્ર પુસ્તક પણ લખ્યું.

(૧૯) શ્રી ભોગી ભાઇ ગાંધીએ લખ્યું  છે કે ઈતિહાસ એટલે ઈતિ +હ+ આસ એટલે કે આવું હતું. જે હતું  તેની છબી. આમા રાજા અને પ્રજા બન્નેનું ચિત્ર હોવું



જોઈએ.  યુગેયુગે માનવજાતનાં પૂર્વજો કેવા હતા. એ જોવા જાણવાનો આનંદ એક વિશિષ્ટ ઉપલબ્ધી છે.

ઈતિહાસનો આલેખક અચ્છો કલમ બાઝ હોય તો  તે અત્યંત સુંદર છબીઓ ઉપસાવીને જે હતું તેને જીવતું કરી આપવા સમર્થ બને છે. પરંતુ ઈતિહાસનું  આ પ્રકારનું દર્શન અધુરૂ ગણાય. કોઇપણ યુગની પ્રજા માટે તેના પૂર્વજો કેવા હતાં. એટલું જાણવું પર્યાપ્ત નથી બનતું.

આગલા યુગનો સમાજ કેવો હતો, તે જોયા પછી વર્તમાન સમાજ કેવો છે. તે સરખાવીને ભાવિ સમાજ કેવો હોવો જોઈએ. એના ખ્યાલો આપણે કરતા થઈએ અને એના જોડે આદર્શ મનોરાજયનું ચિત્ર ઉભું કરી શકીએ. આ ભોગીભાઈની વાતમાંથી જ ઈતિહાસની અનેરી ઉપયોગિતા પ્રગટ થાય છે.

(૨૦) ઈતિહાસ માનવને સમયે સમયે કેવું પોતાનામાં પરિવર્તન કરતાં રહેવું જોઈએ તે શીખવાડે છે.  ઐતિહાસિક પરિસ્થિતિ બદલાય  ત્યારે માનવે પોતાના જીવનને તે પરિસ્થિતિને અનુરૂપ બદલવું જોઈએ. દા.ત. ક્ષત્રિયોએ ભારતમાં લોકશાહી સ્થપાતા પોતે ભૂતકાળનાં રાજવી હતાં અને આજે સામાન્ય પ્રજાજન બની ગયા છે.તે વાત સ્વીકારીને પોતાના જીવનની રહેણીકરણી અને વિચાર સરણીને બદલવી  જોઈએ, જેમ કે રાજાશાહીમાં  રાજાના અમાનુષી કાયદાને પણ માન આપવું પડતું જયારે લોકશાહીમાં પ્રજા અમાનુષી કાયદાનો વિરોધ કરી શકે છે.

(૨૧) શ્રી દર્શક (મનુભાઇ પંચોલી)  ઈતિહાસ શિક્ષણનાં બે મહત્ત્વનાં ઉપયોગો બતાવે છે. (અ)  સમાજનાં સાંસ્કૃતિક  પુરૂષાર્થ પ્રવાહ સાથે વ્યકિત ઐકયાનુંભવ કરે (બ)  એ પ્રવાહનું નિરક્ષીર ન્યાયે વિવેચન કરી તેનો મેલ દૂર કરવા એ અનિષ્ટ  દિશા બદલવા કોશિષ કરે છે.

(૨૨) પ્રો. ટાલમોને ભણવાનાં વિષયનાં બે પ્રકાર ગણાવ્યા છે, એક બુદ્ધિને લગતા, બીજા લાગણી ભાવનાને લગતા, ઈતિહાસ એ બુદ્ધિને સ્પર્શતો, બુદ્ધિને વિશાળ કરતો વિષય છે.  એ પણ ઈતિહાસનો ઉપયોગ જરૂર ગણાવી શકાય.[૧]

(૨૩) માનવ ઈતિહાસમાંથી પોતાને અનુરૂપ  દાખલાઓ લઈ પોતે  પોતાની હળવાશનાં સમયમાં પોતાની વાત સાચી છે અને પોતે  પણ કંઈ ખોટું કરતા નથી કે પોતે પણ ભૂતકાળમાં જેવું બન્યું હતું. તેવા જ પોતે છે. તેવું હળવાશના સમયમાં સાબિત કરી આનંદ મેળવે છે. દા. ત. કૃષ્ણ ભગવાન પણ કાળા હતાં. ગાંધીજીના

---

૧.પંચોલી મનુભાઇ ''ઈતિહાસ અને કેળવણી'' (ઉપોદ્‌ઘાત) સણોસરા- ઈ.૧૯૭૩.પૃષ્ઠ-૨૭.

અક્ષરો પણ ખરાબ હતાં. અકબર અને આઈન સ્ટાઈને પણ અનેક પત્નીઓ કરી હતી, વગેરે વગેરે દાખલાઓ ઈતિહાસમાંથી આપી પોતાની જાતને બચાવે છે.

(૨૪) નેપોલિયન બોનાપાર્ટ ભલે શરૂઆતમાં ઈતિહાસ વિશે કહ્યું હોય કે ઈતિહાસએ સૌ એ સ્વીકારેલી સર્વસંમંત દંતકથાઓનો અહેવાલ છે. પરંતુ નેપોલિયનને તેની પાછલી ઉંમરમાં ઈતિહાસની ઉપયોગિતા સમજાય હતી. નેપોલિયને સેન્ટ હેલેનામાંથી પોતાના નાના પુત્રને લખ્યું હતું કે ''ઈતિહાસનું ખૂબ જ અધ્યયન કર અને તેના પર ચિંતન કર કેમ કે તે જ અધ્યયન છે'' જે વિષયમાં જીવનદર્શન મળતું હોય તેની ઉપયોગિતા તો પછી કેટલી બહુમૂલ્ય ગણાય.

(૨૫) ઈતિહાસ એ આપણા ભ્રમોનું નિવારણ કરે છે, આ મંદિર કે મસ્જિદ કોણે બંધાવ્યું કયારે ચણાયા, આ સિકકો કોનો આ ઈમારત કોની, આ લેખ કોનો એ ભ્રમોને ઈતિહાસ દૂર કરે છે.

(૨૬) આજની જે મુદ્રા પદ્ધતિ કે ચલણ છે. તેના વિશે એક આખે આખું સિકકાશાસ્ત્ર નામનું શાસ્ત્ર વિકસ્યું છે. તે યુગની ટંકશાળો, તેની પદ્ધતિ અને અનુભવોને આધારે જ આપણી આધુનિક ચલણ પદ્ધતિને ઘડી છે. તેમાં જરૂર એ યુગનાં અનુભવો સામેલ કરવામાં આવ્યા છે. તે સિકકાશાસ્ત્ર પણ ઈતિહાસને આધારે જ રચાયું છે. એમ ઈતિહાસનો એક ઉપયોગ આ રીતે રાષ્ટ્રની મહત્ત્વની આધારશીલા ચલણ માટે પણ મહત્ત્વનો થઈ પડચો છે. આ રીતે જ શિલ્પકળા, ચિત્રકલા, સ્થાપત્યકલા એ બધી જ કલા ઈતિહાસના અનુભવોને આધારે જ આગળ વધી છે.

(૨૭) આપણી જે લેખન પદ્ધતિ ઉદ્‌ભવી કે લિપિઓ, ભાષાઓ એક પછી એક ઉતરી આવી તેનાં અભ્યાસમાં પણ ઈતિહાસ ઉપયોગી થઈ પડે છે. કે બ્રાહ્મીલિપી, ખરોષ્ઠિ લિપિ, ઉર્દુ-ફારસી, બોડિયા અક્ષરો કે અન્ય ભાષાઓ કેમ કયાંથી કેવી રીતે ઉતરી આવી અને તેનાં મૂળ કઈ ભાષામાં હતા. તે જાણવામાં પણ ઈતિહાસ ઉપયોગી થાય છે.

(૨૮)જે પ્રસંગ માટે કે જે સ્થિતિ બદલવા માટે જો પ્રજા સંઘર્ષ કરી રહી હોય, લડતી હોય અને પછી પાછળથી યોગ્યવસ્થા ન ગોઠવવાની પ્રજામાં આવડત ન હોય તો ફરીથી ઉલમાંથી ચુલમાં પડે તેવી સ્થિતિ થાય છે. જેમ કે ફ્રાંસની ક્રાંતિ સ્વતંત્રતા,સમાનતા અને બંધુતાનાં આદર્શ માટેથઈ પરંતુ તરત જ નેપોલિયનનાં આપખુદ પંજા હેઠળ દબાઈ એવી જ રીતે રશિયન ક્રાંતિ પણ મજૂરોનાં સ્વરાજ માટે ઉભી થઈ અને સ્ટાલિનની સરમુખત્યારીમાં સપડાઈ આવા બનાવો



ઈતિહાસનાં બોધપાઠ આપે છે. તે જ ઈતિહાસની ઉપયોગિતા છે.

(૨૯) માનવ સામાજિક પ્રાણી છે, એ સમાજમાં રહે છે. એ સમાજને નખશીખ ઓળખવા માટે તેણે ઈતિહાસની મદદ લેવી જ પડે છે. હા જેને ભાવિની પડી ન હોય તેને ઈતિહાસ જાણ્યા વગર ચાલે. પરંતુ બધા માનવને તો ભાવિની તો ખાસ ચિંતા છે, એ ચિંતાથી ઈતિહાસ કુટપ્રશ્નોનાં જવાબ આપી છોડાવે છે.

(૩૦) ટ્રેવેલ્યાને કહ્યું છે કે ''જેમ જેમ હું ઘરડો થતો જાઉં છું અને જેમ જેમ હું આજનાં યુગની પરિસ્થિતિ અને વલણો જોતોજાઉ છું, તેમ તેમ મને ખાત્રી થતી જાય છે, કે ભવિષ્યમાં ઈતિહાસની થોડીએક જાણકારી વગર બીજી વિદ્યાઓના દ્વારો બીડાયેલા રહેશે. [1]

(૩૧) ઈતિહાસ જે પરમ સત્ય શીખવે છે, તે એ છે કે કશું નિત્ય નથી. આ ધરતી ઉપર રાજા મહારાજાઓનાં શાસનો આવ્યા અને ગયા. એ રીતે જ દુનિયાએ સુખદુઃખના અનુભવો ઘણા કર્યા પણ તે કશું જ શાશ્વત હોતુ નથી. આ ઈતિહાસનો બોધપાઠ માનવને આશ્વાસન આપતો રહે છે કે દુનિયા અને ઈતિહાસએ સતત પરિવર્તન શીલ છે.

(૩૨) ઈતિહાસએ હંમેશા લોકો માટે રોમાંચક વિષય રહ્યો છે. આજનાં સમયમાં ટી.વી. સીરીયલોમાં ઐતિહાસિક કથાનકને વર્ણવતી ઘટનાઓ કેન્દ્ર સ્થાને રહી છે. દા. ત. બહાદૂરશાહ ઝફર, ટીપુ સુલતાન, ધ ગ્રેટ મરાઠા, અકબર, રામાયણ મહાભારત વગેરે વગેરેને લઈ શકાય. એ જ રીતે અસંખ્ય હિંદી ગુજરાતી ફિલ્મો પણ ઐતિહાસિક ઘટનાઓ અને પાત્રો ઉપર બની છે. એ બધી બાબતો ઈતિહાસની આમ જનતામાં દીનપ્રતિદીન વધતી જતી મહત્તાનું દર્શન કરાવે છે.

(૩૩) ઈતિહાસનું જ્ઞાન બધી કોમો અને વંશોમાં પ્રચલિત છે અને પ્રાપ્ત કરવા અને તેનો પ્રચાર કરવા માટે લોકો ખૂબ જ ખુશીથી યાત્રાનું કષ્ટ ઉઠાવે છે. એટલે જ ફાહિયાન, હ્યુએનસાંગ, અલબેરૂનીએ યાત્રા કરી અને જુદા જુદા રાજવંશોએ ઈતિહાસ લખાવ્યા છે, તે ઈતિહાસની ઉપયોગિતા પ્રગટ કરે છે.

(૩૪) નીમ્નવર્ગનાં લોકોને પણ ઈતિહાસનાં જ્ઞાનમાં એટલો રસ છે કે જેટલો સમાજનાં પ્રતિષ્ઠિત લોકો અને રાજાઓને હોય. વિદ્વાન અને અભણ બન્ને તેને મેળવવા પ્રયત્ન કરતાં રહે છે. ઈતિહાસ બાહ્યરૂપથી ભૂતકાળની ઘટનાઓ અને

૧.મહેતા મૃદુલા પ્ર.''પ્રકાશની ખોજ'' સણોસરા, ઈ.સ.૧૯૯૬-પૃષ્ઠ-૪૮.

પાછલા રાજયનાં હાલ આપણી સમક્ષ પ્રસ્તુત કર્યા કરે છે, વિતેલા દિવસોને આપણી સામે લાવીને રાખી દે છે.

(૩૫) ઈતિહાસ આપણી ગોષ્ઠીઓ અને વિચાર વિનિમયમાં એક ઉત્તમ વિષય રહે છે. ઈતિહાસથી એ પણ ખબર પડે છે કે સંસારની દશામાં સમય સમય પર કેવા કેવા પરિવર્તનો કેવી રીતે થયા અને કેમ જુદી જુદી કોમો અને રાજવંશો - આવ્યા અને તેમણે પ્રગતિ કરી અને પૃથ્વી પર ફેલાયા.

(૩૬) ઈતિહાસમાંથી ગૂઢવાતો જાણવા મળે. તેનાથી સૃષ્ટિની રચના અને તેના સંબંધી કારણો જાણવા મળે છે. ઘટનાઓ જે ધારામાં પ્રવાહિત થતી હોય છે, તેનો પરિચય ઈતિહાસ દ્વારા મળે છે, તે તેનાં કારણો અને રહસ્યો બતાવે છે.

(૩૭) ઈતિહાસનું જ્ઞાન ડોકટરોને પણ ઉપયોગમાં આવે છે, કારણ કે દરેક રોગનો પણ ઈતિહાસ હોય છે. ઈતિહાસ ડોકટરોને એ કામમાં આવે છે કે ઈતિહાસમાં વિચિત્ર રોગનાં કિસ્સાઓ અને નમુનાઓ નોંધાયા હોય છે. જેમ કે અકબરનાં કાળમાં એક બાળક એવું પેદા થયું કે જેને કાન ન હતા અને કે કાનના ફાંકા પણ ન હતાં [૧] છતાં પણ તે કાનવાળાઓની જેમ બધું જ સાંભળી શકતું હતું. અકબરે તેને પેન્શન બાંધી આપ્યું આ કિસ્સા ઉપર આજનું મેડીકલ સાયન્સ અભ્યાસ કરશે કેશું કાનના ફાંકા વગર કોઈ સાંભળી શકે. આ રીતે મેડીકલ સાયન્સને પણ ઈતિહાસ ઉપયોગમાં આવે છે.

(૩૮) ઈતિહાસ ખૂબ જ ઉચ્ચશ્રેણીનું જ્ઞાન છે. તેનાં અનેક લાભ અને ઉત્કૃષ્ઠ પરિણામ છે. ઈતિહાસ દ્વારા આપણને રાષ્ટ્રોમાં કાર્યકલાપો, નેતાઓનાં જીવન ચરિત્રો, રાજનીતિજ્ઞોની નીતિ તથા રાજયનાં નિયમોનું જ્ઞાન મળે છે. જેનાં દ્વારા જો કોઈ આલોક તથા પરલોક સંબંધી કાર્યોમાં ઉપર્યુકત વિષયમાં કોઈનું પણ અનુકરણ કરવા ઈચ્છે તો સફળતાપૂર્વક તે એવું કરી શકે છે.

ઈતિહાસનાં આ સિવાય પણ ઘણા ઉપયોગો છે જે બધા જ જાણ્યા પછી કોને ઈતિહાસ મડદાઓનો વિષય કે નકામો વિષય લાગશે ? જો આપણે ખરેખર ઈતિહાસની આંગળી પકડીને ચાલીએ તો જરૂર આપણે દરેકે દરેક બાબતનાં જ્ઞાન સુધી પહોંચી શકશું. આથી વધુ તો પછી માનવને પૈસા સિવાય શેની જરૂર પડે છે.

---

૧.ઈલિયટ/ડાઉસન ''ભારત કા ઈતિહાસ'' ખંડ-૫ આગ્રા ૧૯૬૯, પૃ. ૩૪૨.

# (૩) ઈતિહાસનો આનંદ

દરેક વિષયને ભણવાનો અને ભણાવવાનો એક આનંદ આવતો હોય છે. જો તે આનંદ વિદ્યાર્થી અને ભણાવનાર ન માણી શકે તો એ નબળું શિક્ષણ કાર્ય થયું ગણાય. ઘણાંને તો એ પણ ખબર નથી કે શું ઈતિહાસનો પણ આનંદ હોય શકે અને એ આનંદ હોય તો કઈ રીતે લઈ શકાય. ઈતિહાસનાં દરેક પ્રસંગમાં અમુક પ્રકારનો અંદરખાને એક યા બીજી રીતે આનંદ છુપાયેલો હોય છે, તે આનંદને શોધી કાઢીને વિદ્યાર્થી સમક્ષ મૂકવો જોઈએ.

ઈતિહાસમાંથી વિવિધ પ્રકારનાં રસ ઉત્પન્ન થાય છે,જેમ કે હાસ્યરસ, કરૂણરસ, શૃંગાર રસ, ધર્મભકિત રસ, વીરરસ આવા અનેક રસ વાંચક મેળવી આનંદ મેળવી શકે છે.

ઈતિહાસનાં વિવિધ મુદ્દાઓ, ઘટનાઓ અને રસમાંથી નીચે મુજબ જુદાજુદા આનંદ તારવી શકાય છે.

(૧) ઈતિહાસએ માનવીની જિજ્ઞાસા છે તે જિજ્ઞાસાને માનવ ઈતિહાસ દ્વારા સંતોષીને આનંદ મેળવે છે.ઈતિહાસનાં જ્ઞાન દ્વારા ભાવિ ઘટનાઓની આગાહી કરે છે અને વર્તમાનકાળની ઘટનાઓને ભૂતકાળની ઘટનાઓ સાથે સરખાવીને તેમજ તફાવત શોધી આનંદ મેળવી ઉત્સાહિત થાય છે.

(૨) મનુષ્યે મનુષ્યનો આનંદ મેળવવાનો રસ્તો અને અભિગમ જુદા જુદા હોય છે. ઘણી વ્યકિતઓને તે જાણવાનો શોખ હોય છે, કે મનુષ્યે પોતાનાં ભૂતકાળમાં શું શું કર્યાં, કયારે, કેવી રીતે રહેતા હતા. તે જાણીને પોતાનાં શોખને સંતોષ છે. પછી પોતાના વર્તમાન અને ભવિષ્ય વિશેનાં જરૂરી સૂચનો કરી પોતાનાં રાષ્ટ્ર, સમાજને કંઈક ઉપયોગી થયાનો આનંદ મેળવે છે. એટલે જ ડો. રાધાકૃષ્ણને લખ્યું છે કે ઈતિહાસ એ તો રાષ્ટ્રની સ્મરણ શકિત છે. એટલે કે કોઈપણ રાષ્ટ્ર ઈતિહાસનાં જ્ઞાન વગર ટકી શકે નહીં.

(૩) પ્રાચીનયુગમાં અને મધ્યયુગમાં લડાઈઓ, તીર, ભાલા, તલવાર, બરછી, તોપ, ઘોડાઓ, હાથીઓની મદદથી લડાતી હતી. આજનાં જમાનામાં હવે આવી લડાઈઓ લડાતી નથી. તેને વિશે માનવ એમ વિચારશે, કે આવી લડાઈઓ શું કામ લડાતી કેવા સંજોગોમાં લડાતી અને અત્યારે કેમ અને કયારે લડાય છે. તેના વિશે ઈતિહાસના જ્ઞાનદ્વારા ગહન ચિંતન કરી બુદ્ધિને કસીને આનંદ મેળવે છે.

(૪) માનવનો સ્વભાવ, વર્તન, રહેણીકરણી, પોશાક, ખોરાક, આવાસ કયારે કયારે કેવા પરિબળોને આધારે બદલાયો હતો અને આવ્યા હતા. તેનાથી માનવ જાતિને શું ફાયદો કે શું નુકશાન થતું હતું તેની જાણકારી દરેક યુગ વિશેના અલગ અલગ પુસ્તકો જોઈ તેની જાણકારી - મેળવીને માનવ ઈતિહાસનો આનંદ મેળવે છે. આ જ્ઞાન મેળવીને માણસ પોતાની જાતને વધુ સ્પષ્ટ રીતે સમજી શકે છે અને તે મુજબ તેમાં ફેરફારો કરીને સમાજ સામે મૂકે છે. માનવોની સભ્યતા, સંસ્કૃતિ અને માનવજીવન સાથે સંકળાયેલી સાંસ્કૃતિક બાબતોનો પરિચય ઈતિહાસ દ્વારા પુરો પાડે છે. દા. ત. આહિર (સોરઠિયા)સ્ત્રીઓ કાળા કપડાં કેમ પહેરે છે તો તેનો જવાબ એમ મળે કે મહાભારતની સંહારલીલા જોઈ અને ભગવાન શ્રી કૃષ્ણના નિધનથી તે શોકને પ્રદર્શિત કરવા તેમણે કાળા કપડાં ધારણ કરેલ છે. માનવ પોતાના પૂર્વજોનાં વિચારો, જ્ઞાન, સભ્યતા સંસ્કૃતિને જાણીને આનંદીત થાય છે. જે જે સંસ્કારો, સભ્યતાઓ ખૂટતી હોય તેનું કારણ શોધી પોત પોતાનામાં સુધારો કરવાનો પ્રયત્ન ઈતિહાસનાં જ્ઞાન દ્વારા કરે છે.

(૫) માનવ જે જે જૂના સ્મારકો, શિલ્પો, આવાસો, મહેલો જોવા જાય છે, તે જોઈ આનંદિત બને છે. પરંતુ જો આપણે તેનો ઈતિહાસ ન જાણતા હોઈએ તો ફકત પથ્થરનાં મકાનો, પથ્થરની મૂર્તિ કે કલર કરેલું ચિત્ર જ બની રહે. એટલે કે માનવ આવા સ્થાપત્યને ઈતિહાસની મદદથી જાણી સમજી શકે છે. જૂના પુરાણા શહેરો જાણવા અને માણવા લાયક હોય છે. તેમાં જો આપણે આપણી આંખો ખુલ્લી રાખીને ફરીએ તો ખૂબ જ જાણવાનું વિચારવાનું મળે છે. મોટાભાગનાં પ્રાચીન શહેરોમાં કંઈક કંઈક પુરાણા અવશેષો, વસ્તુઓ, મહેલો, મંદિરો, મસ્જિદો, તળાવ, વાવ, કિલ્લાઓ હોય છે. તેનો તે ઈતિહાસ જાણીને જોવાનો પણ એક અનેરો આનંદ હોય છે. આ સ્મારકોનાં ઈતિહાસ માટે વ્યકિત જૂના પુસ્તકાલયો, દફતર ભંડારો, મ્યુઝિયમો, પુરાતત્ત્વ ખાતાઓ વગેરે પાસેથી વિગતો મેળવી તેનો ઈતિહાસ જાણી શકે છે.

(૬) માનવ કે વિદ્યાર્થી કે ઈતિહાસનો અભ્યાસુ પ્રાચીન શહેરોનાં અવશેષો, વસ્તુઓ, સ્થાપત્ય કલાનાં નમૂનાઓ કે ઈતિહાસની કોઈ ઘટનાઓ વગેરે વગેરે જોયા કે વાંચ્યા પછી મન વિચારોનાં ચકડોળે ચડે છે અને તે વિચારોને અંતે પાછો ઈતિહાસના પુસ્તકોમાંથી સ્વાધ્યાય કરી તેને માટે ઘણું બધું જ્ઞાન મેળવીને આનંદિત થાય છે.

(૭) કોઈ શહેરમાં જૂનું પુરાણું મંદિર, મસ્જિદ , કિલ્લા, વાવ મહેલો કે તળાવો જોતા હોઈએ ત્યારે આપણાં મનમાં એવા પ્રશ્નો ઉપસ્થિત થાય કે આ



બાંધકામો કરતાં કેટલો ખર્ચ, કેટલો સમય લાગ્યો હશે.

મિસરનાં પિરામીડોમાં ખુફુનો પિરામીડ સાડા ચારસો ફૂટ ઉંચો અને નીચથી ચારસો છેંતાલીશ ફૂટ પહોળો છે. તેમાં ૨૩ લાખ પથ્થરો લગાડવામાં આવ્યા છે, આ બધા પથ્થરો લગભગ અઢી ટનના છે. આ બધા પથ્થરોને એવી રીતે જોડવામાં આવ્યા છે કે તેનો સાંધો કયાંઈ પ્રયત્ન કરો તો પણ જોવા મળતો નથી.[૧]

જૂનાગઢમાં ગિરનાર ઉપર જૈનતિર્થંકરોની આરસપહાણની વિશાળ મૂર્તિઓ એ સાધન વિહોણા યુગમાં કેવી રીતે ઉપર ચડાવી હશે. જયપુરનાં આમેરનાં કિલ્લામાં, દિલ્હીના લાલ કિલ્લામાં કેટલા માણસો કેવી રીતે રહેતા હશે. એ સમયે શું આજના જેવી સ્થાપત્યકલાના ડિઝાઈનરો હશે, તેઓ કઈ શાળામાં એ પ્રકારનાં બાંધકામોનાં નકશા બનાવતા શીખ્યા હશે. કિલ્લાની અંદર તોપો, તલવારો અને અન્ય હથિયારો જોતા પ્રશ્ન થાય કે શું એ યુગમાં પણ મોટી મોટી ફેકટરીઓ હશે. ત્યારે પણ તે લોકો કાટ ન ચડે તેવી ધાતુથી પરિચિત હતાં. ત્યારે આપણને એમ થાય કે આજે તો ઠીક કે વિજ્ઞાન આટલું આગળ વધ્યુ છે. ત્યારે માનવ બધી વસ્તુ શોધી શકયો છે. પણ ૫૦૦ વર્ષ પહેલાના માનવે એ જમાનામાં પણ આજના યુગની જેવી સિદ્ધિઓ મેળવી હતી. તે જોઈને તેવો કોણ માણસ હોય કે જેને આનંદ સાથે આશ્ચર્ય ન થાય.

(૮) ઈતિહાસનાં જુદા જુદા પુસ્તકો વાંચવાથી આનંદ મળે છે. પરંતુ તે પુસ્તકો તમે પ્રમાણભૂત લેખકોનાં વાંચો તો જ તેનો સાચો આનંદ મળે. બાકી ભૂતિયા લેખકો કે ઈતિહાસ લેખન પદ્ધતિનો ખ્યાલ રાખ્યા વગર લખનારા લેખકોના પુસ્તકો વાંચો તો તે ખરેખર હાસ્યાસ્પદ અને આપણને અવળે માર્ગે દોરી ઘણું જ નુકશાન કરે છે. દા. ત. ભારતમાં અંગ્રેજોનાં વહીવટ વિશે કોઈ અંગ્રેજે પુસ્તક લખ્યું હોય તે વાંચો અને ''ભારતમાં અંગ્રેજી રાજય'' પંડિત સુંદર લાલજીનું પુસ્તક વાંચો તો ઘણો તફાવત દેખાશે, તમે સાચા ખોટાનો ભેદ પારખી શકશો.

(૯) ઈતિહાસનું જ્ઞાન આપણી આસપાસ વિશ્વનાં આપણાં ગુણ દર્શનને સમૃદ્ધ બનાવે છે. ભારતમાં તો ઐતિહાસિક ખજાનો અને સ્મારકોની હારમાળા છે. ગામડે ગામડે કંઈકને કંઈક ઈતિહાસ છુપાયેલો પડયો છે, એ એક ભૂતકાળની ભવ્યતાનું સંસ્કૃતિનું ભૂલાયેલું પ્રકરણ છે, તેને ઉકેલી બહાર લાવવું તે પણ ઈતિહાસનું એક આનંદદાયક કાર્ય છે.

---

૧. પાઠક સુશીલ માધવ ''વિશ્વ કી પ્રાચીન સભ્યતાઓ કા ઈતિહાસ'' ઈ.સ.૧૯૭૨, પૃષ્ઠ-૮૪

(૧૦) ઈતિહાસની ઘટનાઓ સાંભળીને, વાંચીને માણસ માનસિક રીતે વિકાસ પામે છે. તેવી અન્ય ઘટનાઓ સ્થળો કે જીવનનાં અનુભવોને ભૂતકાળના અનુભવો અને વારસા સાથે અનુબંધ બાંધી વ્યકિત પરિપકવતા પ્રાપ્ત કરી પોતાનું જ્ઞાન સતત તાજું કરે છે. તે પણ ઈતિહાસનાં આનંદનો ભાગ છે.

(૧૧) ગ્રીક તત્વચિંતક એરિસ્ટોટલે ઈતિહાસને વિશિષ્ટ વ્યકિતઓનાં કાર્યો અને અનુભવોનું વિવરણ કહ્યું છે[૧] માનવ જાતિનો સ્વભાવ છે કે તેને અન્ય વ્યકિતઓનાં કાર્યો જાણવામાં ખાસ રસ પડે છે અને માનવોનાં અનુભવોને પણ ખાસ રસપૂર્વક ચર્ચે છે, તેમાંથી પણ રોજીંદો આનંદ મેળવે છે. તો ઈતિહાસમાં તો યુગેયુગનાં વ્યકિતઓનાં કાર્યો અને અનુભવોનું વાર્ગન હોય છે. તે વાંચવામાં કે ભણાવવામાં કેટલો આનંદ આવે તે ભણાવનાર અને વાંચનાર જ સમજી શકશે.

(૧૨) ઈતિહાસનો આનંદ વિદેશ પરીભ્રમણ સમાન હોય છે. જેમ યાત્રિકોને ફેરવવાવાળો વ્યકિત તેને નગરના સુંદરસ્થાનો બતાવીને તેના મગજમાં ન ભૂંસાય એવી છાપ છોડે છે. તે પ્રકારે ઈતિહાસકાર વાંચકોને ભૂતકાલીન સમાજમાં પરિભ્રમણ કરાવે છે અને તત્કાલીન સમાજની વેશભૂષા, રીતરિવાજ, સામાજિક કાનૂન, વિધિ, ધર્મ અને નૈતિકતાનો પરિચય કરાવે છે તે વાંચકોનાં મસ્તક પર ઉંડી છાપ પાડે છે એમ મેકોલે એ લખ્યું છે.

(૧૩) ઈતિહાસ માનવનાં કાર્યો, સિદ્ધિઓ માટે એક પ્રેરણાનું અને આનંદનું સાધન છે. ૧૯મી સદી પહેલા ઈતિહાસ સાહિત્યની એક શાખારૂપ રહેલો હતો. તેથી ઘણા લોકો આનંદ મેળવવા માટે પણ ઈતિહાસ ભણતાં અને વાંચતા ડેવિડ હ્યુમે લખ્યું છે કે ''ઈતિહાસ નવલકથાઓથી પણ રોચક છે. અને ઈતિહાસ જાણવાવાળો વ્યકિત સૃષ્ટિનાં પ્રારંભથી પોતાનું અસ્તિત્ત્વ માને છે.''

(૧૪) માનવને જયારે જયારે પોતાની નબળાઈઓ, ખામીઓ, ભૂલોનું ભાન થાય ત્યારે સજાગ બનીને આનંદ પામે છે. પછી જાગ્યા ત્યાંથી સવાર ગણે છે. ઈતિહાસનાં જ્ઞાન દ્વારા માનવ, પોતાની રાજકીય, આર્થિક, સામાજિક, ધાર્મિક નબળાઈઓ જાણી શકે છે. એ જાણ્યા પછી માણસ પોતે કાંઈક ખૂટતું મેળવ્યાનો આનંદ મેળવે છે.

(૧૫) ઈતિહાસનાં સાચા જ્ઞાન દ્વારા અને તે ઈતિહાસનાં કડવા સત્ય દ્વારા તે એમાંથી વ્યવહારૂ જીવન માટેની ઉત્તમ સલાહ શાણો માનવ મેળવે છે તે પણ એક પ્રકારનો આનંદ છે.

૧. ધારૈયા રમણલાલ ''ઈતિહાસનું તત્ત્વ જ્ઞાન અને ઈતિહાસ લેખન અભિગમ- અમદાવાદ, ઈ.સ.૧૯૯૪, પૃષ્ઠ-૯.



(૧૬) ઈતિહાસ ભણતા અને ભણાવતા, વાંચતા મનમાં અનેક તરંગો, પ્રશ્નો, આશ્ચર્યો ઉભા થાય છે. શું ૧૦મી સદીમાં વેદકશાસ્ત્ર એટલું બધું આગળ હશે કે મૂળરાજ સોલંકીને તેની માતાનાં પેટમાંથી ચીરીને બહાર કાઢવામાં આવ્યો હતો ! માણસ ભલે અશોકનાં કે મૂળરાજ સોલંકીના કાળમાં પાછો જઈ ન શકે. પરંતુ ઈતિહાસ દ્વારા પોતે જે યુગમાં ન હતો, તેમાં રહેવાનો પણ સ્વપ્નવત આનંદ મેળવે છે સાથેસાથે જ્ઞાન પણ મેળવે છે. જાણે કે સ્વપ્નમાંથી જ્ઞાન પ્રાપ્ત કરવાનો રાજમાર્ગ એટલે ઈતિહાસ.

(૧૭) સ્વામી સચ્ચિદાનંદજી નું ''ભારતીય યુદ્ધોનો સંક્ષિપ્ત ઈતિહાસ'' નામનું પુસ્તક વાંચતા ઘણા પ્રશ્નો ઉભા થાય કે શું ભૂતકાળનો માનવ આટલો બધો ક્રૂર હતો કે માણસોની જીવતા ખાલ ઉતારી લેતો, તોપના નાળચે બાંધી ઉડાવી દેતો. સળંગ બે કિલોમીટર શૂળીઓ ઉભી કરી માણસોને શૂળીએ લટકાવી દેવામાં આવતા. યુદ્ધમાં નવીનનવીન જાતનાં નુસ્ખાઓ અપનાવવામાં આવતા હતાં.

ઘણા યુદ્ધમાં હારેલા રાજા સાથે જીતેલો રાજા સારો વર્તાવ દાખવતો તેને માફી આપતો, ઘણા યુદ્ધો તો માત્ર ક્ષુલ્લક કારણોને લીધે જ લડાયા હતા. ઘણા યુદ્ધો પછી રાજાઓના હૃદય પરિવર્તન થયા હતાં. ઘણા યુદ્ધોમાં માત્ર નરસંહાર જ થયો હતો. વિજેતાઓને હાથમાં કાંઇ આવ્યું નહોતું, ઘણા યુદ્ધોમાં સ્ત્રીઓએ પણ અગત્યનો ભાગ ભજવ્યો હતો, ઘણા યુદ્ધો ધર્મના બહાને લડાયા હતા. આવા બધાં પ્રશ્નો યુદ્ધોનો ઈતિહાસ વાંચતા મનમાં ઉત્પન્ન થાય. તેના જવાબો પણ પછી ઈતિહાસ વાંચી મેળવી શકાય તે પણ ઈતિહાસનો એક ફિલ્મ જોતા હોય તેવો આનંદ છે.

(૧૮) ઈતિહાસ ભણનારને તો આનંદ આવતો જ હશે પણ ભણાવનારને તો વિદ્યાર્થી કરતાં ચાર ગણો વધારે આનંદ આવે છે, કારણકે ભણાવનારે ૧૭૭૬ની અમેરિકન ક્રાંતિ, ૧૭૮૯ ની ફ્રાંસની ક્રાંતિ, ૧૯૧૧ની ચીન ક્રાંતિમાં પોતે ભાગ લીધો અને પોતે જીત્યો.

એવી જ રીતે વૉટરલૂની લડાઈ, પ્રથમ વિશ્વ યુદ્ધ, બીજુ વિશ્વયુદ્ધ લડયો અને જીત્યો - હાર્યો. પોતે દુનિયાનાં કેટલાય સ્થાપત્યોનું સર્જન પણ કર્યુ અને કયારેક એના જ હાથે દુઃખ સાથે એ સ્થાપત્યો તુટયા. પોતે રાજા મહારાજાઓ, બાદશાહોને પ્રેમી, દગાખોર, ખૂની તરીકે પણ જોયા અને પાછો એનો ન્યાય પણ તોળ્યો, આ બધું જ એક જ વ્યકિત કલાસમાં ઉભો ઉભો કરી શકે. તેનાથી વધારે દુનિયામાં આનંદ કયારે હોય શકે ?

(૧૯) ઈતિહાસનું વાંચન સદેહે કાળની સીમા ઓળંગવાનું સાધન છે, એમ

શ્રી દર્શક (મનુભાઈ પંચોળી) કહે છે.[1] આપણે ઈતિહાસનું કોઈપણ પુસ્તક લઈને બેસીએ ત્યારે એ કાળ, યુદ્ધ, દગા, પ્રેમ વગેરેની વાતો તાજી થાય છે. એથી જાણે કે આપણે પ્રત્યક્ષ જ અકબર, રાણા પ્રતાપ, શિવાજી, ઔરંગઝેબ સાથે પરિચય કેળવીએ છીએ. એમાંય જો અબુલ ફજલનો ગ્રંથ ''આઈને અકબરી'' લઈને બેસી ગયા હોઈએ તો આખો અકબરનો દરબાર અને એ યુગની ઘટનાઓ સામે આવે. આ બધુ ઈતિહાસના આનંદ સમાન જ છે.

આ સિવાય ઈતિહાસમાંથી વિવિધ પ્રકારનાં રસનો આ સ્વાદ માણી શકાય છે.

### (૧) હાસ્યરસ :-

ઈતિહાસમાં ઘણા પ્રસંગો એવા નોંધાયા છે કે જે એક એકને વીણીને આપણે ભેગા કરીએ તો એક હાસ્યનું ઝરણું વહે. આવી એકાદ બે ઘટનાઓના દાખલા અહીં નોંધીએ છીએ.

તરકાટપલ્લીનો કિલ્લો હૈદરઅલીએ જીતી લીધો હતો. ત્યારે ત્રિચિનાપલ્લીથી અંગ્રેજોએ એક ટુકડી આ કિલ્લો પાછો જીતવા મોકલી. ભૂલથી એજ દિવસે રાત્રે તાંજોરથી એક બીજી અંગ્રેજ ટુકડી એ કિલ્લો જીતવા નીકળી. બન્ને ટુકડીઓ જુદી જુદી બાજુએથી કિલ્લાની દિવાલ ચડવા માંડી. આ આક્રમણથી અંદરનાં લોકો કિલ્લાની અંદરનાં ભાગમાં છુપાય ગયા. જ્યારે અંધારામાં એક બાજુની અંગ્રેજ ટુકડીએ ગોળીબાર શરૂ કર્યો, ત્યારે બીજી ટુકડીને લાગ્યુ કે કિલ્લાની અંદર કોઈ ગોળીબાર કરે છે, દસ મિનિટ કરતાં વધારે ગોળીબાર ચાલુ રહ્યો ત્યારે એકાએક કોઈ અંગ્રેજ સૈનિકનો અવાજ બીજી ટુકડીએ સાંભળ્યો. ત્યારે ખબર પડી કે આપણે તો આપણા ઉપર જ ગોળીબાર કરીએ છીએ. આ લડાઈમાં કંપનીનાં સાતસો સૈનિકો ગોળીબારનો ભોગ બન્યા હતા.[2] આ પ્રસંગ વાંચી આપણને ઘડીક કેવું હસવું આવે.

બીજો એક દાખલો જોઈએ તોઅલ્લાઉદ્દીન ખીલજીએ દેવગઢ જીતવા માટે એક યુક્તિ કરી અને આઠ હજાર ચુનંદા ઘોડેસવારો લઈ દેવગઢની દોલત લુંટવા માટે નીકળ્યો. રસ્તામાં જે કોઈ પૂછે તેને બેધડક જણાવતો કે હું દિલ્હીનાં સુલતાનનો ભત્રીજો છું. પણ મારે તેમની સાથે અણબનાવ થવાથી હું તૈલંગણના રાજા સાહેબ પાસે નોકરી લેવા રાજમહેન્દ્રી જાવ છું. ભોળા અને વિશ્વાસુ હિંદુઓએ અલ્લાઉદ્દીનની આ કપટભરી વાત સમજી શકયા નહીં અને

૧. પંચોલી મનુભાઈ ''ચેતો વિસ્તારની યાત્રા'' અમદાવાદ - પૃષ્ઠ. ૨૬૪.

૨. પંડિત સુંદરલાલજી ''ભારતમાં અંગ્રેજી રાજય'' ભાગ-૧, ભાવનગર- ઈ.સ.૧૯૪૬, પૃષ્ઠ. ૨૩૬.



અલ્લાઉદ્દીન તો હેમખેમ દેવગઢ આવી પહોંચ્યો. ત્યારે દેવગઢમાં જાદવ રાજપૂત રામદેવનું રાજય હતું. તેને કોઈ મુસલમાન ચડી આવવાની શંકા પણ નહોતી. તેથી લશ્કર લડવા પણ સજ્જ નહોતું અને બીજુ લશ્કર બીજે ઠેકાણે રોકાયેલું હતું તેવા સમયે રામદેવે શહેરમાંથી ત્રણ ચાર હજાર માણસોને ભેગા કરી અલ્લાઉદ્દીન સામે ટક્કર ઝીલી પરંતુ તેની હાર થતાં તે કિલ્લામાં ભરાઈ ગયો. મુસ્લિમ સૈનિકોએ શહેરમાં લુંટફાટ કરી. પરંતુ જયારે કિલ્લો તોડવામાં નિષ્ફળ ગયા ત્યારે તેમણે ફરીવાર યુકિત કરી જાહેર કર્યુ કે સુલતાનની ફોજ તો હજુ પાછળ આવે છે. એ આવે એટલે કિલ્લો જીતી જ લેશું. આથી રાજદેવે ગભરાઈને અલ્લાઉદ્દીન ખીલજીને ધન આપી સમજૂતી કરવા પ્રયત્ન કર્યો.

ત્યાં તો રાજકુમાર શંકરદેવ એક મોટું લશ્કર લઈ આવ્યો. અલ્લાઉદ્દીનને હેરાન પરેશાન કર્યો. જયારે શંકરદેવ જીતવામાં હતો.ત્યારે રામદેવનો કિલ્લેદાર જરૂર ન હોવા છતાં શંકરદેવની મદદે આવવા નીકળ્યો, તે લશ્કરની ધૂળ ઉડતી જોઈ હિંદુઓ સમજયા કે અલ્લાઉદ્દીન કહેતો હતો કે બાકીની સુલતાનની ફોજ આવી રહી છે. આ ખોટા ગભરાટમાં રાજપૂત લશ્કર નાસવા માંડયું અને રામદેવને બીજો કોઈ ઉપાય ન રહેતા જીતેલી બાજી પણ હારી અલ્લાઉદ્દીન સાથે સમાધાન કરવું પડયું.

### (૨) ધર્મભકિત રસ :-

ઈતિહાસમાંથી ધર્મભકિતરસ પણ મળે છે. જેમ કે ભગવાન બુદ્ધે નાનપણમાં જયારે પોતાનાં પિતાએ ભોગ વિલાસમાં જ રચ્યા પચ્યા રાખ્યા હતા. ત્યારે તેમણે ચાર દ્રશ્યો જોયા. (૧) વૃદ્ધ ડોસો (૨) દુઃખી રોગી (૩) મૃતદેહ (૪) સંન્યાસીને જોઈને તેને વિચાર થયો કે આ સંસાર દુઃખો અને આપત્તિઓનું ઘર છે અને આ ધરતી પર જન્મ લેનારો કોઈપણ જીવ, બિમારી, વૃદ્ધાવસ્થા અને મૃત્યુથી બચી શકતો નથી, આ જોઈ પોતે સંસારનો ત્યાગ કર્યો. પછી ઉરૂવેલાનાં વનમાં પાંચ છ વર્ષ તપ કર્યુ. તે પછી ગયા નજીક પીપળાનાં વૃક્ષ નીચે સાત રાતને સાત દિવસ સમાધીમાં બેઠા અને આઠમાં દિવસે વૈશાખ મહિનાની પૂનમે તેને જ્ઞાન પ્રાપ્ત થયું અને તે બુદ્ધનામથી પ્રખ્યાત થયા.[1]

મૌર્યરાજવી સમ્રાટ અશોક કલિંગની લડાઈ પછી યુદ્ધનું મેદાન જોવા નીકળે છે. ત્યારે ઉપગુપ્ત નામનાં બૌદ્ધસાધુએ અશોકને યુદ્ધની નિરર્થકતા સમજાવી ત્યારે તેણે તેની તલવાર હંમેશાને માટે મ્યાન કરી અને કહ્યું કે ''મારી તલવાર હવે ધર્મ વિજય માટે જ બહાર નીકળશે.'' પછી પોતે બૌદ્ધધર્મ અપનાવે છે અને

૧. નાગોરી એસ. એલ. ''ભારત કા સામાજિક, આર્થિક એવમ સાંસ્કૃતિક ઈતિહાસ''જયપુર ઈ.સ. ૧૯૮૯, પૃષ્ઠ-૭૭.

પોતાની દીકરી સંઘમિત્રા અને પુત્ર મહેન્દ્રને બૌદ્ધધર્મનો પ્રચાર કરવા માટે વિદેશોમાં મોકલે છે, ઈતિહાસમાંથી આવા કેટલાય ઉદાહરણો મળે કે ધર્મની તાકાત કેવી હોય છે, કે ઘડીકમાં રાજય આખાનો પલટો કરાવી શકે છે.

મીરાબાઈ, રૈયદાસ, ગુરૂનાનક,ગુરૂગોવિંદસિંહ કબીર, તુકારામ, રામદાસ વગેરે વગેરે આ બધા સંતો ધર્મસ્થાપકો, વિચારકો, ફિલસૂફો વગેરેનાં જીવનની ઘટનાઓ અને તેમનાં કાર્યોની વાતો ઈતિહાસમાંથી જાણવા મળે છે. તે એક પ્રકારનો ધર્મભકિત રસ જ ઈતિહાસ પાય છે.

**(૩) વીરરસ :-**

ભારત ભૂમિના ખૂણે ખૂણે વીરનરવીરો પેદા થયા છે અને ભારતનાં ઈતિહાસમાં વીરરસનાં પ્યાલા ગમે તેટલા ઉલેચીએ તોય ખૂટે તેમ નથી. પૃથ્વીરાજ ચૌહાણ બારવર્ષની ઉંમરે ગાદીનો સંભાળનાર બને છે, તે પૃથ્વીરાજ આગળ જતાં અજમેરથી આવી દિલ્હીનો રાજા બને છે, જે પૃથ્વીરાજ સોળ વખત શાહબુદ્દીન ઘોરીને હરાવી છોડી મુકે છે[૧] અને પૃથ્વીરાજનું મોત એ અદ્ભૂત વીરરસ ઉત્પન્ન કરે છે.

રાજસ્થાનનાં ઘણા ખરા રાજપૂતો અકબરની પાસે માથું ટેકવે છે અને પોતાની કુંવરીઓને અકબર સાથે પરણાવે છે. એમાં રાણા પ્રતાપ એક જ એવા અણનમ યૌદ્ધા થયા કે જેણે મહાન અકબર જેવા સમર્થ બાદશાહ સાથે સતત ૨૨ વર્ષ સુધી લડાઈ કરી[૨] અને ચિતોડ સિવાય લગભગ ઘણો ખરો પ્રદેશ તલવારની તાકાતથી કબ્જે કર્યો હતો. હલદીઘાટીની લડાઈમાં જબરી તાકાતનું ભારત આખાને દર્શન કરાવ્યું છે. આ સિવાય શિવાજી મહારાજ, ગુરૂ ગોવિંદસિંહ, ઝાંસીની રાણી લક્ષ્મીબાઈ વગેરેની વિગતો ઈતિહાસને પાનેપાને વીરરસથી ભરેલી છે.

આજ રીતે ઈતિહાસમાંથી કરૂણરસ અને શૃંગારરસ પણ માણવા જાણવા મળે છે, તે ઈતિહાસનો આનંદ છે.

૧. શાસ્ત્રી દુ. કે. ''ઐતિહાસિક સંશોધન'' અમદાવાદ. ઈ.સ. ૧૯૭૭, પૃષ્ઠ-૯૧.
૨. આચાર્ય ચતુરસેન, ''ભારત મેં ઈસ્લામ'' ઈ.સ. ૧૯૭૧. પૃષ્ઠ-૮૩.

# (૪) ઈતિહાસ તમે કેવી રીતે શીખવશો

ઈતિહાસ એ એક સુસંસ્કૃત કેળવાયેલ માનવીનાં મનનો એક આવશ્યક ભાગ છે. ઈતિહાસનું થોડુંક જ્ઞાનએ આપણા વાતાવરણ પ્રત્યેની સ્વસભાનતાનો એક ભાગ છે. શિક્ષણ લેતી વ્યકિત પણ જો ઈતિહાસનો અભ્યાસ ન કરે તો તે વસ્તુને, બનાવોને, સમજવા માટેનું ઘણું બધું ઉંડાણ ગુમાવી બેસે છે. આટલા માટે જ ઘણા વિદ્વાનોએ કહ્યું છે કે ઈતિહાસ ન જાણતા વ્યકિતને શિક્ષિત જ ન કહેવો જોઈએ. આથી જ શિક્ષણમાં ઈતિહાસની કેળવણીનું મહત્ત્વ રહ્યું છે.

ડો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ માનતા કે કેળવણીક્ષેત્રમાં ધંધાદારી કેળવણી સાથે ઈતિહાસ, તત્ત્વજ્ઞાન અને વિજ્ઞાનને પ્રાધાન્ય આપવું જોઈએ. બીજી તરફ તત્ત્વજ્ઞાન, સાહિત્યની તેમજ ઈતિહાસ, વિજ્ઞાનનાં વિદ્યાર્થીને પણ થોડું થોડું ધંધાદારી જ્ઞાન આપવું જોઈએ. સમાજ તથા દેશની સ્થિતિનો વિકાસ કરવા માટે પ્રજાનાં યોગ્ય માનસિક ગુણોનાં વિકાસની આવશ્યકતા છે અને એ ગુણોનાં વિકાસાર્થે, સાહિત્ય, તત્વજ્ઞાન અને ઈતિહાસ વગેરેનાં અભ્યાસની જરૂર રહે છે.[૧]

ઈતિહાસ મનુષ્યનાં વિકાસની પડતીની વાર્તા છે, તેથી એને ભણાવવા માટે ચોકકસ પદ્ધતિ કે કૌશલ્ય હોવા જોઈએ. નહિતર માનવ જાતિના એ મહામૂલા શાસ્ત્રને વિદ્યાર્થીઓ બરાબર સમજી નહીં શકે અને એ ના સમજના ઘણા માઠા પરિણામો આપણે ભોગવવા પડે. ઈતિહાસએ વીતીગયેલા સમાજનાં માનવીની પૂરી જીંદગી છે. R.H.Tawney કહેતા કે બધા બાળકોને ઈતિહાસ શીખવવો જોઈએ, કારણ કે તે તેમની જીંદગીમાં વધારે કામ લાગશે.[૨]

ઈતિહાસ ભણાવનારાઓ વિશે એમ કહેવાય છે કે તેઓ સમાજને શું વેચે છે ? તેનો જવાબ છે, તેઓ સમજ વેચે છે. એ સમજ વેચવા માટે તેની પાસે ચોકકસ પદ્ધતિ હોવી જરૂરી છે.

૧. પંડયા જે.સી. ''ડો. આનંદશંકર બાપુભાઈ ધ્રુવ અને તેમની કૃતિઓ પ્રબંધ'' પીએચ.ડી.નો અપ્રગટ મહાનિબંધ- મુંબઈ યુનિવર્સિટી, ઈ.સ.૧૯૫૪, પૃષ્ઠ-૨૬૨.
૨. Harold Perkin "History........London. Page:7.

આ કારણસર અને કોલેજમાં આવતા વિદ્યાર્થીઓને ઈતિહાસ પ્રત્યેની સુગ દૂર કરવા માટે અને ઈતિહાસને રસપ્રદ રીતે ભણાવવા અને વિદ્યાર્થીઓને ઈતિહાસની ઉપયોગિતા સમજાવવા માટે અહીં થોડીક વિગતો આપુ છું.

ઈતિહાસને રસદાયક રીતે શીખવવા માટે વ્યકિતમાં કેટલાક કૌશલ્યો આવશ્યક છે. ઈતિહાસને સારામાં સારી રીતે શીખવવા માટે વ્યકિતએ ત્રણ શબ્દોને ગુરૂ માનવા જોઈએ.

(૧) વાંચન (૨) પરિભ્રમણ (૩) નિરીક્ષણ

ઈતિહાસનો ભણાવનાર વ્યકિત જેમ વધારે ફરશે એમ એની દૃષ્ટિ વિશાળ બનતી જશે. તે જેમજેમ વધારેને વધારે પુસ્તકોનો અભ્યાસ કરતો જશે તેમ તેમ તેના મનમાં અનેક પ્રશ્નો જાગશે અને ઘણા બધા પ્રશ્નોના ઉત્તર મળશે. ઈતિહાસને ભણાવનાર કે વિદ્યાર્થી નિરીક્ષણ શકિત વિકસાવે તો માત્ર પ્રવાસ દ્વારા જ ભારતનો સાંસ્કૃતિક વારસો સમજી શકશે.

ઈતિહાસનાં વિદ્યાર્થીએ અને ભણાવનારે ઈતિહાસને સારી રીતે સમજવા અને યાદ રાખવા માટે પોતાનાં મગજમાં દુનિયાના નકશાને ચોકકસ ચોકઠામાં ફીટ કરી યાદ રાખવો જોઈએ. જેથી કરીને જયારે જયારે પણ વિશ્વનાં કોઈપણ બે દેશો વચ્ચેની વાત કે બે ખંડ વચ્ચેની વિગતો આવતી હોય ત્યારે તે તરત જ એની ભૌગોલિક પરિસ્થિતિ જાણતો હોવાથી તે પ્રસંગને બરાબર સમજી શકશે.

ભારતનાં ઈતિહાસનાં પ્રાચીન,મધ્ય,આધુનિક કાળનાં મુખ્ય મુખ્ય રાજવીઓ અને ઘટનાઓની સાલવારીઓ યાદ રાખવી જોઈએ.[૧] જેથી કરીને તેની સમક્ષ ભારતનાં ઈતિહાસનો કોઈપણ બનાવ આવે ત્યારે તેને ખ્યાલ આવે કે આ બન્ને વચ્ચે આટલો તફાવત અને આટલી સામ્યતા છે. સાલવારીથી તે કયા યુગનો કે કયા રાજાનાં સમયનો તે બનાવ છે તે સમજી શકે.

દુનિયાની મહાન સંસ્કૃતિઓનો (મિનોન સંસ્કૃતિ, એજિયન સંસ્કૃતિ, માયા સંસ્કૃતિ, બેબિલોન સંસ્કૃતિ, સિંધુખીણની સંસ્કૃતિ) તલસ્પર્શી અભ્યાસ કરવો જોઈએ. જેથી કરીને જે તે દેશની સંસ્કૃતિનાં શાનનાં આધારે એ દેશનો ઈતિહાસ સમજવો સરળ થઈ પડશે.

પ્રસિદ્ધ ઈતિહાસકાર મેકોલેએ કહ્યું હતું કે '' હું જયાં સુધી યુવાન સ્ત્રીઓનાં ટેબલ ઉપર પડેલ રોમાન્ટિક નવલકથાઓને થોડા દિવસ

૧. આ માટે જૂઓ ''સૌરાષ્ટ્ર ગુજરાતનાં શાસકોની વંશાવળીઓ'' સંયોજક પ્રદ્યુમ્ન ખાચર.



માટે ભૂલાવી સ્થાન ભ્રષ્ટ ન કરાવી દે એવું કંઈક લખીશ નહીં ત્યાં સુધી મને સંતોષ થશે નહીં [૧] ''

એમ ઈતિહાસ ભણાવનાર વ્યકિતએ વિચારવું જોઈએ કે હું જયાં સુધી મારા વિદ્યાર્થીઓની સામે અકબરને કબરમાંથી બેઠો કરી તેની સામે રજૂ નહીં કરૂ ત્યાં સુધી મને સંતોષ થશે નહીં. અન્ય વર્ગખંડોમાં કાવ્યો, ગઝલો અને નવલકથાઓ ભણાવવામાં આવતી હોય તે કાલ્પનિક બાબતો કરતા પણ ઈતિહાસની વિગતોને હું એવી રીતે રજૂ કરીશ કે વિદ્યાર્થીમાં રસ પેદા થાય.

કોલેજમાં ભણાવવામાં આવતાં ઈતિહાસ વિષયનાં વધતાં જતાં અભ્યાસમાં પ્રમાણને લીધે અને અધ્યાપકોની અને વિદ્યાર્થીઓની અમુક નબળાઈઓને લીધે ઈતિહાસના પુસ્તકોનાં બે પ્રકાર પડી ગયા છે. એક બાજુ ડો. સત્યકેતુ વિદ્યાલંકાર, ડો. જદુનાથ સરકાર, ડો. આર. સી. મજુમદાર, ડો. અલ્તેકર અને ડો. ભાંડારકર જેવા વિદ્વાનોનાં પુસ્તકો છે. જયારે બીજી બાજુ સામાન્ય ચીલાચાલુ વિગતોવાળા ગાઈડકક્ષાનાં સામાન્ય પુસ્તકો છે. જેનાં લેખકો જાણે કે વિદ્યાર્થીઓને શીખવવા કરતાં પાસ થવા અને ભૂલી જવા માટે જ પુસ્તકો લખે છે. આથી સારામાં સારી રીતે ઈતિહાસને જાણવા અને શીખવા માટે આ ચીલાચાલુ ઢબનાં પુસ્તકોનાં બદલે વિદ્વાનોનાં અને યુનિવર્સિટીએ અને સારી સારી સંસ્થાએ પ્રકાશિત કરેલા પુસ્તકોનો ઉપયોગ કરવોં જોઈએ.

કોલેજનાં અભ્યાસક્રમનાં પુસ્તકો લખનારા લેખકોએ પોતાનાં હોદ્દાથી અને વ્યવસાયનાં અભિમાનથી પ્રેરીત એક એવી છાપ જન્માવી છેકે તેમનો જ ઈતિહાસ સાચો અને સારો છે. દા. ત. કોઈ અધ્યાપક ૧૮૫૭નો પ્રસંગ ભણાવે તો તેના માટે તેણે પંડિત સુંદરલાલજીનું પુસ્તક ''ભારતમાં અંગ્રેજી રાજય'' ભાગ ૧/૨ અને ડો. એસ. એન. સેનનું ''ભારતનો પ્રથમ સ્વાતંત્ર્ય સંગ્રામ'' એ પુસ્તક અવશ્ય વાંચવા જોઈએ. જયારે ઘણા અધ્યાપકો ચીલાચાલુ પ્રકાશનોના અને બની બેઠેલા સામાન્ય લેખકોનાં લખેલા પુસ્તકોમાંથી વાંચી ભણાવી ઈતિહાસ અને તે પ્રસંગને અન્યાય કરે છે.

છેલ્લા બે દાયકામાં ઐતિહાસિક સંશોધન માટેની તકો અને સુવિધામાં ધરખમ વધારો થયો છે. પહેલા જેમ ઘરમાં અને દાદાજીનાં રૂમમાં ઈતિહાસની વાતો થતી તેની જગ્યાએ હવે આ સંશોધનો રાષ્ટ્રીયદફતર ભંડારમાં થવા લાગ્યા છે. ઈતિહાસનાં ખજાના જાણે કે દરેક માટે ખુલ્લી ગયા છે. આવા સંશોધનનાં પરિણામે જૂની ઘણી જ બાબતો નવા સંશોધનોથી ખોટી ઠરવા

૧. Stephen Leacock "How to Right" London - 1951, Page : 119.

માંડી છે.આ માટે સારામાં સારી રીતે ઈતિહાસ શીખવવા માટે આપણે છેલ્લામાં છેલ્લા સંશોધનથી માહિતગાર રહેવું જોઈએ. આવા સંશોધનથી વાકેફ રહેવા માટે અધ્યાપકે All India History Con. કલકત્તા, ગુજરાત ઈતિહાસ પરિષદ, અમદાવાદ. સૌરાષ્ટ્ર કચ્છ ઈતિહાસ પરિષદ જૂનાગઢનાં અધિવેશનોમાં હાજરી આપી તેનું સભ્યપદ મેળવી લેવું જોઈએ. આ સિવાય ઈતિહાસનાં જે પ્રતિષ્ઠિત મેગેઝિનો બહાર પડે છે. સ્વાધ્યાય, સામિપ્ય, પથિક, વિદ્યાપીઠ, વલો કચ્છડો,સંશોધન, વગેરે વગેરેથી માહિતગાર રહી ઈતિહાસનાં છેલ્લા સંશોધનો અને પ્રવાહોથી વાકેફ રહેવું જોઈએ.

ઈતિહાસ ભણાવતી વખતે અધ્યાપકે પોતાની વિદ્વતા બતાવીને વિદ્યાર્થીઓને આંજી નથી નાંખવાનાં ઘણા અધ્યાપકો ઇસવીસનોની હારમાળા, પુસ્તકોનાં અસંખ્ય નામો, રીસર્ચ અહેવાલોના નામો આપે છે. આવુ કહેવા કરતાં વિદ્યાર્થીને સંશોધન કરવુંએ માત્ર મહેનત અને ખંતનું કામ છે અને તેમાં ફાવટ આવી જતાં પછી તે આપોઆપ બધું મળતું જાય છે એમ કહેવું જોઈએ આ સિવાય તેમ ન કરતાં ઈતિહાસમાં પ્રત્યેક વિગતો સરળ, સ્પષ્ટ અને અર્થવાળી વજુદવાળી વાતો જ આપે તે જરૂરી છે. પાર્કમેન નામનો ઈતિહાસકાર એવું લખતો અને ભણાવતો કે તેમાં તે માત્ર શું બનેલ છે. એટલું ન જાણતો પરંતુ તે જયાં બન્યું તે કેવું લાગતું તે પણ જાણવા પ્રયત્ન કરતો. એક વ્યકિતએ બીજી વ્યકિતનું ખૂન કર્યું. એટલું જ તેના માટે મહત્ત્વનું નહોતું પણ તે ખૂન જંગલની વચ્ચે, મધ્યરાત્રીએ કે વીજળીનાં કડાકા ભડાકામાં કે ઉનાળામાં કે સાંજનાં પરોઢિયે થયું હતું. તે બધુ જાણતો.[૧] પણ જરૂરી વિગતો જ વિદ્યાર્થીઓને અપાય બાકી તો તે પછી સ્વયં જાણી લેવાનો છે. આ પાર્કમેનનાં ગ્રંથોને ઘણા ઈતિહાસ લેખકો જરૂરી વિગતો છોડ્યા વિના ચોથાભાગમાં પણ સમાવી શકે.

આવી ઘણા અધ્યાપકોને ટેવ હોય છે અને તે મહમદ બેગડો ભણાવતી વખતે બેગડાની મૂછોનું વર્ણન, તે જે ખોરાક લે તો તેનું વર્ણન વધારે કરી જરૂરી વિગતો ઓછી આપે છે, તેની જગ્યાએ બેગડાનું રાજયતંત્ર અને સુધારાઓ સારી રીતે ભણાવવા તે અગત્યનું છે.

બીજીબાજુ ઘણા અધ્યાપકો ઝીણી ઝીણી દરેક વિગતોને પહેલેથી છેલ્લે સુધી આપે છે. એમ કરી પોતાનાં વ્યાખ્યાનને માહિતીસભર બનાવી બગાડી નાંખે છે. તેની જગ્યાએ ઘણી વિગતો આપવા

૧. Stephen Leacock "How to Right" London - 1951, Page : 124.



કરતાં બનાવ કે વ્યકિત કે સંસ્થા કે ક્રાંતિ માટે અહીં શું આપવું જરૂરી છે. તેનો શું બોધપાઠ છે. કઇ તેણે ભૂલો કરી તે જ ઉલ્લેખવાનો પ્રયત્ન કરે તો વ્યાખ્યાન રસદાયક અને ઉપયોગી બની શકે.

કેટલીક, સાલવારી, તારીખો અને નામ વ્યાખ્યાનમાં અને લખાણમાં સામેલ કરવા અનિવાર્ય છે. પરંતુ એ ન ભૂલવું જોઈએ કે સાલવારી કે તારીખ એ ઈતિહાસ નથી, સાલવારી અને તારીખ ઈતિહાસને પકડી રાખે છે, તે ધારક છે. જેમ પટો પેન્ટને ઉપર તરફ પકડી રાખે છે. જે વ્યકિત પાસે સાલ અને તારીખની માત્ર યાદી છે, તેને પેન્ટ વગર માત્ર પટો પહેરેલ ગણી શકાય.

સામાન્ય માણસને તો એમ લાગતુ હશે કે ઈતિહાસ લખવા માટે તો લાયબ્રેરીઓ ભરીને ચોપડીઓની જરૂર પડે, પણ એ તો છેક છેલ્લે એની જરૂર પડે છે. બાકી તો કોઈપણ કોમનો, સ્થળનો, મંદિર મસ્જિદનો કે ટીંબાનો ઈતિહાસ જાણવા માટે સૌપ્રથમતો તમારી પાસે ખંત એક જોડી મજબૂત બૂટ અને એક નોટબુક પેનની જરૂર પડે છે. તમે જે સ્થળે સંશોધન માટે જવાના હો તેની બહુબહુ તો માર્ગદર્શિકાની જરૂર પડે છે.

જો તમે જ્ઞાતિઓ વિશે સંશોધન કરવા માંગતા હો તો સૌપ્રથમ તમારે બારોટો અને તીર્થગોરોને શોધવા પ્રયત્ન કરવો જોઈએ. આ બન્ને પાસેથી માહિતી મેળવ્યા પછી તેણે બતાવેલ વ્યકિતઓનાં પાળિયાઓ જોવા જવું પડે અને તેની નોંધો ઉકેલવી પડે. જે એચ. હટનનું "Cast In India" અને જે. ડબલ્યુ. વોટસનનું ''કાઠિયાવાડ ગેઝેટિયર'' બોમ્બે ગેઝેટિયર જેવા પુસ્તકો જોયા પછી જ કંઈક લખી કે ભણાવી શકાય.

જયારે તમે ભારતની આઝાદીની ચળવળ વિશે ભણાવતા હો ત્યારે તેની સાથે સાથે જે તે સ્થાનિક વિસ્તારનાં સ્વાતંત્ર્ય સેનાનીઓની વાત કરવી જોઈએ. તેમાં તેઓનું જન્મસ્થળ, તેના બાળપણના અનુભવો, તેઓની સ્કૂલ, તેઓને પડતી મુશ્કેલીઓ અને તેમાણે જે ચળવળમાં પ્રદાન આપ્યુ હોય એનાથી વિદ્યાર્થીઓને વાકેફ કરવા જોઈએ. જેનાથી ઈતિહાસ શિક્ષણનો સાચો હેતુ બહાર આવ્યો ગણાશે.

જયારે તમે કોઈ કોમની સંસ્કૃતિ વિશે ભણાવતા હો ત્યારે તમારે ઘણી જ કોમોની સંસ્કૃતિની વિગતો મેળવી અને તમે પસંદ કરેલી કોમ સાથે સરખાવીને તેની મૂલવણી કરીને સારી નરસી બાબતો તારવી શકાય.

આપણે ભારતનાં ઈતિહાસનો કોઈપણ ભાગ

ભણાવતા હોઈએ ત્યારે ઘણીબધી વિગતો મેળવ્યા પછી ભારતનાં પ્રમાણભૂત ઈતિહાસ માટે ડો. આર. સી. મજુમદારનાં સંપાદકપણા નીચે તૈયાર થયેલ ભારતીય વિદ્યાભવનની ગ્રંથશ્રેણી લઈ તેમાં જે તે વિષયની વધુ વિગતો જોવી જોઈએ.

તમે ગુજરાતનાં ઈતિહાસ વિશે ભણાવતા હો તો શ્રી ભોળાભાઈ જેસીંગભાઈ વિદ્યાભવન દ્વારા તૈયાર કરાયેલ ''ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ'' ભાગ-૧ થી ૯ માં આપણો જે વિષય હોય તે ગ્રંથમાં તેની વિગતો જોવી જોઈએ. આ સિવાય ગુજરાતનાં ઈતિહાસ માટે નીચેના પુસ્તકો જોવા મળે છે.

(૧) ગુજરાતનાં ઐતિહાસિક લેખો - ભાગ-૧-૨-૩ ગિરજાશંકર વલ્લભજી આચાર્ય ઈ.સ. ૧૯૩૩,૧૯૩૫,૧૯૪૨.

(૨) ગુજરાતનાં ઐતિહાસિક લેખો ભાગ ૪ - પ્રા.ડો. હરિપ્રસાદ શાસ્ત્રી.

(૩) ગુજરાતનો ઈતિહાસ , એદલજી ડોસાભાઈ ઈ.સ. ૧૮૫૦.

(૪) ગુજરાત સર્વસંગ્રહ , અનુવાદક, દવે નર્મદાશંકર લાલશંકર ઈ.સ. ૧૮૮૭.

(૫) ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ, ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ.૧૮૯૮

(૬) ગુજરાતનો અર્વાચીન ઈતિહાસ,ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ.૧૮૯૮

(૭) અમરેલી પ્રાંત, ગોવિંદભાઈ હાથીભાઈ દેસાઈ, ઈ.સ.૧૯૧૯/૨૦.

(૮) ગુજરાતનાં ઐતિહાસિક સાધનો, દ્વિવેદી નર્મદાશંકર વલ્લભજી, ૧૯૨૮.

(૯) ગુજરાત રાજસ્થાન, પંડ્યા કાળીશંકર દેવશંકર ઈ.સ.૧૮૮૪.

(૧૦) ગુજરાત દેશનો ઈતિહાસ, મગનલાલ વખતચંદ ઈ.સ.૧૮૬૦.

(૧૧) પાંચ હજાર વર્ષ પૂર્વેનું ગુજરાત, દ્વિવેદી મણીભાઈ નભુભાઈ,૧૯૩૬.

(૧૨) ગુજરાતનો સાંસ્કૃતિ ઈતિહાસ, ખંડ ૧ થી૪, રત્ન મણિરાવ ભીમરાવ જોટે, ઈ.સ. ૧૯૫૮.

(૧૩) મૈત્રકકાલીન ગુજરાત ભાગ ૧ -૨, શાસ્ત્રી હરિપ્રસાદ ગંગાશંકર ઈ.સ. ૧૯૫૫.

(૧૪) હડપ્પા અને મોહેં જો દડો, શાસ્ત્રી હરિપ્રસાદ ગંગાશંકર.ઈ.સ.૧૯૫૨

(૧૫) કાઠિયાવાડ સર્વસંગ્રહ - જે. ડબલ્યુ. વોટસન.ઈ.સ. ૧૮૮૬

ગુજરાતનાં ઈતિહાસ માટે જયાં કાંઈ ખૂટતી વિગતો લાગતી હોય કે શિલાલેખો, અભિલેખો કે પ્રતિમાલેખો અને ગુજરાતનાં કોઈ રાજવંશની વંશાવળીની જરૂર હોય ત્યારે ગુજરાત ઈતિહાસ પરિષદ અમદાવાદે



બહાર પાડેલ ગુજરાત ઈતિહાસ સંદર્ભ સૂચિઓ જોવી જોઈએ. પરિષદની એક સંદર્ભસૂચિમાં મહાભારતથી માંડીને છેક ઈ.સ. ૧૯૬૫ સુધીમાં પ્રકાશિત થયેલા ગુજરાતી, સંસ્કૃત, અરબી, ફારસી, અપભ્રંશ, જૂની ગુજરાતી, હિંદી અને અંગ્રેજી ભાષાનાં એમ બધી ભાષાનાં મળીને કુલ ૬૩૨ જેટલા પુસ્તકોનું લિસ્ટ તેમાં આપેલ છે. જેમાં ગ્રંથકાર, ગ્રંથ, પ્રકાશક અને પ્રકાશન વર્ષ એ બધુ દર્શાવેલ છે. એવી જ રીતે પાછળનાં ભાગમાં ૪૩૯ જેટલા અભિલેખોની વિગતો આપવામાં આવી છે. આ સંદર્ભસૂચિઓ ગુજરાતનાં ઈતિહાસ માટે કંઈપણ વિગતો જોવા માટે દિવાદાંડી સમાન થઈ પડે તેવી છે.

ગુ.ઈ. પરિષદની આવી જ એક સંદર્ભસૂચિમાં પથિક, સ્વાધ્યાય, કુમાર, અખંડ આનંદ અને વગેરે વગેરે મેગેઝીનોમાં બહાર પડેલા ઐતિહાસિક લેખોના નામની સૂચિ તૈયાર કરવામાં આવેલ છે. જેની અંદરથી આપણને જે તે કોઈપણ વિષય ઉપરનાં લખાયેલ લેખોનો ખ્યાલ આવી શકે છે. આ ચારપાંચ સંદર્ભસૂચિઓ જો ઉગતો સંશોધક કે અધ્યાપક કે વિદ્યાર્થી મેળવી લે તો તેના માટે ઘણું કામ સહેલુ બની જાય.

સરદાર પટેલ યુનિવર્સિટી દ્વારા તૈયાર કરાયેલ જ્ઞાન ગંગોત્રી ગ્રંથ શ્રેણીનાં ભાગો ખૂબ જ ઉપયોગી થઈ પડે તેવા પ્રમાણભૂત ગ્રંથો છે, તેને પણ જોવા જોઈએ.

જો આપ પાળિયાઓ, શિલાલેખો કે લોક સાહિત્ય વિશે ભણાવવા ઈચ્છતા હો તો આપને નીચેનાં પુસ્તકો ઉપયોગી નીવડે તેવા છે

(૧) લોક સાહિત્ય વિમર્શ - શ્રી જયમલ્લ પરમાર.

(૨) સૌરાષ્ટ્રનાં પાળિયા - ડો. વર્ષા ગગનવિહારી જાની.

(૩) ભાગુ તો ભોમકા લાજે - શ્રી જયમલ્લ પરમાર અને રાજુલ દવે.

(૪) અરેબિક એન્ડ પર્શિયન ઈન્સસ્ક્રીપ્શન ઓફ સૌરાષ્ટ્ર .
-ડો. શંભુપ્રસાદ હરપ્રસાદ દેસાઈ.

(૫) ઈન્સસ્ક્રીપ્શન ઓફ કાઠિયાવાડ - ડી.બી. ડિસ્કાલકર.

(૬) ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ - ગ. ગા. ઓઝા.

(૭) વલ્લભજી હરિદત અને ભગવાનલાલ ઈન્દ્રજીએ લીધેલા રબીંગો.

જો તમારે સૌરાષ્ટ્રનાં મહત્ત્વનાં રાજવંશો વિશે વિગતો જોવી હોય તો નીચેનાં પુસ્તકો જોવા જોઈએ.

(૧) ઝાલાઓ માટે ''ઝાલાવંશ વારિધિ'' રાજકવિ નથુરામ શુકલ.

(૨) જાડેજાઓ માટે ''યદુવંશ પ્રકાશ'' માવદાનજી રત્નૂ.

(૩) જાડેજાઓ માટે ''ગોંડલનો ઈતિહાસ'' જીવરામ કાળીદાસ શાસ્ત્રી.
(૪) બાબીઓ માટે ''બાબી રૂલર ઓફ સોરઠ'' સ્ટેટનું પ્રકાશન.
(૫) કાઠીઓ માટે ''કાઠી ઈતિહાસ અને સંસ્કૃતિ'' પ્રદ્યુમ્ન ખાચર.
(૬) મલેક માટે ''જત ઈતિહાસ અને પરિચય'' ઈસબ મલેક.

ઈતિહાસ ભણાવતી વખતે જ્યારે કોઈ અર્થોની જરૂર પડે. કોઈ પૌરાણિક પાત્રોનાં વિશેષ પરિચયની જરૂર પડે કે અન્ય કંઈ વિગતો જોવી હોય ત્યારે તેમાંથી જરૂરી વિગતો અને અર્થો મળી રહેશે.

(૧) વાલ્મિકી રામાયણ કોશ (હિંદી) સંપાદક રામકુમારરાય, વારાણસી.
(૨) પૌરાણિક કથાકોષ - ડાહ્યાભાઈ દેરાસરી - અમદાવાદ.
(૩) સંત સાહિત્ય શબ્દકોષ - જેઠાલાલ ત્રિવેદી, રાંધેજા.
(૪) લોક સાહિત્ય શબ્દકોષ - જેઠાલાલ ત્રિવેદી, રાંધેજા.
(૫) બૃહદ પર્યાયવાચી કોષ (હિંદી) - અલ્હાબાદ.
(૬) ભગવત ગૌમંડળ - મહારાજા ભગવતસિંહજી, રાજકોટ.
(૭) કચ્છી ગુજરાતી શબ્દકોષ - દુલેરાય કારાણી, મુંબઈ.
(૮) ડિંગળીભાષાનો શબ્દકોષ.
(૯) ભૌગોલિક કોષ - ડાયાભાઈ દેરાસરી.
(૧૦) ગુજરાતી વિશ્વકોષનાં ૧ થી ૧૮ ભાગ.
(૧૧) એન્સાઈકલો પીડિયા (અંગ્રેજી)
(૧૨) ડિકસનરી ઓફ લાયબ્રેરીસ.

ઈતિહાસ લખતા અને ભણાવતા પહેલા હું આપને એમ કહીશ કે સૌપ્રથમ તો તમારે એકવર્ષ સુધી બે ત્રણ સારા પુસ્તકાલયનાં સભ્ય બનીને તેમાં ઈતિહાસને લગતા કયા કયા પુસ્તકો છે, તે જાણી લઈને એ બધા પુસ્તકોની અનુક્રમણિકા જોઈ જવી જોઈએ પછી આપનાં પસંદ કરેલા વિષય ઉપરનાં પુસ્તકો અલગ તારવવા તેના અંદરની વિગતો જે જરૂરી જણાય તે અલગ અલગ નોટબુકમાં પૃષ્ઠ ક્રમાંક દર્શાવીને લખી લેવી. આટલું કર્યા પછી તમે બીજા પગથીયે તમે પસંદ કરેલા વિષયનાં વિસ્તારનાં દફતર ભંડાર સંશોધન માટેની અરજી કરી રેકર્ડ તપાસવાની પરવાનગી મેળવી તેમાંથી પ્રથમ કક્ષાનાં આધાર સાધનો શોધી કાઢવા અને તેનો ઉપયોગ કરી શકાય.ત્રીજા પગથીયે તમે પસંદ કરેલા વિષયનાં નિષ્ણાંત વિદ્વાનોને મળો તેને અનુરૂપ તેમની સાથે ચર્ચા કરો અને અન્ય જરૂરી માર્ગદર્શન મેળવો.

આપ ચોથા પગથિયે ઈતિહાસ લખવા કે જાણવા



માટે એક પ્રમાણભૂત વ્યકિત તરીકેની લાયકાત મેળવશો.

ઈતિહાસ ભણાવતા અને જાણતા સમયે મનમાં જરાપણ અભિમાન ન રાખવું જોઈએ. કારણ કે કયારેક આપણાથી નાનો માણસ કે અભણ માણસ વધુ સારી વિગતો જાણતો હોય છે. તે વિગતો નિસંકોચપણે મેળવવી જોઈએ. એટલે જ જાણીતા ભૂસ્તરશાસ્ત્રી ડો. ઓ. જી. એસ. કોફર્ડ (Crawford) જણાવે છે કે ''ગામડાનાં માણસો પણ પ્રાગ ઐતિહાસિક જીવન વિશે વધારે સારુ જાણતા હોય છે અને આ ગામડિયું જ્ઞાન ઘણીવાર ભૂસ્તરશાસ્ત્રીઓની નોંધપોથીઓ કરતાં વધારે સારી રીતે પ્રાગૈતિહાસિક પ્રશ્નોની છણાવટ કરી શકે છે.[૧]

ઈતિહાસ જાણવા સમજવામાં તમે જો શહેરીજન હો તો તેના પણ ફાયદા છે. જેમ કે તમે અમદાવાદમાં રહેતા હોતો માણેકલાલ જેઠાભાઈ પુસ્તકાલય અને ગૂજરાત વિદ્યાપીઠનું પુસ્તકાલય, ભો. જે. વિદ્યાભવનનું પુસ્તકાલય, સુરતમાં નર્મદ પુસ્તકાલય, રાજકોટમાં લેંગ પુસ્તકાલય કે કોઈપણ જીલ્લા મથકે જિલ્લા પુસ્તકાલય અને દફતર ભંડારનાં પુસ્તકાલયનો લાભ આપને મળશે.

જો તમે પુરાણા શહેરમાં રહેતા હો તો તેમાં હજુ જૂનું પુરાણું ઘણું જોવા લાયક છે. તે જોઈને આપની ઈતિહાસ વિષયક દષ્ટિ કેળવાશે. જૂનાગઢ, ભાવનગર, શિહોર, ભૂજ, અમદાવાદ, ગોંડલ, ધોરાજીમાં ફરતા તમારે આંખો ખુલ્લી રાખવી. આ શહેરમાં જોવા જાણવાનું ખૂબ છે. મોટાભાગનાં શહેરો નીચે મુજબનાં પુસ્તકો લખાયા હતા. જે આપને એ વિષયો ઉપર સંશોધન કરવા કે વિદ્યાર્થીઓને તેમાંથી અમુક બાબતો જણાવવા માર્ગદર્શિકા તરીકે ઉપયોગી થઈ પડે તેમ છે.

(૧)અમદાવાદનો ઈતિહાસ - એદલજી ડોસાભાઈ ,૧૮૫૧.
(૨) અમદાવાદનો ઈતિહાસ - મગનલાલ વખતચંદ ,૧૮૫૧.
(૩) ગુજરાતનું પાટનગર અમદાવાદ - રત્નમણિરાવ જોટે.
(૪) જૂનાગઢનો ઈતિહાસ - ગુલાબશંકર વોરા, ૧૮૯૮.
(૫) સોમનાથ - રત્નમણિરાવ જોટે, ૧૯૪૯.
(૬) મોડાસા - જોધાણી મનુભાઈ , ૧૯૩૩.
(૭) નડિયાદનો ઈતિહાસ - ઠાકર શાંતિલાલ, ૧૯૪૯.
(૮) દ્વારકા - જોશી કલ્યાણરાય , ૧૯૪૬.

૧. Rowse A.L. The use of History and Stoughton London- Page.226.

(૯) વડનગર - દવે કનૈયાલાલ ભાઈશંકર, ૧૯૩૭.
(૧૦) સુરત સોનાની મૂરત - દેસાઈ ઈશ્વરલાલ , ૧૯૫૮.
(૧૧) ભરૂચ શહેરનો ઈતિહાસ - દેસાઈ ગણપતરામ.
(૧૨) અમરેલી પ્રાંત - દેસાઈ ગોવિંદભાઈ , ૧૯૧૯/૨૦.
(૧૩) તવારીખે નવસારી - દેસાઈ સોરાબજી, ૧૯૩૯.
(૧૪) સૂરતની તવારીખ - પટેલ એદલજી બરજોરજી, ૧૯૩૯.
(૧૫) મોઢેરા- મિસ્ત્રી મણીલાલ.
(૧૬) રાધનપુર એક ઐતિહાસિક પરિચય- મુનિ વિશાલવિજયજી ૧૯૬૦.
(૧૭) તારીખે પાલનપુર - સૈયદ ગુલામ મિયાસાહેબ.
(૧૮) જૂનાગઢ અને ગિરનાર - ડો. શંભુપ્રસાદ દેશાઈ, ૧૯૯૦.

આ સિવાય ૧૯૬૦ પછી પણ ઘણા ગામો અને શહેરો ઉપર સ્વતંત્ર પુસ્તક લખાયા છે. આ જૂના શહેરો વિશે લખાયેલી ચોપડીઓમાંથી એ ઐતિહાસિક શહેર વિશે ઘણું જૂનું જાણવા મળશે. આથી શહેરો વિશે જટીલ તેમજ સંતોષકારક અને ઝડપી ભૂલાતા જતા ભાગો વિશેની વિગતો બહાર આવશે અને લોકસમજ વિકસશે.

ઈતિહાસ જાણવામાં, સમજાવવામાં અને તે પછી સમજાવવા માટે પ્રવાસ ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે. જેમ કે ગુજરાતનાં મંદિરોનાં ઘુમ્મટો અને રાજસ્થાનનાં મંદિરોનાં ઘુમ્મટોના આકાર વચ્ચે કેટલો તફાવત છે, તે ફેરફારો પ્રવાસથી જાણી શકાય છે. આ ભારતની વિવિધતા અને અલગ અલગ સ્થાપત્ય શૈલી બતાવે છે. સોલંકી કાળનાં મંદિરો, મોગલકાળનાં મંદિરો અને મરાઠાકાળનાં મંદિરો અને આધુનિકકાળનાં મંદિરોની બાંધણી વચ્ચે ઘણો જ તફાવત પડે છે.

જો તમે જૈન તિર્થધામોની પાલીતાણા, ગિરનારના જૈન મંદિર, ભદ્રેશ્વરનાં મંદિરો જોયા હોય અને તેમાં એ જૈન મૂર્તિઓ જોઈ હોય તો ખ્યાલ હશે કે એ તીર્થંકરોની મૂર્તિઓનાં નીચેનાં ભાગે એક નાનું ચિત્ર(લાંછન) કોતરેલ હોય છે. તે ચિત્ર ઉપરથી ખ્યાલ આવે છે કે આ મૂર્તિ કયા તીર્થંકરની છે. દા. ત. વૃષભ હોય તો વૃષભદેવ, પાડો હોય તો વાસુપુજય, હરણ, શાંતિનાથ, નીલકમલ નેમિનાથ, સાપ હોય તો પાર્શ્વનાથ, સિંહ હોય તો મહાવીર સ્વામી હોય તો આવી બધી ઝીણી ઝીણી વિગતો પ્રવાસથી કાયમી સ્વરૂપે યાદ રાખી શકાય છે.ઈતિહાસનો જે કોઈ વિષય ભણાવતા હો ત્યારે પહેલા તેની નોંધ કરતા જાવ અને તે વિષયને વધારે જાણવા માટે પ્રમાણભૂત પુસ્તકોનો વિશેષ



આશરો લેવો. જે પ્રદેશ, બનાવ કે વ્યકિત હોય તેની વિશિષ્ટતાઓ અને તેની સ્થિતિ જોઈને તેનું મૂલ્યાંકન કરો.

ઈતિહાસને સારામાં સારી રીતે ભણાવવા માટે આ એક ટેવ ખૂબ જ ઉપયોગી થઈ પડશે. તે એ છે કે તમે જે પુસ્તકો વાંચો તેમાંથીતમને અનુકૂળ લાગતા વિષયોની, ઘટનાઓની, પ્રસંગોની નોંધપોથી બનાવો તે તમને ગમે ત્યારે ગમેતે વિષયમાં ઉપયોગી થશે. બાકી પછી કાંઈ જયારે એ વિષય ભણાવવો હોય ત્યારે પાછુ જોવા કદાચ ન પણ જઈ શકાય. માટે આવી નોંધ રાખો તે નોંધ તમને એક સારા અને અનુભવશીલ વિદ્વાન અધ્યાપક બનાવશે.

કોઈનાં પ્રવચનોમાંથી નોંધ કરવાની કલાએ, કોઈ પુસ્તકમાંથી નોંધ કરવાની બાબત જેવી જ છે. એમાં મુખ્ય મુદ્દો એ છે કે પ્રવચનનાં હાર્દ નોંધી લ્યો. શરૂઆતમાં તમારે વધારે નોંધ કરવાની જરૂર પડશે. પછીથી ઓછી શરૂઆતમાં તમે જે વાંચશો નોંધશો તે તમારે માટે નવું હશે. એટલે તમને વધારે વસ્તુ યાદ રાખવાની જરૂર જણાશે પણ પછી જેમ જેમ તમારૂ વાંચન વધશે તેમ તેમ અર્ધજાગૃત રીતે અને અર્ધ અજાગ્રત તે વિશે ચિત્ર સ્પષ્ટ થશે. તમારી અગાઉની નોંધો અને વાંચન તે પ્રસંગોને સમજવામાં ખૂબ જ ઉપયોગી નીવડશે. પછી તો તમારે ઓછી નોંધો કરવી પડશે. તમે લગભગ ઘણી ખરી બાબતો જાણતા જ હશો. તેથી તમે જે અગાઉ વાંચ્યુ છે તેનાં પાયા ઉપર વત્તા તમારી સમજ છે. તેનાં લીધે તમે જે વિષય ભણાવવા જઈ રહ્યા છો તેના વિશે વિવેચન કરવા માટે તમે સક્ષમ થઈ જશો.

સમર્થ ઈતિહાસકારોએ છેવટે ઘણું બધું કહેવાનું હોય છે. અન્ય લેખકો કરતાં ઈતિહાસનાં લેખકે દીર્ઘદષ્ટિ અને તટસ્થતાથી ઈતિહાસનું પુનઃ સર્જન કરતા રહેવું અન્ય અધ્યાપકો અને લેખકો ને તો ફકત માહિતી કે કાલ્પનિક બાબતો સાથે જ કામ પડતું હોય છે. તેની પાસે માનવજાતને સમજવાની ઉંડી શકિત અને જગત વિશેનું જ્ઞાન હોતું નથી.

એટલે કે ઈતિહાસને બોધદાયક રીતે સમજાવવા માટે ઈતિહાસનાં અધ્યાપકમાં ઘણા કૌશલ્યો અને અનેક વિષયોનું જ્ઞાન અને ધગશ વગેરેની જરૂર પડે છે. ઈતિહાસ ભણાવતી વખતે નીચેનાં મુદ્દાઓને લક્ષમાં રાખી ભણાવવું જોઈએ. જેથી કરીને ઈતિહાસનું સાચું સ્વરૂપ અને ઈતિહાસનો સાચો બોધપાઠ અને ઉપયોગિતા લોકો અને વિદ્યાર્થીઓ પાસે આવી શકે.

(૧) ભારતનો ઈતિહાસ ભણાવવાની શરૂઆત કરતી વખતે જે તે સમયનાં પાડોશી રાજયની એ વખતની સ્થિતિનો અને આપણા તેની સાથેનાં સંબંધોનો

ઉલ્લેખ કરવો જોઈએ. એ પાડોશી રાજય સમાજરચના તેની કલા, તેની નબળાઈઓ વગેરેની વાત પણ કરવી જોઈએ.

(૨) ભારત ઉપર કોઈ પરદેશી આક્રમણકર્તા ચડી આવ્યો હોય તે ઘટના ભણાવતી વખતે સિકંદરથી માંડીને મહમદબિન કાસીમ, મહમદ ઘોરી, મહમદ ગઝનવી, બાબર, ફ્રેન્ચો, અંગ્રેજો ચડી આવ્યા તેનો ઉલ્લેખ કરવો જ જોઈએ. આ સાથે સાથે જે તે દેશનાં આક્રાંતાઓનાં દેશની તે સમયની પરિસ્થિતિની અને ભારતની પરિસ્થિતિની તુલના કરી એ બતાવવું જોઈએ કે તેઓ ભારત ઉપર શા માટે ચડી આવ્યા અને ભારતમાં કેમ તેઓ સફળ થયા અને ભારતે તેનાં કેવા પરિણામો ભોગવ્યા તેની વાત એકાદ વ્યાખ્યાન કે તાસ કરવી જોઈએ.

(૩) મહાવીર સ્વામી કે ગૌતમબુદ્ધ કે પછી અન્ય કોઈ ધાર્મિક પુરૂષો, રામદાસ, ગુરૂગોવિંદસિંહ કે ભકિત આંદોલનનાં કોઈપણ સંતોને ભણાવતા હોઈએ ત્યારે એ પહેલા એ ભણાવવું જોઈએ કે મહાવીર સ્વામી અને ગૌતમબુદ્ધ વખતે વિદેશમાં અને ભારતમાં સામાજિક જીવન અને ધાર્મિક જીવન અને રાજય વ્યવસ્થા કેવા પ્રકારની હતી. આ પરિસ્થિતિને હિસાબે જ આ ફિલોસોફરો, ધર્મગુરૂઓ, ચિંતકો અને સંતોનો પ્રાદુર્ભાવ થતો હોય છે, તે સમજાવવું જોઈએ.

(૪) કોઈપણ મુસ્લિમ બાદશાહને ભણાવતા પહેલા સૌપ્રથમ મુસ્લિમ ધર્મની ઉત્પતિ, કુરાનનાં મુખ્ય આદેશો અને તેઓની માનસિક વિચારભૂમિકા સમજાવવી જોઈએ. આટલું સમજયા પછી તે વિદ્યાર્થી જે તે મુસ્લિમ બાદશાહનાં જે તે કાર્યો અને તેનાં મનોવલણને બરાબર સમજી શકશે.

(૫) દુનિયાનાં કોઈપણ દેશનો ઈતિહાસ ભણાવતા પહેલા સૌપ્રથમ દુનિયાનાં સાતેય ખંડોનાં નામ અને એમાં જે તે ખંડમાં આવેલ દેશની ભૌગોલિક સ્થિતિ અને તે દેશમાં જે ધર્મ પળાતો હોય તે ધર્મનાં સિદ્ધાંતોની વાત કરી પછી જ આગળ જવું જોઈએ. તો જ વિદ્યાર્થીને દુનિયાનાં ઈતિહાસમાં કંઈક રસ અને સમજ પડશે. કારણ કે દુનિયા એટલી બધી વિશાળ અને પચરંગી છે કે દરેક દેશની મુખ્ય મુખ્ય બાબતો જાણ્યા વિના વિદ્યાર્થીઓ તેને બરાબર ન સમજી શકે.

(૬) આજે પણ ઈતિહાસનાં ઘણા પુસ્તકોમાં દોષ રહી ગયેલ જણાય છે. તે વિગત દોષ દર્શાવી તેની સ્પષ્ટતા કરવી જોઈએ દા. ત. સિંધુખીણની સંસ્કૃતિમાં મોહેંજો દડો અને હડપ્પામાંથી લિપસ્ટીક,પાવડર વગેરે મળ્યાની અને તેનાં ઉપયોગની વાત ભણાવાય છે. મહમદ તઘલકને હજુ ઘણા પુસ્તકોમાં ગાંડો કહેવામાં આવે છે. ઈ.સ. ૧૮૫૭નાં પ્રસંગને હજુ અંગ્રેજો લખી ગયા છે તે મુજબ જ ભણાવાય છે. આવા વિગત દોષોને નવા થયેલા સંશોધનોને આધારે



સુધારવા જોઈએ.

(૭) ઈતિહાસનાં ભણાવનારે મહાપુરૂષોની જન્મતારીખ, જન્મ સ્થળ કે અન્ય બાબતને વર્ષવાર ન ભણાવે તો ચાલે પરંતુ તેનાં જીવનને ઘડનારા પ્રસંગો અડચણો તેના પ્રેરણાદાયી કાર્યો અને તેની સમાજ ઉપર શી અસર થયેલી વગેરે શીખવવું જોઈએ.

(૮) ઈતિહાસ ભણાવનારને કોઈ બનાવ, ઘટના કે વ્યકિત અર્થઘટન અને મૂલ્યાંકન ઉપર ખાસ ભાર મૂકવો. દા.ત. પ્રથમ વિશ્વયુદ્ધની શી સારી નરસી અસરો થઈ. મુસોલિની કેમ સરમુખ્યાર થયો તો ગાંધીજી કેમ મહાત્મા થયા એના વિશે ઈતિહાસનાં વિદ્યાર્થીઓને એના અર્થઘટનો અને સૂઝ સમજ આપવી જોઈએ.

(૯) ઈતિહાસ ભણાવતી વખતે તેમાં એક સૂત્રતા જળવાવી જોઈએ. વચ્ચેની વિગતો છોડી ન દેતા તેનો પરિચય તો આપવો જ જોઈએ. ઈતિહાસનો અભ્યાસ સળંગ જ કરાવી શકાય. ઈતિહાસમાં જો અમુક ટુકડાની જ વાત કરીએ તો એ વિદ્યાર્થીઓ કદી ન સમજી શકે તેમાં માત્ર વિષયની સરળતા અને સગવડતા ખાતર આપણે વિભાગો પાડવા જોઈએ. મોગલ યુગ કે મરાઠાકાળ ભણાવતા પહેલા કે પછી તેની પૂર્વભૂમિકા બાંધીને જ ભણાવવું જોઈએ. જો ઈતિહાસમાં એકાદ કટકાની જ વાત કરીએ તો જેમ કોઈ નાના બાળકને વેંતિયો માણસ જ બતાવીએ પુરા કદનો માણસ જોવા જ ન દઈએ તો તે બાળકને એમ જ લાગે કે દુનિયામાં બધા જ માણસો આવા હશે.

(૧૦) પ્રજાજનોને ઘડનારામાં એક ઈતિહાસકાર પણ સામેલ હોય છે. પ્રજાને ઘડવાની ઈચ્છા રાખનારાઓમાં ઈતિહાસવેત્તા એક છે. એવું શ્રી કિશોરલાલ મશરૂવાળા જેવા ઈતિહાસ વિરોધી માનસ ધરાવતા વિદ્વાને પણ સ્વીકાર્યુ છે.[૧] કોઈક વિદ્વાને એમ પણ કહ્યું છે કે કેવો સમાજ ઘડવો તે ઈતિહાસકારોનાં હાથમાં હોય છે. ઈતિહાસ એ સમાજ અને વ્યકિતની જરૂરીયાતોને સમજીને તે બન્ને વચ્ચે પુલ બાંધવાનો છે.તેથી ઈતિહાસનાં ભણાવનારે રાષ્ટ્ર સમાજની જરૂરિયાત મુજબ શિક્ષણ આપવું જોઈએ. દા. ત. ગાંધીયુગમાં ગાંધીયન ફિલોસોફીનાં ગુણગાન પણ વર્તમાનયુગમાં ઉદારીકરણ અને વૈશ્વીકરણની વાત કરવી જોઈએ.

(૧૧) ઈતિહાસની ભૂતકાળની ઘટનાઓને જોઈ તેમાંથી શું બોધ લેવા લાયક

૧. મશરૂવાળા કિશોરલાલ ''કેળવણીનાં પાયા'' અમદાવાદ - ઈ.સ. ૧૯૫૫, પૃષ્ઠ- ૧૬૫.

છે. તે સમજ સમાજને આપવી દા. ત. ભારત મહાન હતું. ભારત પાસે વિમાન અને ટી.વી.ની થિયરી હતી. મંગળ ઉપર જઈ શકાય છે તેવી જાણકારી ભારતના શાસ્ત્રોમાં હતી પણ આ બધાની શોધ આપણે ન કરી શકયા અને ''મેરા ભારત મહાન'' એવું સૂત્ર વારંવાર ગણગણ્યા કર્યાથી તે ઉપલી બધી બાબતો ફલીત થઈ જતી નથી, ઉલટાના કમજોર થતાં ગયા.

ભારત અહિંસાવાદી વિચાર સરણીને જ વળગી રહ્યું તેનું પરિણામ શું આવ્યું તે ભણાવવું જોઈએ. મહાવીરે, બુદ્ધ, ગાંધીજીએ શસ્ત્ર ધારણ ન કર્યા અને શાંતિમય નીતિનો જ પ્રચાર કર્યો. આનાં હિસાબે ભારતમાંથી કોઈને દુનિયા આખી જીતવાનો વિચાર ન આવ્યો, પરિણામે ભારતમાં સિકંદર, નેપોલિયન પેદા ન થયા.

શિવાજીને રામદાસે અને શીખોને ગુરૂ ગોવિંદસિંહે શસ્ત્રો ધારણ કરાવ્યા. તેનું શું પરિણામ આવ્યું એ પછી ભારતની હિંદુપ્રજાને બહુમોટો ફાયદો થયો હતો તે સમજાવવું જોઈએ.

(૧૨) ઈતિહાસ જાણી વિદ્યાર્થી સામાજિક એકતા, રાષ્ટ્રીય એકતા અનુભવે માટે દરેક પ્રજાની ઉત્પત્તિ, લક્ષણો, રીત રિવાજો, ટેવો વગેરેની ઝીણવટભરી ચર્ચાઓ કરવી જોઈએ. જેથી વ્યકિતમાં ગોરાકાળાનાં ભેદ પ્રત્યે અને હિંદુ મુસ્લિમ, શીખ, ઈસાઈ પ્રત્યે નારાજગી ન થાય અને રિવાજો અને ઉંચનીચનાં ખ્યાલોથી મૂકત બને તેવું શિક્ષણ આપવું જોઈએ.

(૧૩) ઈતિહાસનું શિક્ષણ વિદ્યાર્થીઓને અરૂચિકર લાગે છે. તેથી ઈતિહાસનાં શિક્ષણને જીવંત અને રોચક બનાવવા સર્વગ્રાહી દૃષ્ટિ કેળવી પ્રસંગ કે ઘટનાને અનુરૂપ વાતો અને વિગતો અને દષ્ટ્રાંતો આપવા જ જોઈએ તો જ ઈતિહાસનાં શિક્ષણને અરૂચિકર બનતું અટકાવી શકાશે.

(૧૪) ઈતિહાસનાં અભ્યાસને આકર્ષક અને બોધદાયક કરવો હોય તો એક પદ્ધતિ છે. અલગ અલગ ઘટનાઓને એકત્રિત કરવી દરેકનેપોતપોતાના યોગ્યસ્થાનમાં અને ક્રમમાં ગોઠવવી અને સાથે જ તેમનાં સંબંધો તથા તફાવત બતાવવા જોઈએ.[૧]

(૧૫) ઈતિહાસ એ જ્ઞાનનો વિષય છે, ખાણ છે. તેથી ઈતિહાસનાં વિદ્યાર્થીને જીવનને અનુરૂપ દરેક બાબતથી માહિતગાર સમયે સમયે પ્રસંગે પ્રસંગે કરવો જોઈએ. કારણ કે ભાવિપેઢીને ભૂતકાલીન જ્ઞાન અને વર્તમાનના જ્ઞાનનો સેતુ

૧. પરીખ . છો. ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' અમદાવાદ- ઈ.સ.૧૯૬૯, પૃષ્ઠ- ૬૪.



બાંધીને આગળ ચાલવાનું છે.

(૧૬) ઈતિહાસ ભણાવનારે દુનિયાનાં આધુનિક પ્રવાહો, રાજકારણ, પ્રણાલીઓ અને નવાનવા ઈતિહાસનાં સંશોધનો અને પ્રવાહોથી વાકેફ રહેવું જોઈએ અને વિદ્યાર્થીઓને વાકેફ કરતાં રહેવું જોઈએ.

(૧૭) ઈતિહાસ ભણાવતી વખતે ભણાવનારે સમય સ્થળ અને વ્યકિતને ધ્યાનમાં રાખવા કારણ કે આ ત્રણ ઈતિહાસનાં પાયાનાં લક્ષણો છે. તેથી ઈતિહાસ સમજાવતી વખતે આ ત્રણ લક્ષણોને ખ્યાલમાં રાખ્યા વિના યોગ્ય રીતે ઈતિહાસ ભણાવી શકાતો નથી.

(૧૮) ઈતિહાસનો અભ્યાસ અમુક અમુક વખતે તુલનાત્મક રીતે કરાવવો જોઈએ. ઈતિહાસનાં બે વ્યકિત કે બે પ્રસંગોની તુલના કરવી જોઈએ. પરંતુ તે તુલનાં કરતાં પહેલાં દેશ સમાજ અને તેનાં સમયનો ખ્યાલ રાખવો જોઈએ. તે ખ્યાલ રાખીને જ બન્ને વચ્ચેની સરખામણી કરવી દા.ત. મહમદ ઘોરી અને પૃથ્વીરાજ ચૌહાણની સરખામણી પ્રથમ વિશ્વયુદ્ધ અને બીજા વિશ્વયુદ્ધની સરખામણી રશિયાનાં લોહિયાળ રવિવારનાં હત્યાકાંડની અને પંજાબનાં જલિયાવાલા બાગ હત્યાકાંડની.

(૧૯) વિલડયુરાએ પોતાનાં પુસ્તક ''લેસન ઓફ હિસ્ટ્રી'' માં કહ્યું છે કે ઈતિહાસનો અભ્યાસ સાપેક્ષ થવો જોઈએ અને વર્તમાન અને ભવિષ્યનાં સંદર્ભમાં થવો જોઈએ. આ રીતે જો ભણાવવામાં આવે તો કોને ઈતિહાસ ભણવામાં કંટાળો આવે.

(૨૦) ઈતિહાસ ભણાવતી વખતે ભણાવનારની સામે ભૂતકાળ હોય છે. પરંતુ સાથે સાથે તેણે વર્તમાનકાળને સાથે રાખીને રાષ્ટ્રને, સમાજને કેવી જરૂરીયાત છે તે ભણાવવું જોઈએ. જો કે એનો અર્થ એમ નહીં કે આજે પાકિસ્તાનમાં ભારતનાં ઈતિહાસને મારી મચડીને ભણાવવામાં આવે છે એમ ભણાવવો.

(૨૧) ઈતિહાસનાં કોઈપણ બનાવ કે યુદ્ધને ભણાવતા એ વાતનો ખાસ ખ્યાલ રાખવો કે ઈતિહાસને સંક્ષિપ્ત ન બનાવી દેવો. એ ઘટના કે યુદ્ધ સમજાવતા પહેલા તેની પૂર્વભૂમિકામાં વિસ્તાર ભયની કે વિષયાંતરની જરાપણ બીક રાખ્યા વિના બરાબર સ્પષ્ટ કરવી જોઈએ. ઈતિહાસને સંક્ષિપ્ત રીતે કે પૂર્વભૂમિકા વિના ભણાવવાને કારણે લોકોમાં અને વિદ્યાર્થીઓમાં જાતજાતનાં પ્રશ્નો અને પૂર્વગ્રહો ઉભા થાય છે અને રાષ્ટ્રને અને ઈતિહાસનાં શિક્ષણને નુકશાન થાય છે.

(૨૨) ઈતિહાસ ભણાવતા પહેલા ઈતિહાસનાં શિક્ષકમાં સંશોધનાત્મક દ્રષ્ટિ અને વિચારશીલતા હોવી જોઈએ. તે ઈતિહાસની એક એક ઘટનાઓને વાગોળી વાગોળી તેમાંથી આપણા દેશની વિશેષતાઓ, નબળાઈઓને ઓળખતો હોવો જોઈએ જેમ કે રાષ્ટ્રને જુસ્સાની કે હિંમતની જરૂર હોય ત્યારે તેણે આપણી જે લોકમાનસમાં ખોટી છાપ પડી હોય તે ભૂંસાય જાય તેવી વાત કરવી જોઈએ. દા. ત. મહમદ બીન કાસીમને ભણાવતી વખતે જે સિંધ ઉપર ચડાઈ કરી અને દાહીર હારી ગયો. તે વાત વિદ્યાર્થીને કહેતા અવની જયાશ્રય પુલકેશી રાજાએ આરબ લશ્કરોને હરાવી પાછા કાઢ્યા હતા. તે ખાસ કહેવું જોઈએ જેથી કરીને વિદ્યાર્થીના મનમાં ભારત સતત હારતું જ રહ્યુ એ છાપ ઉભી ન થાય. જો કે આની સાથે એ પણ કહેવું જોઈએ કે ભારતનાં હિંદુરાજાઓ મુસ્લિમો સામે ઘણા કારણોસર હાર્યા હતા.

(૨૩) ગૂજરાત વિદ્યાપીઠનાં ઈતિહાસ અને સંસ્કૃતિ વિભાગનાં નિવૃત્ત અધ્યક્ષ ડો. રસેશ જમીનદાર લખે છે કે ''ઈતિહાસનું એક કાર્ય જે તે સમાજની પરંપરાઓને સાચવી રાખીને દેશને બળવાન બનાવવાનું છે,તેમ એવી પરંપરાઓનો નાશ કરવાનું પણ છે. આ માટે તેઓ દાખલો આપે છે કે રાષ્ટ્રને જે જરૂર હોય તે વધારે ભણાવવું, ઈંગ્લેંડનો ઈતિહાસ ઉદાહરણ તરીકે બતાવે છે. ભારતની જેમ ત્યાં પણ પરદેશી રાજયની હકૂમત વખતોવખત રહી છે. આ ઐતિહાસિક હકીકતને પોતાનું સત્ય વિકસાવવા સંદર્ભે ઈંગ્લેન્ડનાં ઈતિહાસમાં ખાસ મહત્ત્વ અપાતું નથી.

જયારે ભારતની આવી જ પરિસ્થિતિ હોવા છતાં માત્ર પરદેશી આક્રમણોને મહત્ત્વ આપીને ભારતની સત્યશિલતાનો હાસ કરવાનો વ્યવસ્થિત પ્રયાસ ઈતિહાસ મારફતે થયેલો જણાય છે. [૧] '' આથી આપણે આ બાબતને પણ લક્ષમાં લઈ ભણાવવું જોઈએ.

(૨૪) ઈતિહાસને પ્રાથમિક કક્ષાએ માત્ર વર્ણનાત્મક સ્વરૂપે એવી રીતે ભણાવવો જોઈએ કે વિદ્યાર્થીઓમાં શૂરવીરતા, ત્યાગ અને દેશપ્રેમનાં ગુણો વિકસે, તેથી એ સારો નાગરિક બંને તે માટે ચિત્રો અને પ્રદર્શનોનો ઉપયોગ કરવો જોઈએ.

(૨૫) માધ્યમિક શાળાનાં વિદ્યાર્થીને ઈતિહાસનું પૃથકરણ કરતાં શીખવવું એ માટે તેને મ્યુઝિયમો, સ્વાતંત્ર્ય સેનાનીઓની મુલાકાતો, ઉત્ખનનો ચાલતા

૧. જમીનદાર રશેસ ''ઈતિહાસ નિરૂપણનો અભિગમ'' અમદાવાદ- પૃષ્ઠ-૫.



હોય તે સ્થળોની મુલાકાતો કરાવવી જોઈએ. પછી તે બે વચ્ચે અનુબંધ બાંધી ઈતિહાસનું શિક્ષણ આપવું જોઈએ.

(૨૬) કોલેજનાં ઈતિહાસનાં વિદ્યાર્થીને ઉંડાણથી ઈતિહાસ ભણાવવો જોઈએ. તેનામાં સંશોધન તરફ રસ કેળવાય તેવું વલણ અપનાવવું માટે પાઠયપુસ્તક વગર એકજ પુસ્તકનું નહીં પણ ઘણાં સંદર્ભોવાળું શિક્ષણ આપવું. જેથી તેનામાં સંશોધન તરફની વૃતિ કેળવાય અને એ વૃતિથી જ ઈતિહાસનાં જ્ઞાનથી પોતે વર્તમાનનાં પ્રશ્નોને ઓળખે અને ઉકેલે.

(૨૭) ઈતિહાસ ભણાવનારે કયારેઈ પણ પોતે માની લીધેલા સત્યોથી ભણાવવું ન જોઈએ. ઘણીવાર ભણાવનાર અમુક પ્રસંગો, યુદ્ધો, વ્યકિતઓ, દેશ વિશે ખોટા માની લીધેલા કાલ્પનિક ખ્યાલોમાં રાચતા હોય છે. તે અનુસાર પોતે કયાંક બોલે છે અને તે સમજે છે. દા. ત. ઘણા માનતા હોય કે હલ્દીઘાટીની લડાઈ તો કેટલાય દિવસ ચાલી હશે. કારણ કે તેના માનસપટમાં હલ્દીઘાટીનું યુદ્ધ રાણા પ્રતાપ અને અકબર વચ્ચેનું હતું. જેમાં રાણા પ્રતાપ અકબર સાથે ૨૫ વર્ષથી સંઘર્ષ કરતો રહ્યો હતો. આ માહિતીને હિસાબે તે પેલી ખોટી કલ્પના કરે છે, કે તે યુદ્ધ ખૂબ ચાલ્યુ હશે.

પરંતુ હલ્દીઘાટીની લડાઈ ૧૮ જૂન ૧૫૭૬નાં સવારે ૮ વાગ્યે શરૂ થઈ અને ત્રીજા પહોરે પૂર્ણ થઈ.?[૧]

(૨૮) ઈતિહાસ એક એવા જ્ઞાનનો દરિયો છે કે જેનું તળિયું જ લાવી ન શકીએ. આ જ્ઞાનનાં વિસ્ફોટનાં યુગમાં માહિતી એટલી બધી વધતી જાય છે. ત્યારે ઈતિહાસની દરેક ઘટના, યુદ્ધ, ઈમારતો, રાજાનાં ચારિત્ર્ય, સ્વભાવ, આદત, દેખાવ, શોખ આ બધુ ઈતિહાસમાં આવે તેને કઈ રીતે મનમાં યાદ રાખી શકાય.

આટલું બધું આ મગજમાં સરળતાથી યાદ રાખી શકે માટે વિદ્યાર્થીને અનુબંધો બાંધતા શીખવવો તેથી તે બન્નેને સરળતાથી યાદ રહેશે અને તે જ્ઞાન ચિરસ્થાયી બનશે. દા. ત. ૧૯૦૫નાં લોહિયાળ રવિવારની ઘટના સાથે જલિયાવાલા બાગનો હત્યાકાંડ, પાણીપતની લડાઈ સાથે બીજી અને ત્રીજી પાણીપતની લડાઈ, તાજમહેલની વાત કરતાં હુમાયુનો દિલ્હીનો મકબરો, ઔરંગઝેબની બીબીનો મકબરો, મહાબતખાન બીજાનો જૂનાગઢનો મકબરો યાદ કરો મહમદ તઘલકનાં સ્વભાવ સાથે આપણા અમુક રાજકારણીને યાદ

૧. લુણિયા બી. એન.'' અકબર મહાન'' આગ્રા- ઈ.સ. ૧૯૮૪, પૃષ્ઠ-૧૭૮.

કરો. રણજીતસિંહ ના શીતળાનાં ચાઠા, અકબરનો લંગડાતો ડાબો પગ[1] ત્યારે આપણા કોઈ એવા જ સગાને યાદ કરો. નૂરજહાંની ફેશન અને અત્તરનાં શોખ સાથે આજની હીરોઈનના શોખને સરખાવી શકાય.

(૨૯) ઈતિહાસ ભણવા માટે પહેલા ભૂગોળને બરાબર મગજમાં ભરવી પડે. જો વિદ્યાર્થીને અધ્યાપકને ભૂગોળનો ખ્યાલ ન હોયતો જે ભણાવે છે. તે બે સ્થળ કયાં કેટલા અંતરે આવેલા છે.તો તે બહુ સ્પષ્ટ સમજાય નહીં એટલા માટે કોલેજનાં વિદ્યાર્થીઓનાં મગજમાં દુનિયાનો નકશો ફીટ થયેલો હોવો જોઈએ. દુનિયાનાં કોઈપણ છેડાનો દેશનું પણ ભણાવનાર નામ લે કે તરત જ વિદ્યાર્થીની નજર એ સ્થળે પહોંચી જવી જોઈએ. જયારે સ્કૂલનાં વિદ્યાર્થીને ભારતનો નકશો યાદ હોવો જોઈએ આ માટે ભણાવનારે દુનિયાનાં દેશની નામની અંતાક્ષરી, ભારતનાં શહેરોનાં નામથી અંતાક્ષરી, દુનિયા અને રાજયોની રાજધાનીની અંતાક્ષરી કયારેક વર્ગમાં જ રમાડવી જોઈએ. જેથી કરીને દુનિયા અને દેશની ભૂગોળ વિદ્યાર્થીના મનમાં બંધ બેસી જશે.

(૩૦) ઈતિહાસ ભણાવતા પહેલા છેલ્લે આ એક જ વાત સૌથી મહત્ત્વની અને યાદ રાખવા જેવી છે કે ઈતિહાસ લખતી કે ભણાવતી વખતે જે આપણે જે કોઈ પુસ્તકોનો ઉપયોગ કરીએ છીએ. તે પુસ્તકને ત્યાં સુધી નથી સમજી શકતા કે જયાં સુધી તમે તે પુસ્તકને લખનાર લેખકનો દ્રષ્ટીકોણ ન સમજી શકો. જો કે બધી જ જગ્યાએ દરેક પુસ્તકો માટે આ બાબત ન પણ લાગુ પાડી શકાય. આટલું સમજયા હો પછી જ વિદ્યાર્થી પાસે તે વાંચેલી વાત મૂકવી જોઈએ નહીં કે ગમે ત્યાં ગમે તેવા પુસ્તકોમાં વાંચ્યુ અને તે વાત વિદ્યાર્થીઓને કહી દીધી પરંતુ જરૂર પડચે તેની યોગ્ય સમજ આપી ઉલ્લેખ અવશ્ય કરવો.

એટલે જ માર્કસે એકવાર કહ્યું હતું કે ‘‘તમે એ ન ભૂલો કે ભણેલાને પણ ભણતરની જરૂર પડે.[2]

(૩૧) ઈતિહાસ ભણનાર વિદ્યાર્થીએ વાંચતી વખતે મુદ્દાઓ પણ સાથે રાખવા અને એક મુદ્દો વાંચ્યા પછી થોડીવાર અટકવું અને વિચાર કરવો કે આ મુદ્દામાં શું કહેવા માંગે છે. પૂરો પ્રશ્ન વાંચ્યા પછી પણ થોડી વાર અટકી આખા પ્રશ્ન ઉપર સરળતાથી મગજમાં જલક લાવવી જોઈએ તો એ પ્રશ્ન સહેલાઈથી યાદ રહી જશે. ગમે તેવો અઘરો પ્રશ્ન જેમ તેમ વાંચી જવા કરતાં તેને સહેલામાં

---

૧. લુણિયા બી. એન.‘‘ અકબર મહાન’’ આગ્રા- ઈ.સ. ૧૯૮૪, પૃષ્ઠ-૩૪૧.
૨. કાર ઈ. એચ. ‘‘ઈતિહાસ કયા હૈ’’ ન્યુ દિલ્હી - ઈ.સ.૧૯૭૬, પૃષ્ઠ-૪૦.



સહેલો બનાવીને પછી જ વાંચવો જોઈએ.

છેલ્લે છેલ્લે હવે આપને એટલું જ જણાવીશ કે ઈતિહાસ ભણાવતા ભણાવતા ભણાવનારને ઘણા પ્રશ્નો થાય કે શું તું જે ભણાવે છે. તેનો અર્થ નીકળે છે કે કેમ, તને આ અભ્યાસ કરાવવામાં કોઈ આનંદ મળે છે કે આ અભ્યાસ કરાવી તું માનવજાતની કોઈ સેવા કરે છે. આ ઈતિહાસમાંથી તું કંઈ સમાજને બોધપાઠ અને માર્ગદર્શન આપી શકે છે. જો આ બધા પ્રશ્નોનો જવાબ હા માં ન આવે તો માનજે કે તું હજુ ઈતિહાસ ભણાવવાને માટે સક્ષમ થયો લાગતો નથી.

# (૫) ઈતિહાસ અને રાષ્ટ્રીય એકતા

આજનાં યુગમાં રાષ્ટ્રીય એકતાને અવરોધનારા અનેક પરિબળો ઉભા છે. આજે સમગ્ર રાષ્ટ્ર પોતાની અખંડિતતા કયારે ખંડીત થશે એ કાંઇ નિશ્ચીત નથી એવો ડર સેવી રહ્યું છે. ત્યારે એ ડરને મીટાવવા માટે પણ ઈતિહાસ દ્વારા પણ ઘણું બધું થઈ શકે તેમ છે. રાષ્ટ્રીય સમસ્યાને લગતા વર્તમાન પ્રશ્નો અને પરિસ્થિતિઓનો અનુકૂળ રસ્તો ઈતિહાસનાં જ્ઞાન દ્વારા નીકળી શકે છે. જે સમાજ ન્યાય અને યોગ્ય વર્તાવ મુજબ વર્તે તો જ તે ટકી શકે છે, એ ઈતિહાસનું સનાતન સત્ય છે. તે સત્યને રાષ્ટ્રીય એકતા તોડનારા પરિબળો સામે રાખીએ તો ચોકકસ ખ્યાલ આવે છે કે આમાં કેટલી ઉણપો છે. તે ઉણપોને દૂર કર્યા વિના રાષ્ટ્રીય એકતાનું સર્જન કદી પણ થઈ શકે નહીં.

રાષ્ટ્રનાં વિસંવાદી વાતાવરણમાં સંવાદિતા સ્થાપવી એ ઈતિહાસનાં અભ્યાસની ફળશ્રુતિ છે. જો લોકો કોઈ પ્રશ્નોનાં કારણો સંજોગો સમજે તો ઘર્ષણ અટકાવી શકાય અને તે ઘર્ષણ ઈતિહાસની મદદથી ટાળી શકાય. કાશ્મીર પ્રશ્ન બાબતે ઈતિહાસની દોરવણીથી ચાલો તો શું તેનો ઉકેલ તમને નથી લાગતું કે ઉકેલાય અને પોતાનાં જ સમાજ સાથે આત્મીયતા બાંધી શકે.

રાષ્ટ્રની એકતા આડે કયાં પરિબળો આવે છે. રાષ્ટ્રને કેવા ખમીરની જરૂર છે. કેવા નેતાઓ જોઈએ છે. જો એ બધું જ આપણે જાણતા હોય તો શું રાષ્ટ્રીય એકતા માટે ખુટે છે. તેનો જવાબ ઈતિહાસ આપે છે ઈતિહાસનું એક કામ શાંતિ અને સંવાદિતા સ્થાપવાનું અને જ્ઞાતિ જ્ઞાતિ અને કોમ કોમ વચ્ચે મનમેળ રચવાનું છે. વિખવાદો મિટાવીને સુમેળ સંવાદ સર્જવાનું છે.માનવની પાસે આટલી સમજ અને ઈતિહાસનાં બોધપાઠો હોવા છતાં પણ હજુ આજે પણ કયારેક કયારેક રાષ્ટ્રીય એકતાને ભરખી જનારી જવાળાઓ ડોકીયા કરી જાય છે.

રાષ્ટ્રીય એકતા એટલે શું ? રાષ્ટ્રીય એકતા એટલે કે રાષ્ટ્રનાં હિતખાતર અંગત વલણો, માન્યતાઓ, રૂઢિઓ, ધર્મનાં ખ્યાલો, બધું જ ભૂલીને માનવ રાષ્ટ્રનું હિત વિચારે તેને રાષ્ટ્રીય એકતા કહેવાય. રાષ્ટ્રીય એકતામાં રાષ્ટ્રની એક એક સમસ્યાઓનો જો ઉકેલ ન આવે તો પણ એ સમયે



વ્યકિત તેમ છતાં રાષ્ટ્રનું અહિત ન થાય તેવા પગલાઓ પોતે ભરે અને સમાજનાં મોટાવર્ગને તે વાળવાનો પ્રયત્ન કરે ત્યારે રાષ્ટ્રીય એકતાનું ખરા અર્થમાં સર્જન થાય છે. ઈતિહાસનો એક બોધપાઠ એવો છે કે દરેક રાષ્ટ્ર, સમાજ, વ્યકિત ભૂલો તો કરે જ છે. પરંતુ યોગ્ય સમયે સમજી જાય તો ફરી પાછુ તેનું ભાવિ આશા અને શ્રદ્ધાથી ભરેલું તેને ચોકકસ મળે છે.

રાષ્ટ્રીય એકતાની આડે આવતા મુખ્યત્વે નીચેનાં પરિબળો ભાગ ભજવે છે.

### (૧) ધાર્મિક ઝઘડાઓ :-

દુનિયાનો ઈતિહાસ બતાવે છે કે દુનિયામાં સૌથી વધારે લોહી ધર્મનાં નામે રેડાયું છે, ધર્મના નામે ભયંકર યુદ્ધો થયા. ભારત જેવા સહિષ્ણુ દેશના ધર્મના નામે જ બે ભાગલા થઈ ગયા.

ઈતિહાસમાંથી બધા ધર્મોને જાણ્યા પછી તેમાંથી એક જ સૂર નીકળે છે કે બધા ધર્મોનો આત્મા એક જ છે. તેમ છતાં અનેક આકૃતિઓમાં આકારોમાં આપણે ઈશ્વરની અલ્લાહની, ઈસુની, ગ્રંથ સાહેબની અને અગ્નિની પૂજા કરીએ છીએ. ધર્મનાં ઈતિહાસને સમજે તો માણસ ધર્મનાં બાહ્ય કલેવરની અવગણના કરી જુદા જુદા સ્વરૂપોમાં રહેલા આત્માને જ ઓળખશે.

ઈતિહાસનાં આધારે ધર્મનાં વાડા ભૂલાવી આપણે એક જ કુદરતના સંતાન છીએ એવું શીખવવાનું છે. આજે પણ અશોકની કહેલી આ વાત આપણને ધર્મ વિશે સંદેશો આપે છે. અશોકે કહ્યું હતું કે ''માનવે બીજાનાં ધર્મને સાંભળવો જોઈએ અને તેનો આદર કરવો જોઈએ. જે માનવ પોતાનાં ધર્મને પૂજે છેઅને બીજાના ધર્મની નિંદા કરે છે, તે એમ કરીને પોતાનાં જ ધર્મને હાનિ પહોંચાડે છે.''[૧]

આજે એકવીસમી સદીના યુગમાં પણ બિનસાંપ્રદાયિક ભારતમાં ધર્મનાં નામે કેવા પ્રશ્નો ઉભા થાય છે. કોઈ જગ્યાએ રસ્તા, તળાવ, બિલ્ડીંગ બંધાતા વચ્ચે જો ધાર્મિક સ્થાનક આવતું હોય તો તેને ખસેડતા સરકારને કે લોકોને કેવો અનુભવ થાય છે.

કેવા પ્રશ્નોનાં હિસાબે તોફાનો થાય છે. પરંતુ એ પ્રશ્ન ઉભા કરતાં કે ધાર્મિક લાગણીને ઠેસ પહોંચાડી છે. એવું વિધાન કરનારાઓએ ઈતિહાસનાં પાને આવી નોંધાયેલી ઘટનાઓ વાંચી કે સાંભળી નથી. કે આવા

૧. નાગૌરી એસ. એલ. ''ભારત કા સામાજિક, આર્થિક એવમ સાંસ્કૃતિક ઈતિહાસ'' જયપુર ઈ.સ. ૧૯૮૯, પૃષ્ઠ- ૭૭.

લોકોપયોગી કામમાં જો વચ્ચે કોઈ ધાર્મિક સ્થાન આડે આવે તો ફેરવ્યાનાં દાખલા છે કે કોઈએ કોઈનું ધાર્મિક સ્થાનક પડાવી લીધુ હોય કે તેને કંઈ નુકશાન કર્યુ હોય તે બાબતે અંતે સમાધાન થયાના, સુમેળ સધાયાના અનેક દાખલા છે.

ઔરંગઝેબ ઈ.સ. ૧૬૪૫-૪૬માં જયારે ગુજરાતનો સુબો હતો, એ વખતે ઈ.સ. ૧૬૨૫માં શાંતિદાસ ઝવેરીએ અમદાવાદનાં સરસપુર વિસ્તારમાં પાર્શ્વનાથ ચિંતામણી મંદિર બંધાવ્યું હતું. આ મંદિરને ઔરંગઝેબે પાડી કુવત-ઉલ-ઈસ્લામ મસ્જિદમાં ફેરવી નાંખવા હુકમ કર્યો અને ત્યાં ગૌહત્યા કરાવી મંદિર ભ્રષ્ટ કરી એમાં મહેરાબો અને મિનારા ચણી તેને મસ્જિદનાં રૂપમાં ફેરવી દીધું હતું.

પરંતુ ત્યારબાદ (ઈ.સ. ૧૬૪૮-૫૨) દારાશુકોહ ગુજરાતનો સુબેદાર બન્યો અને તેણે પોતાનાં વિશ્વાસું અધિકારી બકીરબેગને પોતાનો નાયબ તરીકે નીમી ઘૈરતખાન નામનો ખિતાબ આપી ગુજરાત મોકલ્યો અને તેની સાથે એક શાહી ફરમાન મોકલ્યુ. જે શાહી ફરમાન ઈ.સ. ૧૬૪૫માં ઔરંગઝેબે જૈન મંદિર તોડી જેને મસ્જિદમાં ફેરવી નાંખ્યું હતું તે મંદિર પાછું મૂળ માલિક શાંતિદાસ ઝવેરીને પાછુ આપવા અંગેનું હતું.[૧] આમ હિંદુ મુસ્લિમો એ કયારેક એકબીજાનું ધર્મની દ્રષ્ટિએ માન રાખ્યું હશે. આવા રાષ્ટ્રીય એકતા મજબૂત બનાવનારા પ્રસંગોને બહાર લાવીને લોકોની સમક્ષ મૂકવા જોઈએ. તો ઈતિહાસનો ઉપયોગ સાચા અર્થમાં કર્યો ગણાય.

હિંદુ રાજાઓ પણ મુસ્લિમોને આદર આવકાર આપતા અને તેના માલ મિલ્કત ધર્મ સ્થાનોનું રક્ષણ કરતાં હતાં. એવો એક પ્રસંગ સિદ્ધરાજ જયસિંહનાં સમયનો નોંધાયો છે. ખંભાતમાં અગ્નિપૂજકોએ એક મસ્જિદ બાળી નાંખી છે, એવી ફરિયાદ સિદ્ધરાજ પાસે પહોંચતા તેણે ગુપ્ત રીતે જાતે તપાસ કરીને અપરાધીઓને દંડ કર્યો.[૨] આ કિસ્સો મુહમ્મદ શફીએ ઈ.સ. ૧૨૧૧માં નોંધ્યો હતો.[૩]

ધાર્મિક કટ્ટરતા માટે જે પ્રસિદ્ધ છે.એવા મહમદ બેગડા નાં દરબારી કવિ તરીકે હિંદુ પંડિત ઉદયરાજ હતો.જેણે ''રાજવિનોદ''નામનું મહાકાવ્ય (ઈ.સ. ૧૬૬૨-૬૯) લખ્યુ હતું.[૪] આ પ્રસંગ શું એમ નથી બતાવતો

૧. પરીખ/ શાસ્ત્રી ''ગુ. રા. સાં.ઈ. ગ્રંથ-૬'' અમદાવાદ, ઈ.સ.૧૯૭૯, પૃષ્ઠ-૬૬.
૨. પરીખ/ શાસ્ત્રી ''ગુ. રા. સાં.ઈ. ગ્રંથ-૬'' અમદાવાદ, ઈ.સ.૧૯૭૯, પૃષ્ઠ-૫૮.
૩. શાસ્ત્રી દુર્ગાશંકર ''ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ'' અમદાવાદ-ઈ.સ.૧૯૫૩, પૃષ્ઠ-૩૧૫, ૩૧૬.
૪. પરીખ/ શાસ્ત્રી ''ગુ. રા. સાં.ઈ. ગ્રંથ-૫'' અમદાવાદ, ઈ.સ.૧૯૭૭, પૃષ્ઠ-૧૪.



કે જ્ઞાનની કદર કરવામાં ધર્મ નડતો નથી.

ઔરંગઝેબની પુત્રી ઝેબુન્નિશાનો મકબરો દિલ્હીમાં કાબૂલ દરવાજાની પાસે તીસ હજાર વૃક્ષવાળા બગીચામાં હતો, તે રેલવે બનાવવા માટે તોડી નંખાયો હતો. તે એક સારી એવી કવિયિત્રી હતી, તે ''મખફી'' નામનાં ઉપનામથી ફારસીમાં ગીતો લખતી હતી.[૧]

૮ જૂન ૧૮૨૨ ના રોજ કર્નલ જેમ્સ ટોડ રાજસ્થાનમાં દેવડાની રાજધાની નજીક શરાણેશ્વરનાં મંદિરે પહોંચ્યો. તે મંદિરમાં એક ગરમ પાણીનો કુંડ છે, જેના પાણીએ નાવાથી ચામડીનાં રોગો દૂર થાય છે. મંદિર ફરતે જે કિલ્લો બનાવેલ છે. તે માંડુના મુસ્લિમ સુલતાને બનાવી આપ્યો હતો, એમ કહેવાય છે કે આ કુંડમાં તે સુલતાને સ્નાન કર્યુ, તેનાથી તેનો કોઢ મટી ગયો હતો. ત્યારે સુલતાને પેગંબરની સરિયત વિરૂધ્ધ મંદિર રીપેરીંગ અને કિલ્લો બનાવ્યાનું આ પ્રમાણ છે.[૨]

આરઝી હકૂમતનાં સરસેનાની સ્વ. રતુભાઈ અદાણીએ સુરેન્દ્રનગર જીલ્લાનાં ધ્રાંગધ્રા પાસેનાં રાજસીતાપુર ગામમાંથી એક આખે આખુ શિવમંદિર ફેરવી છેક જૂનાગઢ જીલ્લાનાં કેશોદ પાસે આવેલ અક્ષયગઢ ખાતે લઈ ગયા હતા.

રાજકોટમાં કાલાવડ રોડ ઉપર જે સ્વામીનારાયણનું મંદિર ઈ.સ.૧૯૯૮માં બંધાયુ છે, ત્યાં વચ્ચે હનુમાનજીનું એક મંદિર હતું તે રાતોરાત ફેરવી ત્યાં શેરીના ખૂણે ઉભુ કરવામાં આવ્યુ છે.

નર્મદા ડેમ જયાં બંધાય રહ્યો છે, તે કેવડિયા કોલોની ખાતે ડેમમાં સુરપાણેશ્વર મંદિર અંદર આવી જાય છે, તેથી મંદિરમાંથી મૂર્તિઓ લઈ લેવામાં આવી અને જે બાજુમાં ગોરા ગામે મંદિર બનાવી તેમાં પુનસ્થાપિત કરવામાં આવી છે, જે મંદિર ઘણા સૈકાઓ જૂનું ગણાવાય છે. આ બાબતે કોઈ પ્રશ્નો ન ઉભા થયા કે આવા પ્રાચીન મંદિરને પાણીમાં કેમ ડૂબવા દેવું જો કે છતાં લોકોએ સમાજમાં એવો અંધ વિશ્વાસ વહેતો કર્યો જ કે મંદિરમાંથી મૂર્તિ જ લીધી છે અને મંદિર ડૂબ્યુ છે, માટે ડેમ પૂરો થતો નથી.[૩]

સુરતમાં કમિશ્નર શ્રી રાવે રસ્તાઓ પહોળા કરવા સાફ સુથરૂ સુરત બનાવવા માટે એક સ્વચ્છ અને કડક અભિયાન શરૂ કર્યુ હતું. ત્યારે એક જગ્યાએ મસ્જિદનો મિનારો નડતો હતો. તે ફેરવવા આદેશ કર્યો ત્યારે

૧. સરકાર જદુનાથ ''ઔરંગઝેબ'' ઈ.સ.૧૯૫૧, પૃષ્ઠ-૨૧.
૨. ટોડ જેમ્સ ''પશ્ચિમ ભારત કી યાત્રા'' જોધપુર, ઈ.સ.૧૯૬૫ - પૃષ્ઠ-૬૫.
૩. પ્રા. એમ.પી.દેસાઈ ''ઈતિહાસનાં વ્યાખ્યાતા રાજપીપળાની મુલાકાતને આધારે.''

તે પ્રકરણ કોર્ટમાં ગયુ હતું અને ચુકાદો આવતા મુસ્લિમોએ જ તેનો રસ્તો કાઢી આપ્યો હતો.

તકરારને હંમેશા બે પક્ષની જરૂર રહે છે, એક પક્ષ ભૂલ કરે ત્યારે બીજા પક્ષે શાંત રહેવું જોઈએ. સાચા ધર્મો અને સાચા માણસો વચ્ચે કયારેઈ તકરાર થતી નથી. પરંતુ કાચા ધર્મો અને કાચા માણસો વચ્ચે જ તકરાર થાય છે. ભારતની બહુમુખી વિવિધતા વાળી પ્રજાએ ભૂતકાળનાં ઈતિહાસમાંથી થોડો ઘણો પણ બોધપાઠ લઈ આ વિચારને વળગે તો રાષ્ટ્રીય એકતાનું જબરૂ કામ કર્યુ ગણાય.

ધર્મ એ પણ ઘણીવાર રાષ્ટ્રીય એકતાને જોખમમાં મૂકી છે. ધર્મોનાં વિખવાદને કારણે લોકો વચ્ચે કડવાસ અને કટુતા વધે છે. તેથી રાષ્ટ્રીય એકતાને જબરી ચોટ પહોંચે છે. ઈતિહાસકારો પુસ્તકોમાં એવી વાતોની રજૂઆત કરે કે ભારતને મુસ્લિમોએ આટલું નુકશાન કર્યુ આટલા મંદિરો તોડયા. આટલી સ્ત્રીઓની લાજ લુંટી તેની સાથે સાથે એ પણ લખવું જોઈએ કે ભારતનાં આટલા મુસ્લિમ સમ્રાટોને હિસાબે આટલા સ્થાપત્યોમળ્યા. ઘણા બાદશાહોએ હિંદુઓને પણ ખૂબ સારી રીતે રાખ્યા. દા. ત. અકબર, જૂનાગઢનાં નવાબ રસુલખાન, નવાબ મહાબતખાન ઘણા મુસ્લિમોએ ભારત માટે ઘણી સારી પ્રવૃત્તિઓ કરી તે વિગતો પણ સમાજ સામે રજૂ થવી જોઈએ.

### (૨) કોમવાદ :-

કોમવાદ પણ રાષ્ટ્રીય એકતા આડે આવતું એક ગંભીર પરિબળ છે. પુરાવાઓ અને ઈતિહાસનાં આધારે માનવે એમ માનવું જોઈએ કે ભૂતકાળમાં ઓછા વધતા પ્રમાણમાં ઝઘડાઓ તો ચાલ્યા જ રાખતા. તે ઝઘડાઓ પાછળ સમય અને શાસકોનો દોષ હતો એમ માની આવી ભૂલી જવા જેવી વાતો ને વગોવ્યા ન કરીએ. રાષ્ટ્રીય એકતાનાં હિતમાં એક બહુ મોટું કામ કર્યુ ગણાય. જયારે હિન્દુસ્તાનમાં અંગ્રેજોએ પગ મૂકયો નહોતો ત્યારે શું હિંદુ-મુસલમાન એક બીજા સાથે ઝઘડા કરતાં હતા શું ? હિંદુ અને મુસ્લિમ ઈતિહાસકારોએ પ્રચુર પ્રમાણમાં સાક્ષી પૂરી કે ત્યારે સામાન્ય માનવીઓ વચ્ચે કોઈ ઝઘડાઓ નહોતા.

શાંતિપૂર્વક જીવન જીવતા હતા. એટલે જ મહમદઅલી ઝીણા કહેતા કે '' જો અલ્લાહ મને જીવતો રાખે તો હું હિન્દુસ્તાનમાં મુસલમાન રાજયનો ઈતિહાસ લખવા માગું છું અને તેમાં પુરાવા સાથે રજૂ કરું કે બ્રિટીશ ઈતિહાસકારોએ ઔરંગઝેબને ખરાબ ચિતર્યો એવો એ ન હતો અને મોગલ રાજય



બ્રિટીશ ઈતિહાસમાં બતાવવામાં આવ્યુ છે કે તેવુ ખરાબ નહોતું.[1]

શાણા રાજપુરૂષો અને ઈતિહાસનું જ્ઞાન ધરાવનારા લોકો રાષ્ટ્રીય એકતાને માટે શું ન કરી શકે તે બાબતને સમજાવવા માટે ટોયન્બીનું આ કથન ખૂબ જ ઉપયોગી નીવડે છે. જગવિખ્યાત ઈતિહાસકાર આર્નોલ્ડ ટોયન્બી મૌલાના આઝાદ સ્મારક વ્યાખ્યાન માળામાં વ્યાખ્યાન આપવા આવ્યા હતા. ત્યારે તેમણે કહ્યુ હતું કે મૌલાના આઝાદને ઔરંગઝેબનાં સમકાલીન થવાનું જો પ્રાપ્ત થયું હોય તો તેઓ શહેનશાહને પોતાનો અપયશ અપાવવા ઉપરાંત સામ્રાજયની નાશ નોતરતી આ નીતિ ત્યાગવાનું સમજાવી શકયા હોત કદાચ[2]

ભારતમાં જયારે જયારે કોમી રમખાણો ફાટી નીકળે, કોમી પરિબળો માથુ ઉંચકે ત્યારે લેખકો અને પત્રકારોની એ ફરજ બને છે કે ભારતનાં આજ મુસ્લિમો અને શીખો અને ઘણી બાબતો માટે હિંદુ મુસ્લિમોએ ખંભેખંભા મિલાવીને કામ કર્યુ હતું તેવા પ્રસંગો આલેખવા જોઈએ.

જયારે કાશ્મીરમાં પંડિતો ઉપર અત્યાચાર થયા ત્યારે દિલ્હી અને જમ્મુમાં નિરાશ્રિતો તરીકે જીવતા કાશ્મીરી પંડિતો માટે કોઈ કટ્ટર હિંદુ સંગઠનોએ ફાળો ઉઘરાવ્યો કે નહીં તે ખબર નથી પરંતુ અમેરિકામાં હ્યુસ્ટન શહેરમાં ''તુમ્હારી અમૃતા'' નાટકની બધી આવક કાશ્મીરી પંડિતો માટે દાનમાં આપી દેવામાં આવેલી એ નાટકના દિગ્દર્શક ફિરોજખાન, નાયિકા શબાના આઝમી અને નાયક ફારૂખશેખ એ ત્રાણેય મુસ્લિમો હતા.[3]

આ રીતે મુસ્લિમોએ ભારત માટે કેવો પ્રેમબતાવ્યો છે. તેના દાખલા મૌલાના આઝાદ, પરમવીરચક્ર વિજેતા શહીદ અબ્દુલ હમીદ, ખાન અબ્દુલ ગફારખાન (સરહદનાં ગાંધી) આવા કેટલાય મુસલમાનો એ ધર્મ કરતાં રાષ્ટ્રને ચાહ્યુ હતું.

દરેક રાષ્ટ્ર સમાજ અને માનવને પડકારો તો આવે જ છે. એ પડકારોનો જવાબ રાષ્ટ્ર કે સમાજ ન ઝીલી શકે તો રાષ્ટ્ર કે સમાજનું પતન થાય છે. પરંતુ દરેક રાષ્ટ્ર અને સમાજ ઈતિહાસની મદદથી આવા પડકારોનો સારામાં સારી રીતે જવાબ આપી શકે છે.

### (૩) ભાષાવાદ, પ્રાંતવાદ અને અલગતાવાદ :-

આજે રાષ્ટ્રીય એકતા આડે આવનારી મુખ્ય સમસ્યાઓમાં થોડાઘણા અંશે આ ત્રણ બાબતો પણ ભાગ ભજવે છે.

૧. ગાંધીજી ''ગાંધીજીનું હિંદ વિવિધતામાં એકતા''. પૃષ્ઠ-૪૮.
૨. આર્નોલ્ડ ટોયન્બી ''અખંડ જગત અને ભારત'' દિલ્હી, ઈ.સ.૧૯૬૩, પૃષ્ઠ-૬૪.
૩. શાહ ગુણવંત ''વિચારોનાં વૃંદાવનમાં'' સંદેશ- તા. ૩૦/૮/૯૯.

દરેકને પોતાની માતૃભાષા વ્હાલી હોય પરંતુ તે જ ભાષા સૌથી શ્રેષ્ઠ છે, એમ માનવું અને દરેક જગ્યાએ એ ભાષામાં જ વ્યવહાર થવો જોઈએ એવું ઈચ્છવું એ રાષ્ટ્રીય એકતા માટે હાનિકારક છે. ભારતમાં ઉત્તર અને દક્ષિણનાં રાજયો વચ્ચે ભાષાવાદનાં પ્રશ્ને વારંવાર મુશ્કેલીઓ ઉભી થાય છે.

પ્રાંતવાદ પણ એવી જ સમસ્યા છે. એટલે જ કોઈએ લખ્યું છે કે પ્રાંતવાદએ માનવજાતનો દુશ્મન છે. આ રીતે પ્રાંતને જો ખૂબ જ લોકો ચાહવા માટે અને તેમાંથી સંકુચિત વિચારસરણી જન્મે તો એ હંમેશા નુકશાનકારક જ સાબિત થાય છે.

રાધાકુમુદ મુકરજી લખે છે કે ''ભારત એ સંપ્રદાય, રિવાજો, ધર્મો અને સંસ્કૃતિઓ, ભાષાઓ અને ધાર્મિક શ્રદ્ધાઓ વિવિધ જાતિ તત્ત્વો અને સામાજિક વ્યવસ્થાઓનું એક સંગ્રહસ્થાન છે.[1] ભારતમાં આમ અનેક જાતિઓ, ભાષાઓ, ધર્મો રીત રિવાજો અને અનેક સામાજિક વિવિધતા હોવા છતાં કાશ્મીરથી કન્યાકુમારી સુધીની પ્રજાને તેમાંથી બહાર કાઢીને ભારતે સાંસ્કૃતિક ઐકય સદીઓથી સાધેલું છે, તે ખરેખર મહાન છે.

એટલે જ સર હર્બટ રિઝલીએ લખ્યુ છે કે અનેક વિવિધતાવાળા ભૌગોલિક રચના, સામાજિક સ્વરૂપ, ભાષા, રિવાજ અને ધર્મની વચ્ચે પણ જોનારના મનમાં અસરકારક વસ્તુઓ છે કે હિમાલયથી કન્યાકુમારી સુધી આ વૈવિધ્ય અંતર્ગત જીવનનું એક ચોકકસ સામ્ય છે.

પંજાબમાં આતંકવાદે ભરડો લીધો અને ઓપરેશન બ્લુસ્ટાર, ઈંદિરા ગાંધીની હત્યા, સેનાપતિ જનરલ વૈદ્યની હત્યા પછી કેટલાય શિખ ધર્મગુરૂઓ, પત્રકારોને અને નિર્દોષ નાગરિકોને આ આતંકવાદે ભરખી લીધા. ભવિષ્યમાં જે ઈતિહાસ લખાશે ત્યારે ઈતિહાસકારો આ આંતરિક ઘટનાને કડક શબ્દોમાં મૂલવશે. આ પ્રસંગ રાષ્ટ્રીય એકતા અને સાણા પુરૂષોની નિષ્ફળતા બતાવે છે.

આ રીતે અલગ ખાલીસ્તાનની ચળવળે ભારતની રાષ્ટ્રીય એકતા માટે ઘણો ખતરો ઉભો કર્યો હતો. પંજાબમાં આ ત્રાસવાદની સમસ્યાને એ રીતે સમજાવી શકાય કે તમે આજ પંજાબનાં શીખોએ ભારતમાતા માટે પોતાની જાતના અસંખ્ય બલિદાનો આપ્યા છે. સ્વાતંત્ર્ય સંગ્રામમાં પણ શીખોનો ફાળો નાનો સૂનો ન હતો. જયારે સોળમી સત્તરમી સદીમાં મુસ્લિમ

૧. મુકરજી રાધાકુમુદ ''ફન્ડા મેન્ટલ યુનિટી ઓફ ઈન્ડિયા'' પૃષ્ઠ-૧૧.



બાદશાહોનો ભયંકર ઉપદ્રવ હતો. ત્યારે પણ શીખ ધર્મગુરૂઓએ પોતાના જાનની આહુતિ આપી હતી. આ જ શીખ પ્રજા ભારતનાં લશ્કરમાં શિરમોર સેવા બજાવી રહેલ છે. પરંતુ તે ત્રાસવાદ અને અલગતાવાદ પાછળનો ઘણા કારણો ભાગ ભજવતા હતા, જે કારણો આજનાં રાજકારણીઓએ ઉભા કરેલા છે. એમ કહીને તે સમસ્યાને થોડીક લાગણીની દૃષ્ટિથીથી પણ ઉકેલી શકાય.

ઈતિહાસના અભ્યાસથી વિદ્યાર્થી જાતિ, ધર્મ, ભાષાનો ભેદ ભૂલીને સામાજિક અને ભાવનાત્મક એકતાને સફળ બનાવે છે.

### (૪) લિંગભેદ :-

ભારતમાં અંદરખાનેથી સ્ત્રી પુરૂષ સમાનતા વિશેની પણ ગડમથલો ચાલી રહી છે. ભારતની સ્ત્રીઓ જાણે કે એમ માને છે કે પુરૂષોએ હંમેશા અમને પાછળ રાખવામાં કે બધા પ્રકારોનાં અધિકારોનો ઉપયોગ કરવા દેવામાં અડચણો ઉભી કરી છે. દરેક મહિલા સંગઠનો, મહિલા મોરચાઓ જયારે જયારે કાંઈ ચર્ચાઓ ગોઠવે ત્યારે હંમેશા તેમાંથી એક જ સૂર નીકળતો હોય કે પુરૂષોએ સ્ત્રીઓની પ્રગતિમાં જરાપણ રસ લીધો નથી. પરંતુ પુરૂષો એ હંમેશા સ્ત્રીઓને દબાવવાનું જ ચાલુ રાખ્યુ છે. પુરૂષ અને સ્ત્રી સંસાર રથનાં બે પૈડાઓ છે. જે બન્ને મુખ્ય આધાર સ્તંભો આવુ વિચારે તો રાષ્ટ્રીય એકતાને જબરો ખતરો પહોંચે છે. ભારતની મહિલાઓ દરેક જગ્યાએ સમાન અધિકારો માંગે છે. પરંતુ કાયદામાં સમાનતા કે નોકરીઓ કરતી મહિલાઓ આવકવેરાના ધોરણમાં સમાનતા કે અન્ય જગ્યાએ સ્ત્રીઓને અલગ લાભો મળતા હોય તે લેવાનું ચૂકતી નથી. આજે જે કાયદો સમગ્ર ભારતનાં પુરૂષોને ખૂબ જ અન્યાયકર્તા નિવડયો છે. ભારતીય દંડસંહિતાની ૪૯૮એ ની કલમ નાબૂદ કરવા માટે ભારતભરનાં આ કાયદાનાં ભોગ બનેલા પુરૂષ મંડળો તેનો જોરશોરથી વિરોધ કરી રહ્યા છે, આવા અનેક ઝઘડાઓ સ્ત્રી પુરૂષો વચ્ચે ચાલે તે સારુ ન કહેવાય.

સ્ત્રી અને પુરૂષ બંનેએ એક જ આંખથી વિચારવું જોઈએ. ઈતિહાસમાં અસંખ્ય દાખલાઓ છે કે જેમાં પુરૂષપ્રધાન વ્યકિતએ સ્ત્રીઓને આગળ કરી છે અને સાથે પણ રાખી છે.

સ્ત્રીઓને પુરૂષોએ પાછળ રાખી છે, એ વિચારનો ઈતિહાસ સાક્ષી છે કે સ્ત્રીને પુરૂષે હંમેશા પોતાની અર્ધાંગ્ના ગણીને જ સાથે રાખી છે. રાજા સાથે રાણીનાં સિકકાઓ મળ્યા છે, એ શું સૂચવે છે. સ્ત્રી પુરૂષનો દરજજો ચંદ્રગુપ્ત સાથે કુમારદેવી, કાશ્મીરના ક્ષેમગુપ્ત અને દ્વિદા,

જહાંગીર સાથે નૂરજહાં આ સિવાય પ્રાચીનયુગમાં ગાર્ગી, લોપામુદ્રા, મુસ્લિમયુગમાં રઝિયા સુલતાના, ચાંદબીબી, ઝાંસીની રાણીનું સ્થાન કેવું અનેરૂ હતું. આધુનિકકાળમાં ઈંદિરા ગાંધી, કિરણ બેદી, કલ્પના ચાવલા કઈ કક્ષાએ પહોંચ્યા છે. (તા. ૧/૨/૨૦૦૩નાં રોજ નાસાનું કોલંબિયાનાં અંતરીક્ષયાન દુર્ઘટનામાં કલ્પના ચાવલાનું મોત થયુ છે.) સ્ત્રીઓનાં સ્વાતંત્ર્યની ચળવળ માટે સ્ત્રીઓએ પ્રારંભ કર્યો નથી, એમ સ્ત્રીને મતાધિકાર આપવામાં પણ પુરૂષનો જ હાથ હતો. આથી બન્ને અગત્યનાં સંસાર રથનાં વાહકોનો ભ્રમ દૂર થશે કે એકબીજા કોઈના દુશ્મન નથી અને સાથે જ યુગોથી રહેતા આવ્યા છે.

**(૫) ભ્રષ્ટાચાર :-**

આજે જાણે કે ભારત આખાની સમગ્ર કચેરીઓમાં ભ્રષ્ટાચાર એક યા બીજા પ્રકારે ફુલ્યો ફાલ્યો છે. તેમાં સૌથી વધુ ભ્રષ્ટાચાર તો બે પવિત્ર ગણાતી જગ્યાએ થઈ રહ્યો છે. (૧) ન્યાયક્ષેત્રે (૨) શિક્ષણક્ષેત્રે જો આ બે જગ્યાનાં ભ્રષ્ટાચારને રોકવામાં આવે તો ત્યારપછીની અન્ય જગ્યાએ થતો ભ્રષ્ટાચાર આપોઆપ જ કાબૂમાં આવે. આના માટે આપણે આપણા મહાન પુરૂષોનાં જીવનચરિત્રોમાંથી બોધપાઠ લઈને વિદ્યાર્થીઓનું ઘડતર કરવું જોઈએ ઈતિહાસ અનિવાર્યપણે માનવસમાજનાં એક સભ્ય તરીકે અને વ્યકિત તરીકે સંબંધિત શાસ્ત્ર છે. સ્વાતંત્ર્ય સેનાનીઓ, શહીદો, વિજ્ઞાનનાં નિષ્ણાંતો, શોધકો, શાંતિનાં રક્ષકો કલાકારો દરેકની વાત ઈતિહાસ કરે છે અને માનવ સમાજને અનેરો બોધ આપી રાષ્ટ્રીય એકતાનું સર્જન કરી શકે તેમ છે.

**(૬) રાજકીય નેતાઓ :-**

નેતાઓ જેવા હોય છે એ મુજબ પ્રજાનો વર્ગ ઘડાય છે. આપણા આજનાં રાજકીય નેતાઓની આપણે શું વાત કરીએ એક થી એક ચડિયાતા નેતાઓ મળ્યા છે. આજે દેશનાં રાજકારણીઓની મેલીચાલને હિસાબે કોઈપણ પક્ષ બહુમતીમાં ન રહેતા છેલ્લા ઘણા વર્ષોથી ટેકાવાળી સરકારો જ અસ્તિત્ત્વમાં આવી અને તે ગમે ત્યારે ટેકો પાછો ખેંચી લેતા અકાળે ભાંગી પડે છે, આ રાષ્ટ્રનાં સાણા મતદારોની નિષ્ફળતા બતાવે છે.

૧૯૯૭-૯૮માં મુખ્યમંત્રી શ્રી કેશુભાઈ પટેલ અને શંકરસિંહ વાઘેલા બન્ને એક જ પક્ષના હોવા છતાં બન્નેએ ગુજરાતની ખુરશી મેળવવા પક્ષની વફાદારીનાં ગોટલા ગોટલા ઉડાડીને પણ ખુરશી મેળવ્યાનાં દાખલા ઈતિહાસને પાને નોંધાયા છે. આ રાષ્ટ્રીય એકતા માટે ભયંકર લપડાક ગણાય.



આજે જયારે રાજકારણમાં નીતિમતાને બિલકુલ સ્થાન રહ્યુ નથી. એ સમયે ઈતિહાસ તો ભૂતકાળના મહાન રાજપુરૂષોની આદર્શવાતો નોંધીને બેઠો છે. જેમ કે ભારતનાં વડાપ્રધાન કોણ બને એ બાબતે જયારે તે સમયનાં નેતાઓ વચ્ચે મતદાન કરવામાં આવ્યુ અને તેમાં સરદાર વલ્લભભાઈ પટેલ સ્પષ્ટ બહુમતીમાં આવ્યા જવાહરલાલ નહેરૂને ત્રણ ચાર જ મત મળ્યા. તેમ છતાં ગાંધીજીનાં આગ્રહથી સરદાર વલ્લભભાઈ પટેલે વડાપ્રધાન પદ જતુ કર્યુ હતું. લાલ બહાદૂરશાસ્ત્રી રેલવે પ્રધાન હતા. ત્યારે રેલવેનો અકસ્માત થતા પોતે પોતાની નૈતિક જવાબદારી હાથે સ્વીકારીને પોતાનાં હોદ્દાનું રાજીનામું આપી દીધુ હતું. આ પ્રસંગોને પ્રકાશમાં લાવીને રાષ્ટ્રીય એકતાને મજબૂત કરી શકાય.એ જ રીતે રાજકીય નેતાઓ જો ઈતિહાસ ન જાણતા હોય તો લોકોની લાગણીઓ, પ્રશ્નો સમજી ન શકે. આ નેતાઓનો સ્થાનિક લેવલથી લઈ દિલ્હી સુધીનો ઈતિહાસ જાણતા હોય તો ઈતિહાસનું જ્ઞાન રાષ્ટ્રીય એકતાનું સર્જન કરવામાં ખૂબ જ ઉપયોગી નિવડે આટલા માટે જ કદાચ દરેક પોલીસ ટ્રેનિંગ સેન્ટરોમાં ડી.વાય. એસ. પી., પોલીસ ઈન્સ્પેકટરને લોકોનાં રીત રિવાજો રહેણીકરણી, સ્વભાવ, આદતો, જ્ઞાતિના ઈતિહાસ વિશે ઈતિહાસના અધ્યાપકો ભણાવે છે. આ લેખકે જૂનાગઢ પોલીસ ટ્રેનિંગ સેન્ટરમાં ઘણા પોલીસ અમલદારોને આ બાબતે ભણાવ્યા છે, તે નોકરીમાં ગયા ત્યાં ખૂબ જ સફળ થયાનાં દાખલા છે.

**(૭) રૂઢિવાદી વિચારો : -**

આ યુગમાં લોકોએ નાતજાત, ધર્મએ બધા ખ્યાલો છોડીને રાષ્ટ્રીય જીવન જીવવું જોઈએ. આપણે હવે એ સ્વીકારવું જ પડશે કે ધર્મો અને સંપ્રદાયોની કૃત્રિમ દિવાલો રાષ્ટ્રને હાનિકારક નીવડે છે. હિંદુ મુસલમાન, જૈન, પારસી, ખ્રિસ્તી અને જાતિભેદ અને અસ્પૃશ્યતાના ખ્યાલોને બદલશું તો જ માનવપ્રેમની જયોતિ આ રાષ્ટ્રમાં જલતી રહેશે, અન્યથા નહીં.

ઈતિહાસ ભણે તેને પોતે જ સારો છે અને બીજા નકામા છે, તે અહંકાર દૂર થાય છે. એક જ જાતિ મહાન છે, બીજા નાલાયક છે. આ સિવાય ઈતિહાસનો જાણકાર પોતાના દેશની પણ નબળી વાતોને સ્વીકારતા શીખે છે. તેથી રાષ્ટ્રીય એકતાનું સર્જન કરવામાં ઈતિહાસનું મહામૂલુ પ્રદાન છે.

હિન્દુધર્મશાસ્ત્રએ વર્ણભેદ તથા જ્ઞાતિભેદ ના ખૂબ જ ચુસ્ત નિયમો બનાવ્યા છે. એક જ હિંદુપ્રજા એકબીજા હિંદુઓ સાથે રોટીબેટી વ્યવહાર કરતા નથી. ત્યારે મુસ્લિમો એક થાલામાં બેસી જમી શકે છે. જે પ્રજા

વર્ણભેદ, જ્ઞાતિભેદ માટે ખૂબ જ રૂઢિચુસ્ત હોય તે અંતે આ યુગમાં શકિતહીન બની જાય છે. રોટીબેટીની ઉદારતાવાળા વધુને વધુ શકિતશાળી બની જાય છે. આમ આવી બાબતો પણ રાષ્ટ્રીય એકતા આડે આવતી હોય છે. ત્યારે એકવીસમી સદીમાં આવા રૂઢિવાદી ખ્યાલો છોડી દેવા જોઈએ.

દરેક જનસમુદાયને પોતાનાં મૂલ્યો હોય છે, જેના મૂળ ઈતિહાસમાં હોય છે. જયારે મૂલ્યો તુટવા લાગે છે, ત્યારે ઈતિહાસે તેને સાચી દોરવણી આપીને તુટતા અટકાવવા જોઈએ.

કયારેક લોકો એ ન સમજી શકે કે આ વર્ગે, આ દેશે આ નેતાએ આવુ વર્તન કેમ કર્યુ એના વર્તનને લીધે અને લોકોની અવળી સમજને લીધે ઈતિહાસનાં દાખલાઓ દ્વારા એ સમજાવવું જોઈએ કે આ પ્રમાણે પરિસ્થિતિ હતી.તેથી રાષ્ટ્રએ કે નેતાએ આ પ્રમાણેનાં નિર્ણયો કર્યા હતા. દા. ત. શાંતિપ્રિય દેશ હિંદુસ્તાને ઈ.સ. ૧૯૯૮માં રાજસ્થાનમાં પોખરણ ખાતે બુદ્ધપૂર્ણિમાને દિવસે પાંચ અણુધડાકાઓ કર્યા પણ તે અણુ ધડાકાઓ કોઈ રાષ્ટ્રને દબાવવા માટે નહીં પણ શાંતિ માટેનાં હતા. એમ તો ભારતે પણ ઘણીવાર યુદ્ધો લડવા પડચા પરંતુતે લોકશાહીનાં રક્ષણ માટે કે પોતાના દેશનાં આદર્શોના રક્ષણ માટે લડચા હતાં નહીં કે કોઈની ભૂમિ દબાવી દેવા માટે, આપણી વિરોધી વાતો કરનારાઓને એ વાત સમજાવવી જોઈએ. આ વાત સમજાવવાની ફરજ ઈતિહાસનાં ભણાવનારાઓની અને પત્રકારોની બની રહે છે.

ભારતની રાષ્ટ્રીય એકતા તોડવા માટે કોઈ પરિબળો કામ કરે ત્યારે પુરા જોશથી કહેવું જોઈએ કે ભારત હંમેશા મૈત્રી માટે પોતાનો હાથ લંબાવ્યો છે, યુદ્ધ માટે નહીં પરંતુ એ પણ સમજી લેવું જોઈએ કે ભારત જરૂર પડચે યુદ્ધ પણ ખેલી શકે છે અને પોતાનાં રાષ્ટ્રને અનેક ભાષાઓ, અનેક જાતિઓ, અનેક રિવાજો, અનેક ધર્મો વચ્ચે પણ ચોકકસ એક તાંતણે બાંધી રાખી શકે છે.

ઈતિહાસ ભ્રમ, શંકા, લઘુતાગ્રંથિઓ દૂર કરે છે. કે બ્રિટીશર લુચ્ચા, દક્ષિણનાં લોકો બુદ્ધિવાળા, કાશ્મીરનાં લોકો રૂપાળા પણ ઈતિહાસ તપાસો તો આ બધી માન્યતાઓ સાવ સાચી કદાચ ન નીકળે. એમાં જરૂર અપવાદો મળે. જેને આપણે અંગ્રેજોને સામ્રાજયવાદી માન્યા પણ તેણે પહેલા સામ્રાજયો સ્થાપ્યા અને સૌ પહેલા જ મૈત્રીપૂર્વક સામ્રાજય છોડચુ. કોઈ જાતિ કે દેશનાં લોકોનાં સ્વભાવ કે કાર્ય એકસરખા રહેતા નથી.

લોકો ઘણી વખત એવું બોલતા હોય છે. આ તો



આના જેવું લાગે છે, તેના જેવુ લાગે છે. જાણે કે કોઈની સારી બાબતોનું કોઈ બીજાએ અનુકરણ જ ન કરી શકાતું હોય. હિંદુસ્ત્રી ચાંદલો ન કરે તો તેને કહે આ તો મુસ્લિમ જેવી લાગે છે. કોઈ પહેરવેશ બદલે તો પણ આ તો પઠાણ જેવો લાગે છે. હા એટલું ચોકકસ કે દરેક ધર્મ દરેક જ્ઞાતિ, દરેક સમાજનાં ચોકકસ ધોરણો હોય છે.પરંતુ તે ધોરણો એકબીજાની અસર હેઠળ બદલાતા જ રહે છે. જેમ કે ઈસુની આઠમી શતાબ્દિ સુધી ભારતની શિલ્પકળા ઉપર બૌદ્ધમતની સ્પષ્ટ અસર હતી.

તેરમી સદી પહેલાનાં ભારતની હિંદુ તથા મુસ્લિમ ઈમારતોમાં બન્ને જુદી જુદી દેખાઈ આવે છે. તે પછી હિંદુ ઈમારતો ઉપર મુસ્લિમ છાપ અને મુસ્લિમ ઈમારતો ઉપર હિંદુ છાપ સ્પષ્ટતાથી દેખાય આવે છે. દા. ત. વૃંદાવનના કેટલાક મંદિરો, વિજયનગરની ઈમારતો ભારતનાં પોશાક અને રહેણીકરણીમાં પણ મુસ્લિમ અસરો સ્પષ્ટતાથી જોઈ શકાય છે.

ઉત્તર હિન્દુસ્તાનની મીઠાઈઓના નામ મુસલમાની છે. જેમાં લાલુશાહી, ગુલાબજાંબુ, બરફી, હલવો વગેરે ઘણી મીઠાઈઓ તો મુધલ સમયની શોધો છે.[૧] એ જ રીતે હિંદી, બંગાળી, મરાઠી ભાષાઓમાં, ફારસી, અરબી અને તુર્કી ભાષાનાં અસંખ્ય શબ્દો આવી ગયેલા જોઈ શકીએ છીએ.

## (૮) સંકુચિત રાષ્ટ્રવાદ :-

રાષ્ટ્રીય એકતાના નામે ઈતિહાસમાં કયારેઈ ચેડા ન કરવા જોઈએ. કયારેક સરકાર, અમુક રાજકારણી પક્ષો પોતાનાં લાભો માટે રાષ્ટ્રીય ઈતિહાસ લખાવવાના પ્રયત્ન કરે છે. પરંતુ ઈતિહાસમાં તો સત્યને સત્ય જ બાબતો રજૂ કરવી જોઈએ.

ડો. રાજેન્દ્રપ્રસાદે ભારતનાં નામાંકિત ઈતિહાસકારો દ્વારા ભારતનો સળંગ, સંપૂર્ણ, રાષ્ટ્રીય ઈતિહાસ લખવાની એક યોજના ઈ.સ. ૧૯૩૭માં વિચારી હતી. આ યોજનાના મુખ્ય સંપાદક તરીકે જદુનાથ સરકાર ઉપર પોતાની પસંદગી ઉતારી હતી. ત્યારે જદુનાથ સરકારે કહ્યુ હતું કે રાષ્ટ્રીય ચારિત્ર્યની કાંઈ નબળી બાજુઓ ઢાંકવી ન જોઈએ અને ઉજળી બાજુને છુપાવવી ન જોઈએ. જદુનાથ સરકાર અણગમતી કે અપકિર્તીદાયક બાબતોને દબાવી દેનાર ઈતિહાસને રાષ્ટ્રીય ઈતિહાસ કહેવાનાં અભિપ્રાયના ન હતા. એ રીતે

૧. પંડિત સુંદરલાલજી ''ભારતમાં અંગ્રેજી રાજય'' ભાગ-૧, (પ્રસ્તાવના) ભાવનગર- ઈ.સ.૧૯૪૬, પૃષ્ઠ-૧૦૭.

આપણે કયારેક રાષ્ટ્રીય એકતા માટે વિકૃત હકીકતવાળો કે ખોટા પુરાવાવાળો ઈતિહાસ રજૂ કરીએ તો આખરે તો દેશને જ નુકશાન પહોંચે છે. તે બાબત બરાબર સમજી લેવી જોઈએ.

સંકુચિત રાષ્ટ્રવાદ રાષ્ટ્રને હંમેશા ખતરા રૂપ જ નીવડે છે. સંકુચિત રાષ્ટ્રવાદ ઉભો કરવાથી અનેક રાષ્ટ્રો સાથે દુશ્મનાવટ ઉભી થાય છે. જર્મનીમાં હિટલરે જે રાષ્ટ્રવાદ ઉભો કર્યો તેના કયા પરિણામો આવ્યા તે આપણે જાણીએ છીએ.

ઈતિહાસની મોટામાં મોટી શિક્ષા એવા નિયમોનું જ્ઞાન છે. જે મનુષ્ય સમાજની અને રાષ્ટ્રની ઉન્નતિ કે અવનીતિમાં કામ કરતા પરિબળો બતાવે છે.[૧]

એચ. જી. વેલ્સ લખે છે કે માનવ ઈતિહાસ એ વિચારનાં ઈતિહાસનો અર્ક છે. એટલે કે માનવના સંપૂર્ણ ઈતિહાસમાંથી જે કાંઈ મળે તેમાંથી જ નવા વિચારો બંધાય છે અને જો એ વિચારો યોગ્ય રીતે બંધાય તો રાષ્ટ્રીય એકતાનું સર્જન કરવામાં અગત્યનો ભાગ ભજવે છે.

પ્રો. વાલ્સ કહે છે કે ''ઈતિહાસ માત્ર વર્ણન જ નથી પરંતુ એક મૂલ્યાંકન છે.[૨] એટલે ઈતિહાસમાંથી માત્ર વર્ણન જ નથી પ્રાપ્ત થતું પરંતુ યુદ્ધો, દગાઓ, ઝઘડાઓ અને ધર્મનું મૂલ્યાંકન કરી તેનું શકયરૂપ માનવ સમાજનાં હાથમાં ઈતિહાસ આપે છે. તેના દ્વારા જ રાષ્ટ્રીય એકતાનું સર્જન કરી શકાય.

ગાંધીજીએ લખ્યું છે કે ''મારા ઘરને ચારેય બાજુએ ભીંતથી રૂંધી નાંખવા નથી ચાહતો અને મારી બારીઓ પણ બંધ રાખી મુકવા નથી ચાહતો, મારા ઘરની આસપાસ બધી સંસ્કૃતિનાં વાયરા મુકતપણે ભલે વાય પણ તેમ છતાં એ વાયરાઓ મને ઉંચકીને ફેંકી દે, એવું તો હું હરગીઝ ન થવા દઉં વળી બીજા ભીખારી, ગુલામ, ઘુસણીયા તરીકે પણ હું રહેવા તૈયાર નથી.[૩]''

આમ ગાંધીજીનાં વિચાર મુજબ રાષ્ટ્રવાદ હોવો જોઈએ એ સારી બાબત છે. પરંતુ તે સંકુચિત નહીં અને બીજાની નકલ કરનારો ન હોવો જોઈએ.

ટૂંકમાં એમ કહી શકાય કે ઈતિહાસનું જ્ઞાન રાષ્ટ્રીય

૧. પાંડેય વિમલચંદ્ર ''ભારત વર્ષ કા ઈતિહાસ'' બનારસ. - પૃષ્ઠ ૮.
૨. ચૌબે ઝારખંડે ''ઈતિહાસ દર્શન'' વારાણસી, ઈ.સ. ૧૯૮૪, પૃષ્ઠ-૮૯.
૩. ગાંધીજી ''ગાંધીજીનું હિંદ વિવિધતામાં એકતા'' પૃષ્ઠ - ૬૬.



એકતાને મજબૂત કરવામાં ઘણો અગત્યનો ભાગ ભજવે છે. ઈતિહાસ એ સમાજનો અનુભવ અને જ્ઞાન છે. એ અનુભવ અને જ્ઞાનથી વ્યકિત વર્તમાનનું નિયંત્રણ કરી ભવિષ્યની આગાહી કરે છે. તેથી ઈતિહાસનું જ્ઞાન માનવમાં રાષ્ટ્રીય એકતાનું સર્જન કરવામાં ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે.

ઈતિહાસનો અભ્યાસ એ માનવનું સ્વજ્ઞાન આજે કેવું છે. ભૂતકાળમાં કેવુ હતું તે બધુ દર્શાવીને દરેક દેશનો ઈતિહાસ, સ્વભાવ, લક્ષણો, વિચારસરણીઓ વગેરેનો પરિચય કરાવીને રાષ્ટ્રીય એકતાને મજબૂત બનાવે છે.બુર્ક હાર્ટ ''જજમેન્ટ ઓન હિસ્ટ્રી એન્ડ ઓન હિસ્ટોરિયન્સ'' નામનાં પુસ્તકમાં લખે છે કે ઈતિહાસએ એવી ચીજોનું (ઘટના પ્રસંગ) આલેખન છે. જેને એકયુગ બીજા યુગમાંથી ઉલ્લેખનીય માની તેને ગ્રહણ કરે છે. એટલે કે સિંધુ ખીણની સંસ્કૃતિનાં રીત રિવાજો, પરંપરાઓ, રાજપૂતયુગની પરંપરાઓ, મોગલ યુગની પરંપરાઓ વગેરેનું આલેખન થયું હોય તે આલેખન આ યુગની વર્તમાન પેઢી તેનું અનુસરણ કરે છે. તે યુગની ઉલ્લેખનીય ઘટના જ હોય છે. તેથી ઈતિહાસે તેની નોંધ લીધી હોય છે.

વર્તમાન અને ભૂતકાળને એકબીજાને અલગ પાડીને જીવી શકાય નહી. એટલે કે વર્તમાનનાં પ્રકાશમાં ભૂતકાળ આપણી સમજમાં યોગ્ય રીતે આવે છે અને આપણે ભૂતકાળનાં પ્રકાશથી જ વર્તમાનને પૂરેપુરી રીતે સારી રીતે સમજી શકશું. એટલે કે ઈતિહાસનાં ભૂતકાળનાં જ્ઞાનને વર્તમાન માટે બોધદાયક અને વર્તમાન સમાજ ઉપર તેની પકડ વધુ મજબૂત બનાવી રાષ્ટ્રીય એકતાનું સર્જન કરવું એ ઈતિહાસનું એક અગત્યનું કાર્ય છે.

ઈતિહાસ માનવને એ શીખવે છે કે માનવે યુગ પ્રમાણે પરિવર્તન કરતાં રહેવું જ જોઈએ. ઈતિહાસનાં બનાવોની પણ માનવજીવન ઉપર અસર થાય જ છે. જેમ કે ચોમાસુ, શિયાળો, ઉનાળાની અસર માનવ ઉપર થાય છે અને માનવી ઋતુ પ્રમાણે પોતાના આચરણ અને કપડામાં ફેરફાર કરે છે.ઈતિહાસને માનવે હૃદયમાં જ રાખીને ચાલવું જોઈએ. ઈતિહાસનાં વિચારોને કેન્દ્રમાં રાખી દેશપ્રાંત અને લોકો વર્તન કરતાં શીખી જાય તો પછી કયારેઈ ખોટા ઝઘડાઓ, યુદ્ધો ઉભા ન થાય અને આ પૃથ્વી પર કાયમને માટે મંગલગીતો ગવાવા માંડે.

# (૯) ઈતિહાસ અને સંસ્કૃતિ

સંસ્કૃતિનું સર્જન કોઈ એક પરિબળમાંથી થયું હોતુ નથી. જેમ ઘણા શબ્દો ભેગા થાય ત્યારે કાવ્ય કે ગઝલ બંને, ઘણા સ્વર ભેગા થયે સંગીત ઉત્પન્ન થાય, લાકડાનાં અનેક ટુકડાઓ ભેગા કર્યે તેમાંથી સુંદર વસ્તુઓ બને છે. તેમ જુદા જુદા દેશમાં અને યુગમાં લખાયેલા ઈતિહાસમાંથી સંસ્કૃતિનું સર્જન થાય છે. સંસ્કૃતિએ કોઈ ઉપર પરાણે લાદેલી બાબત નથી. પરંતુ પૂરા માનવ સમુદાયે પોતાનાં પૂર્વજોની રહેણીકરણી, વિચારોને જોઈને સ્વીકારેલી બાબત છે.

સંસ્કૃતિએ માનવતાનાં ઝરણાને વહેતું રાખેછે અને માનવ આદર્શ વ્યવહારને ઘડે છે. માનવે પોતાને સંસ્કારી બનાવવા માટે કાયમી કંઈકને કંઈક પ્રયત્નો કર્યા છે.

તે માટે તેણે સંસ્કૃતિ એવો શબ્દ આપ્યો છે. એ સંસ્કૃતિનો સીધે સાદો અર્થ એમ થાય છે કે ''સારી રીતે કરવું'' ''આચરવું'' માનવની રહેણીકરણી તેમજ ખાવાપીવાની રીતરસમથી માંડીને સામાજિક ક્રાંતિ કે જગતનું વિસર્જન કરી નાખવા સુધીની બધી જ પ્રવૃતિનો સંસ્કૃતિમાં સમાવેશ થાય છે. ઈતિહાસ એ સંસ્કૃતિનું ચાલકબળ છે, સંસ્કૃતિનો પ્રાણ છે.

સંસ્કૃતિ શબ્દ વિવિધ અર્થોનો દ્યોતક અને વાહક છે. તેનો માનવજીવનના વિવિધ ક્રિયા કલાપો અને તેની સાથે સામાજિક સ્વરૂપ અને માનવતાની સાચી દિશામાં લઈ જનારા તત્ત્વો સાથે ઘનિષ્ઠ સંબંધ છે. શ્રી અંજુબહેન દુબે લખે છે કે ''સંસ્કૃતિ દેશકાળ અને સ્થળનું મુખ્ય વિભાજન કરે છે, તેની તુલના નદી સાથે કરી શકાય જે પોતાના પરિવર્તન અને વળાંકોથી પોતાનો માર્ગ બનાવી લોકોનું કલ્યાણ કરે છે''

આ માટે આપણે સૌપ્રથમ સંસ્કૃતિનાં થોડાક અર્થો અહીં જોઈએ. રવિન્દ્રનાથ ટાગોર સંસ્કૃતિને મસ્તકનું જીવન માનતા હતા.

છાંદોગ્ય ઉપનિષદ અનુસાર સંસ્કૃતિ એવા બધા આદર્શોની બનેલી છે, જે માનવને માનવતાવાદી દૃષ્ટિ આપે છે. તે માનવતાવાદી દૃષ્ટિ સમગ્ર જીવન વ્યવહારક અને સામાજિક સંબંધોમાં વ્યાપ્ત રહે છે.ડો. રાધાકૃષ્ણન કહે છે કે ''જીવનનાં વિવિધ અને ઉંડાગહન પ્રશ્નો ઉપર થયેલ ચિંતન અને તેની અભિવ્યકિત જ સંસ્કૃતિ છે.''

મૈથ્યુ આર્નોલ્ડ કહે છે કે સંસારની ઉત્તમ વાતોથી



પરિચીત થવું તે સંસ્કૃતિ છે.

''કલ્યાણ''નાં હિંદુ સંસ્કૃતિ વિશેષાંકમાં સંસ્કૃતિનો અર્થ પરંપરાગત અનુસુયત સંસ્કાર બતાવ્યો છે. આથી ઈતિહાસ સંસ્કૃતિનું મુખ્યક્ષેત્ર છે. ઈતિહાસ ભૂતકાળની સંસ્કૃતિ અને સમગ્ર ઘટનાઓનો તાલમેળ કરે છે.

ઈતિહાસને સંસ્કૃતિ સાથે ઘનિષ્ઠ સંબંધ છે. આમ તો સંસ્કૃતિએ ઈતિહાસનો એક ભાગ જ ગણાય. સંસ્કૃતિ એ ઈતિહાસમાંથી ઉભુ થયેલું પ્રતિબિંબ છે. એ પ્રતિબિંબ પણ ઈતિહાસની મદદ લઈ અને ઈતિહાસને આધારે જ રચાય છે. માનવ સંસ્કૃતિને ટકાવવા માટે યુગોથી પ્રયત્ન કરતો જ રહ્યો છે. એ પ્રયત્નો કરાવવા પાછળનો હાથ ઈતિહાસનો હોય છે. માનવે જયારે જયારે કંઈ ખોટું પગલું ભર્યુ, ખોટા નિર્ણયો કર્યા, અનુચિત વ્યવહાર કર્યો ત્યારે માનવનો કાન ઈતિહાસકાર મચડે છે. આમ સંસ્કૃતિને ટકાવવામાં ઈતિહાસ સેનાપતિની ગરજ સારે છે.

કોલિંગવુડે લખ્યુ છે કે ''ઈતિહાસએ પ્રશ્નોની હારમાળા છે, આ પ્રશ્નોની હારમાળામાં ઘણા પ્રશ્નો સંસ્કૃતિ વિષયક હોય છે. ઈતિહાસનાં પરિણામે જ આજના રીતરિવાજો, આજની પરંપરાઓ રૂઢિઓ એ બધુ ટકી શકયું છે.

હેનરી પીરેને લખ્યું છે કે ''ઈતિહાસ સમાજમાં રહેવાવાળા મનુષ્યનાં કાર્યો અને ઉપલબ્ધીની વાર્તા છે'' તે અનુસાર ઈતિહાસ માનવને માનવતા ભૂતકાળના કાર્યો અને તેણે મેળવેલ સિદ્ધિઓની વાત કરે છે. તે વાતો દ્વારા સંસ્કૃતિનું ઘડતર થાય છે.

માનવ સમાજમાં વિકાસની પ્રક્રિયા નિરંતર ચાલતી રહેતી હોય છે. આ પ્રક્રિયા સાથે સાથે સામાજિક આવશયકતાઓ પણ વિકાસ પામતી રહે છે. સમાજ સંબંધી કોઈપણ બાબતોના પ્રશ્નોના ઉત્તરો ઈતિહાસ આપે છે. સામાજિક આવશયકતા અનુસાર સંસ્કૃતિનું ઘડતર કરવું જોઈએ. જેમ લેખકો, કવિઓ સમાજમાં જે જૂએ તેનું ચિત્રાણ કરે છે. તેમ ઈતિહાસનું ઈતિહાસકારે જે યુગમાં જેવું બન્યુ હોય તેવુ જ લખાણ કરે છે. એટલે કે ઈતિહાસકારનું લખાણ એક યુગની વાણી હોય છે. એક યુગનું સંપૂર્ણ પ્રતિબિંબ હોય છે. તે પ્રતિબિંબમાં અને તે વાણીમાં જોઈને, સૂરપુરાવીને માનવ પોતાની સંસ્કૃતિનું ઘડતર કરે છે. ઈતિહાસ જે તે સમયની પ્રજા, શાસક, સેનાપતિ, સામંત, રાજનીતિજ્ઞો અને ધર્મગુરૂઓનાં બધા કાર્યોનું વિવેચન કરે છે. આ બધુ વિવેચન જે તે યુગે છોડી મૂકેલા દસ્તાવેજો, કથાઓ, ભગ્નાવશેષો અને સિકકાઓ અને

પ્રવાસી મુસાફરોએ લખેલા વૃતાંતો ઉપરથી કરવામાં આવે છે. તેના દ્વારા તે સમયની સંસ્કૃતિ જાણવા મળે છે. પ્રાચીનકાળનાં પ્રાગૈતિહાસિક કાળથી માંડીને ઈ.સ. ૧૯૬૦ સુધીનાં ઈતિહાસનાં અધ્યયનથી ભારતીય સંસ્કૃતિનું ચિત્ર આપણી સામે ઉભુ થાય છે.

સમાજમાં માનવમૂલ્યોમાં જેમજેમ પરિવર્તન થાય છે, તેમ તેમ તેના પડઘાઓ ઈતિહાસમાં પડે છે. ઈતિહાસએ મૃતપાય વિષય નથી, પરંતુ જીવંત વિદ્યા છે. તેથી યુગેયુગે ઈતિહાસે સંસ્કૃતિનું રક્ષણ કરવાનો અને સંસ્કૃતિને ઓપ આપવાનો પ્રયત્ન કર્યો છે. ઈતિહાસ માનવજીવનનાં વિવિધ પાસાઓનું પરીક્ષણ કરી માનવજાતિ પોતાનું અને સંસ્કૃતિનું અસ્તિત્ત્વ કેવી રીતે ટકાવી રહ્યો હતો અને કેવી રીતે ટકાવી શકશે તેનુ સૂચન કરે છે.

સ્વીટ્ઝરલેન્ડનો ઈતિહાસકાર જેકબ બુર્કહાર્ટ ઈતિહાસને ભૂતકાલીન સભ્યતા અને સંસ્કારિતાનું વિવેચન કહે છે તે વધુમાં લખે છે કે પ્રાચીન પરંપરાઓ તથા મૂલ્યો વર્તમાન જીવનનાં ઘડતરમાં મહત્ત્વનો ભાગ ભજવે છે[૧] આમ ઈતિહાસ એ માનવીય સંસ્કૃતિ અને મૂલ્યોને વિકસાવનારૂ શાસ્ત્ર છે. એવું ઈતિહાસનાં ઘણા બધા વિદ્વાનો સ્વીકારે છે અને ઈતિહાસને પ્રાચીન સભ્યતાનું પરામર્શન કરતું વૈજ્ઞાનિક શાસ્ત્ર ગણે છે.

ફ્રેન્ચ ચિંતક વોલ્તેરે (ઈ.સ. ૧૬૯૪થી ૧૭૭૮) એક પુસ્તક લખ્યુ હતું તેનું નામ હતું '' પ્રજાઓની રીતભાત અને તેમનાં રિવાજો પરનો નિબંધ (Eassy On the Maners and Customs of Nations) આ વોલ્તેરે ઈતિહાસનાં આધારો લઈને લખ્યું તેનાથી પ્રજાનું ઘડતર કરી શકાયુ હતું. સંસ્કૃતિ વિશે પણ તેમાંથી ઘણી વિગતો મળે છે.

જો ઈતિહાસ, સંસ્કૃતિ કે સભ્યતાનાં ઉદ્ભવની વાત ન કરે તો તેનો કોઈ હેતુ સરતો નથી. ઈતિહાસમાં આપણી ભાષા, સ્થાપત્ય, કલા, કાયદાઓ કેમ અસ્તિત્વમાં આવ્યા અને કેવી રીતે આગળ ચાલ્યા તેની ચર્ચા કરે છે. આથી એમ કહી શકાય કે ઈતિહાસ અને સંસ્કૃતિને અજોડ સંબંધ છે.

ઈતિહાસ વાસ્તવમાં એવી હકીકત છે જેનાથી તે માનવી સંગઠનને જેને આપણે સંસારની સભ્યતા કહીએ છીએ તેનું જ્ઞાન મળે છે. સભ્યતાની જુદી દશાનાં સ્વભાવિક પરિવર્તનનો અહેવાલ પણ ઈતિહાસ

૧. ધારૈયા રમણલાલ ''ઈતિહાસનું તત્ત્વજ્ઞાન અને ઈતિહાસ લેખન અભિગમ'' અમદાવાદ, ઈ.સ. ૧૯૯૪- પૃષ્ઠ-૧૦.



છે.હવે અહીં સંસ્કૃતિ વિશેનાં મહત્ત્વપૂર્ણ ઉચ્ચારણો જોઈ આ પ્રકરણની સમાપ્તિ કરીએ.

સંસ્કૃતિ એટલે પેઢી દર પેઢીની જે માન્યતા અને રિવાજો હોય છે, એવા સંસ્કાર જનક ગુણોને સંસ્કૃતિ કહેવામાં આવે છે. આવા ગુણો અને સંસ્કારો વિકસતા હજારો વર્ષો લાગતા હતા.

ડો. સત્યકેતુ વિદ્યાલંકારે સંસ્કૃતિની વ્યાખ્યા આપી છે કે મનુષ્ય પોતાની બુદ્ધિનો પ્રયોગ કરી વિચાર અને કર્મના ક્ષેત્રમાં જે સર્જન કરે છે, તેને સંસ્કૃતિ કહેવામાં આવે છે.

રામધારીસિંહ દિનકરે લખ્યુ છે કે ''સંસ્કૃતિ એક એવો ગુણ છે, જે આપણા જીવનમાં છવાયેલો રહે છે, આ એક આત્મીક ગુણ છે, જે મનુષ્યનાં સ્વભાવમાં અદશ્ય રીતે છુપાયેલ છે. જે પ્રકારે ફૂલોમાં સુગંધ અને દૂધમાં માખણ તેનું નિર્માણ એક બે દિવસે નથી થતુ યુગયુગાંતર પછી થાય છે. જે પ્રકારે સંસ્કૃતિજન્ય ગુણોનું નિર્માણ મુશ્કેલ છે, તે પ્રકારે તેનું નષ્ટ થવું પણ મુશ્કેલ છે, સંસ્કાર હજારો સાલો પછી ઘડાય છે.''

ભારતની સભ્યતા અને સંસ્કૃતિનું વિશ્વની સંસ્કૃતિઓમાં એક મહત્ત્વપૂર્ણ સ્થાન છે. જયારે દુનિયાનાં અનેક દેશો અંધકારમયજીવન વિતાવી રહ્યા હતા. ત્યારે ભારત એશિયાનાં કેટલાય દેશોમાં પોતાની સભ્યતા અને સંસ્કૃતિનું પ્રચાર કરી રહ્યુ હતું. ભારતની સંસ્કૃતિ પાંચ હજાર વર્ષ પુરાણી છે અને ભારતની સંસ્કૃતિ એ અનેક દેશી વિદેશી જાતિઓનાં આક્રમણો સહન કર્યા તેમ છતાં તે ટકી રહી છે અને થોડા થોડા સૈકાઓને અંતરે પોતાની મૂળ લાક્ષણિકતાઓને થોડા ઘણા ફેરફારો સાથે જાળવી રાખી છે. આ સંસ્કૃતિને જાળવી રાખવાનું કારણ આધ્યાત્મિકતા છે. આધ્યાત્મિક સિવાય આ સંસ્કૃતિને ટકાવી રાખવાનું એક અન્ય કારણ ભારતની ધર્મ સહિષ્ણુતા છે. ભારતમાં અશોકથી માંડી અકબર જેવા ધર્મ સહિષ્ણુ સમ્રાટો થયા. ભારતીય સંસ્કૃતિ એ અનેક તત્વોને પોતાનામાં સમાવી લીધા છે. પ્રો. ડોડવેલે લખ્યું છે કે ''ભારતીય સંસ્કૃતિ મહાસમુદ્ર સમાન છે જેમાં અનેક નદીઓ આવીને વિલિન થઈ ગઈ છે.''

આમ ભારતીય સંસ્કૃતિ એ જયાં જયાંથી સારૂ લાગ્યું એ બધુ પોતે આત્મસાત કર્યુ છે.

# (૭) ઈતિહાસ અને આંતરરાષ્ટ્રીય એકતા

આજે જાણે કે વિશ્વ શાંત જવાળામુખીના મુખ ઉપર બેઠું હોય તેમ લાગે છે. ડગલે ને પગલે વૈશ્વિક સમસ્યાઓ ઉભી થાય છે અને વિશ્વ આખું પ્રશ્નો અને સમસ્યાઓથી સળગી રહ્યું છે. ત્યારે તેને હલ કરવામાં માનવમાં વિસ્તૃત દૃષ્ટિકોણની જરૂર છે. આ કાર્ય વિશ્વ ઈતિહાસનાં યોગ્યરૂપનાં અધ્યયનથી થઈ શકશે. વિશ્વનો ઈતિહાસએ બતાવે છે કે કોઈ રાષ્ટ્ર કયારેઈ એકલું નથી રહી શકયું. તેને હંમેશા અન્ય રાષ્ટ્રોની જરૂરત રહી જ છે. તેથી વિશ્વ ઈતિહાસનો એક જ પદાર્થપાઠ છે, કે દરેક ભેગા રહીને જ બધા સુખી થઈ શકશું. વિશ્વ ઈતિહાસની જાણકારી દ્વારા વિશ્વમૈત્રી પણ વિકસે છે. એક દેશનો વિદ્યાર્થી બીજા દેશની પરંપરાઓ, રીત રિવાજો, રહેણીકરણી અને દેશની લાક્ષણિકતાઓ વિદેશનીતિથી પરિચિત થાય છે. જેથી વિદ્યાર્થીઓમાં અને માનવોમાં આંતરરાષ્ટ્રીય દષ્ટિકોણ ખીલે છે.

આજે જગત આવાગમનના સાધનોને લીધે અને સંદેશા વ્યવહારના સાધનોને લીધે સાંકડુ થતું જાય છે.હવે જૂની વાત ખોટી ઠરતી જાય છે. કે ''મોર સાજો તો પીછા બીજા આવશે'' આપણે સલામતતો બધા સલામત હવે તો દુનિયામાં કાંઈક પણ નાનો કે અજૂગતો બનાવ બને તે જ મિનિટે દુનિયા આખીને તેની ખબર પડી જાય છે અને પડઘાઓ પડે છે. એ માટે હવે માનવ દરેક રાષ્ટ્રને સમજવાનો પ્રયત્ન કરે છે. એ શેના દ્વારા તો કહે એના ઈતિહાસ દ્વારા હવે આ યુગમાં આપણે માત્ર આપણા રાષ્ટ્રનાં વલણો, પ્રવાહો, માન્યતાઓને આધારે રાચ્યા કરીએ તો ચાલે નહીં અને દુનિયાના સમાજ અને પ્રજાને પણ સમજવી પડે છે.વિશ્વનાં યુદ્ધોનાં ઈતિહાસમાં ખાસ કરીને યુદ્ધો, દગા ખટપટની વાતો ખૂબ જ લખાયેલી છે. પણ એમાંથી માનવએ પંથે જવાને બદલે સારો થવાનો પ્રયત્ન કરશે કે ઈતિહાસકારોએ દગાખોરો કરતાં દેશ પ્રત્યેની ફનાગીરી, સમર્પણ માટેની સુવર્ણાક્ષરે નોંધ કરી છે.

આંતરરાષ્ટ્રીય એકતાને ખંડિત કરવામાં અખબારો ઘણીવાર મહત્ત્વનો ભાગ ભજવતા હોવાનું જણાય છે. અખબારોમાં ઘણીવાર અસત્ય અને અતિશયોકિત ભરી વાતો પણ છાપવામાં આવે છે. આવા સમાચારોને લોકો સાચા છે તેમ માને છે. વળી પાછા લોકો પણ આવા સમાચારોને કૂતુહુલથી વાંચે છે અને બીજાને વંચાવે છે. તે પછી તેના દ્વારા ખોટા



અભિપ્રાયો બાંધી લે છે. ત્યારે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે વિસંવાદિતાનું વાતાવરણ તૈયાર થાય છે. સંયુકત રાષ્ટ્રસંઘ નિષ્ફળ ગયું છે, એવું લોકોને લાગે છે. તેનું કારણ એ છે કે સંયુકત રાષ્ટ્રસંઘ ઘણા ઝઘડાઓનો ઉકેલ લાવે છે. પરંતુ તે સમાચારો અખબારોમાં મુખ્યપાને યોગ્ય રીતે છપાતા નથી.અખબારોનાં દાખલાઓ જ બતાવે છે કે આંતરરાષ્ટ્રીય એકતાનો ભંગ કરવામાં કયારેક ખોટા સમાચારો કેવો ભાગ ભજવે છે. આપણે તો આ બનાવો ઉપરથી એટલું જ જાણવાનું છે કે આપણે ઈતિહાસનાં સાધન તરીકે અખબારનો ઉપયોગ કરતાં હોઈએ ત્યારે આ બાબતનો ખ્યાલ રાખવો જોઈએ. જે જે ઈતિહાસકારો જે પોતે યુગમાં જીવી રહ્યા છે. ત્યારે આવા બનાવો ઉપર લેખો લખવા જોઈએ તો આંતરરાષ્ટ્રીય એકતાનું સર્જન કરવામાં ઈતિહાસનો યોગ્ય ઉપયોગ કર્યો ગણાય.

આજે વિશ્વનાં રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે જયારે શંકાની ખાઈ ખોદાતી જાય છે અને વિશ્વ ઉપર નરસંહારના સાધનોના ઢગલા ને ઢગલા ખડકાઈ રહ્યા છે. ત્યારે રાષ્ટ્ર રાષ્ટ્ર વચ્ચે સંવાદિતા સ્થપાય નરસંહારના સાધનોનો નાશ થાય અને દુનિયા માનવને શાંતિથી જીવી શકાય તેવી લાગે માટે ઈતિહાસ દ્વારા તેવી શાંતિનો પ્રયત્ન કરવો જોઈએ.

આ માટે વિશ્વ ઈતિહાસનાં પ્રસંગો દ્વારા બાળકો અને વિદ્યાર્થીઓમાં પીડિતો પ્રત્યે સહાનુભૂતિ પેદા કરવી જોઈએ દરેક માનવના મનમાં એક વાત ઠસાવી દેવાની ખાસ જરૂરત છે કે આજે કોઈપણ દેશ બીજા દેશોનાં સાથ વિના નિર્ભર રહી શકે તેમ નથી. લોકોમાં જેટલું વિશ્વ ઈતિહાસનું ઉંડુ જ્ઞાન આવે તેટલા પ્રમાણમાં આંતરરાષ્ટ્રીય એકતા સિદ્ધ થતી હોય છે. તે પછી તેના મનમાં દેશો, જાતિ અને ધર્મ પ્રત્યેનાં પૂર્વગ્રહો ઓછા થાય છે. તેના દ્વારા જ આંતરરાષ્ટ્રીય સદભાવનાનો પ્રારંભ થાય છે. હવે તો આપણે એવું સમજી લેવાની જરૂરત છે કે ''વસુધૈવ કુટુમ્બકમ્'' ની આજનાં સમયે જેટલી જરૂરિયાત છે એટલી ભૂતકાળનાં કયારેઈ સમયમાં નહોતી આજે તો દેશદેશના સહયોગથી જ અવકાશ યુગની સિદ્ધિઓ સુધી પહોંચી શકાયું છે.

એમ. રોલિન કદાચ આવા હેતુથી જ માનતા કે હું બાળકોને સૌથી પ્રથમ ઈતિહાસ ભણાવવાના મતનો છું'' જેનાથી બાળકોને જ્ઞાન અને તેની ભાવનાઓ વિકસે છે.

ઈતિહાસ અને ભૂગોળના શિક્ષણ દ્વારા લોકોમાં વિશ્વના દેશોની એકબીજાની નિર્ભરતાનો ખ્યાલ આવે અને વિશ્વ નાગરિકતા, જીવો અને જીવવા દો અને સહઅસ્તિત્ત્વનો પણ ખ્યાલ વિકસે છે, તે તેની અગત્યતા છે. આંતરરાષ્ટ્રીય એકતા કે રાષ્ટ્રીય એકતા સિદ્ધ કરે એવો સરસ પ્રસંગ

ઈતિહાસનાં અભ્યાસી મૃદુલાબહેન પ્ર. મહેતાએ નોંધ્યો છે, કે ઈતિહાસનાં વર્ગ પછી એક વિદ્યાર્થી કહે આપણે તો એક વાત નકકી કરી નાંખી કે મોટા માણસ થવું જ નહીં.

બેન કહે કેમ ? વિદ્યાર્થીએ જવાબ આપ્યો ''આ જૂઓને મોટાને ઈસુને સ્તંભે ચડાવ્યા, લિંકનને ગોળીએ દીધા મોટા થવામાં માલ નહીં'' ત્યારે બેન કહે મોટા નહીં પણ સારા તો થવાય ને ? ત્યારે વિદ્યાર્થી કહે ના સારાની આ દુનિયા નથી.તે પછી જયારે થોડા મહિના બાદ ફ્રેન્ચક્રાંતિના અનુસંધાને નેપોલિયન અને વિશ્વયુદ્ધ નીમિતે મુસોલિની, હિટલરની વાતો વર્ગમાં થઈ પેલા વિદ્યાર્થીને ધીરે રહીને બેને પૂછયું કેમ નાનું શું લાગે છે. સારા થવામાં સાર નહી તે વિચાર બરાબર છે ? નાનું કહે ના હો ! નઠારાતો ન જ થવું આ નઠારાનું મોત તો એથીય ભૂંડુ નીકળ્યુ, મહાન થઈને મરનારા જગમાં પૂજાય છે.

આમ એ ઈતિહાસનાં જ્ઞાન દ્વારા વિદ્યાર્થીનાં મનમાં કેવી પ્રેરણાના અંકુરો ફુટતા હશે અને એ અંકુરો જ પછી આગળ જતા રાષ્ટ્રીય એકતા કે આંતરરાષ્ટ્રીય એકતા માટેનાં વૃક્ષો બનતા હોય છે.

ઈતિહાસનાં જ્ઞાનનાં આધારે જેમ રાજનીતિમાં ઈંદિરા ગાંધી સફળ થયા હતા તેમ ઈતિહાસનાં જ્ઞાનનાં આધારે એલચીઓ પણ મુત્સદીગીરીમાં સફળ થઈને આંતરરાષ્ટ્રીય એકતા ટકાવી રાખવામાં મહત્ત્વનો ભાગ ભજવી શકે છે. આ માટેનો એક દાખલો નેવીલ બીજાનો મળે છે જે વિશ્વયુદ્ધ પહેલા બર્લિનમાં બ્રિટીશ એલચી હતો ત્યારે તેણે જે તેના શિક્ષાકાળમાં જર્મન પ્રજાનો ઈતિહાસને જાણ્યો હોત તો તે જર્મનીને બરાબર સમજી શકયો હોત. પરંતુ જર્મનીને બરાબર સમજી ન શકયો કે બિસ્માર્ક અને હિટલરને ન સમજી શકયો અને તેનાં હિસાબે જર્મની એ દુનિયા આખીને આંચકો આપ્યો. જો આ બ્રિટીશ એલચી આ બાબતે ઈતિહાસ અને સંસ્કૃતિને આધારે તે દેશની સંસ્કૃતિ અને લોકોનું વલણ સમજયો હોત તો કદાચ કાંઈક જુદા જ પરિણામો વિશ્વે ભોગવ્યા હોત. આ દાખલો નેવીલ કેન્ડરસનના પુસ્તક ''Failure of a Mission ''માં નોંધાયેલો છે.ઈતિહાસ જાણવાથી એ સમજાય છે. કે ભૂતકાળમાં કયા રાષ્ટ્રએ કેવુ વર્તન કરેલું હતું. જેમ કે બાડુંગ પરિષદ એ મ્યુનિક પરિષદનું પુનરાવર્તન જ હતું જેમાં કહેવાયું તિબેટ આપો પછી બીજુ નહીં માંગીએ એવું જ હિટલરે મ્યુનિક પરિષદમાં કહ્યુ છતાં આ જગતનાં લોકો ભોળવાયા હતા. હિટલર કહે સુડેટલેન્ડ આપો પછી મારે કશું જોઈતું નથી એ પછી તો એ તેના વાકયને ભૂલીને ઝેકોસ્લોવાકિયા, પોલેન્ડ, ડેન્માર્ક, નોર્વે, હોલેન્ડ, બેલ્જિયમ સર કરી લીધા એ જ રીતે બાડુંગ પરિષદમાં મિત્રતાનો દાવો કરનાર અને પંચશીલના સિદ્ધાંતો



સ્વીકારનાર ચીને પણ ભારત ઉપર ચડાઈ કરી હતી. ત્યારે જરૂર બધાને લાગ્યું હતું કે આપણે ઈતિહાસ તરફ આંખ મિંચામણા કરીએ છીએ, તેનું આ પરિણામ છે.

ટૂંકમાં એમ કહી શકાય કે યુદ્ધો માણસોના મનમાં જ શરૂ થાય છે. તેથી શાંતિના રક્ષણની રચના પણ માણસોનાં મનમાં જ થવી જોઈએ. એ રચના ઈતિહાસ અને શિક્ષણ અને સહનશીલતા અને ધાર્મિક વિચારકો કરી શકે છે.આજે આપણે સળગતા જગતમાં જ જીવી રહ્યા છીએ. છતાં આધુનિક સંદેશા વ્યવહારનાં સાધનો, વાહનવ્યવહારના કારણે આપણે આશ્વાસન મેળવી રહ્યા છીએ. જગતનાં કોઈપણ બનાવને આ વિજ્ઞાન યુગની સિદ્ધિઓને એ જ મીનિટે લોકોનાં ઘરમાં પ્રસારિત કરીને લોકમત ઉભો કરી યુદ્ધ થઈ શકે કે તેમાં થોડોક કાંઈ ફેરફાર થાય.

સંયુકત રાષ્ટ્રસંઘનાં અહેવાલ મુજબ છેલ્લા થોડાક વર્ષોમાં ચાલીસ યુદ્ધો લડાયા છે. જેમાં પાંચ અબજ માણસો મરાયા છે. એક પરમાણુ વિમાન માટે એટલો ખર્ચ કરવામાં આવે છે કે એટલા ખર્ચમાંથી ૨૮ ટન ઘઉં ખરીદી શકાય. એક F-૧૬ લડાકુ વિમાનની કિંમત ૬૭૦ અબજ છે. જેટલી કિંમતમાંથી વિશ્વ આરોગ્ય સંસ્થા દ્વારા કોઈ રોગને જડમૂળમાંથી નાબૂદ કરી શકાય. એક રણગાડીની કિંમત ૫ અબજ છે. જે ખર્ચમાંથી ૫૨૦ શિક્ષકનાં વર્ગો ચલાવી શકાય. એક સબમરીનની કિંમત ૭૫૦ અબજ ડોલર છે. એટલા પૈસામાંથી દુનિયાના ઘણા આશરા વગરનાને મકાન આપી શકાય. M-X મિસાઈલની કિંમત ૨૦૦ અબજ વૃક્ષો વાવીને ઉછેરી શકાય તેટલી છે.

આવા ગંજાવર ખર્ચમાંથી વિશ્વને બચાવવા તો રાજકારણીઓ, શિક્ષણશાસ્ત્રીઓ, કેળવણીકારો પ્રયત્નો કરે અને શસ્ત્ર ત્યાગની ઝુંબેશ શરૂ થાય તો જ આંતરરાષ્ટ્રીય એકતા સાચા અર્થમાં સિદ્ધ થઈ શકે.

જો હવે આપણે ઠંડા યુદ્ધ અને શસ્ત્ર હરીફાઈઓ ઉપર કાપ મુકાવી શકીએ તો જ વિશ્વમાં પાછુ રામરાજય જેવુ વાતાવરણ સ્થપાય.

આંતરરાષ્ટ્રીય સમજ વિકસાવવા અમુક દિવસો એ શાંતિનાં ઉપદેશકોનાં સંસ્મરણોનાં કાર્યક્રમો ઉજવવા, આંતરરાષ્ટ્રીય દિવસો જેવા કે યુ. એન. દિવસ, બાલદીન, યુદ્ધનાં સમાપ્તિદિન ઉજવવા જોઈએ. આ સમયે પ્રદર્શનો યોજવા, ફિલ્મો બતાવવી, ઘાતક શસ્ત્રોની ભયંકરતાથી વિદ્યાર્થીઓને વાકેફ કરવા વગેરે વગેરે કરી શકાય. આ બધુ જ ઈતિહાસનો શિક્ષક સુંદર રીતે કરી શકે.

# (૮) ભારતીય સાહિત્યમાંથી ઈતિહાસ

સાહિત્યમાં કોઈ પ્રાંત, જ્ઞાતિ અને કાળનાં વિશેષ વિચારો ભાવોનું પ્રતિબિંબ હોય છે. ઘણું ખરૂ સાહિત્યએ સમાજોપયોગી જ હોય છે. સાહિત્યમાંથી સેંકડો વર્ષોનાં સંસ્કાર, લોકજીવન, મુશ્કેલીઓ અને એનો ઈતિહાસ પ્રતિબિંબીત થાય છે. સાહિત્ય જીવનનું સાહિત્ય છે અને તે હંમેશા જીવનને આગળ વધારનારૂ જ હોય તે આવકારદાયક છે.

સાહિત્યમાં જે તે સમયની સામાજિક પરિસ્થિતિ, ધાર્મિક પરિસ્થિતિ, રાજકીય જીવન, રાષ્ટ્રભાવના, સ્વધર્મ વગેરે વગેરે બાબતોને નિરૂપવામાં આવી હોય છે. તેને બરાબર ઓળખીને એ સાહિત્યમાંથી ઈતિહાસ તારવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

સાહિત્યએ મહાન શકિત છે. તે તેનાં ચાહકોને જીવનમુકત બનાવી શકે તેવી તેનામાં શકિત છે. સાહિત્યના અભ્યાસથી માનવીની લાગણીઓનું ક્ષેત્ર વિશાળ બને છે. સાહિત્યમાં દુઃખીને દિલાસો આપે છે, સંકટ સામે ઝઝૂમવાનું બળ, જીવનને નવી પ્રેરણા આપે છે. એનો વાંચનાર કે અભ્યાસી કદી એકલો નહીં પડે, તેને જયારે જરૂર પડે ત્યારે મહાન વિચારકો કવિઓ સાથે વાતો કરતો રહેશે.

સાહિત્યકાર અને ઈતિહાસ બન્ને વચ્ચે Two-Way ટ્રાફીક છે અને એકબીજાનાં આધારે ઘણીવાર ચાલ્યા છે દરેક સાહિત્યકાર કે સર્જક સમાજને બોધ આપવા, જગાડવા પ્રયત્ન કરતો હોય છે તેમાં ઈતિહાસની કાંઈક ને કાંઈક ઘટનાને આલેખી જ હોય છે.

સાહિત્ય ઐતિહાસિક પ્રસંગો અને વ્યકિતઓનાં આધારે ઘણું રચાતું હોય છે. તે એક સાથે બે યુગનો ચિતાર આપે છે તે તેની અગત્યતા છે એક યુગમાં જે તે રહેતો હોય અને બીજા જે યુગ વિશે એ લખતો હોય તે બન્નેની હકિકતો તેમાં ઉતરી આવે છે.

કર્નલ ફાર્બસે કવિ દલપતરામ અને અન્ય વિદ્વાનોની મદદથી પ્રબંધોમાંથી તથા ભાટચારણોની વહીઓમાંથી શ્રુત પરંપરા મેળવી ''રાસમાળા'' નામનો ગ્રંથ (૧૮૫૬) તૈયાર કર્યો હતો.[૧] આ રાસમાળાને આજે ગુજરાતનાં ઈતિહાસના સંશોધન માટે એક મહત્ત્વનો ગ્રંથ ગણવામાં આવે છે. એમાં ચારણી સાહિત્યનો આશ્રય લેવામાં આવ્યો હતો.

૧. પરીખ ર. છો. ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' અમદાવાદ - ઈ.સ.૧૯૬૯, પૃષ્ઠ- ૨.



રાજસ્થાનનાં ઈતિહાસનાં મહાન વિદ્વાન શ્રી ગૌરીશંકર હીરાચંદ ઓઝાએ લખેલા રાજસ્થાનનાં ઈતિહાસમાં ગીતોનો એક અગત્યના સાધન તરીકે ઉપયોગ કર્યો હતો અને વિશેષમાં લખ્યુ કે રાજપૂત રાજાઓ, સેનાપતિઓ, સતી થતી રાણીઓ, દાનવીર રાજાઓ વગેરેનાં ગીતો ડીંગળ ભાષામાં લખાયેલા હજારો ગીતો મળે છે. પરંતુ તેમાં અતિશયોકિત વધારે હોય છે. પરંતુ તેની રચનાઓ વાસ્તવિક ઘટનાઓ ઉપર જ કરવામાં આવી હોય છે.

આ ડિંગળી ભાષાનાં ગીતો દુહાઓનો ઉપયોગ કરતાં પહેલા તેનો બરાબર અર્થ કરવો જોઈએ, નહીંતર તે સામાન્ય વાચકો સમજી શકે તેવા હોતા જ નથી.

પશ્ચિમી વિદ્વાનોએ ભારતીય સાહિત્યમાં એક કમી બતાવી છે કે એમાં ઈતિહાસ અંગેની સામગ્રીનો એક રીતે અભાવ છે. પરંતુ એમનો એ આરોપ ડિંગળ સાહિત્ય પર લાગુ પડતો નથી. ડિંગળ સાહિત્ય એમના એ કથન માટે અપવાદ છે. ઈતિહાસ વિષયક સામગ્રી ડિંગળમાં મળે છે અને તે પણ પ્રચુરમાત્રામાં મળે છે. ઉલટું કહેવું જ જોઈએ કે ડિંગળમાં ઈતિહાસ સંબંધી સામગ્રીનું જે પ્રાધાન્ય છે. ૧૫મી સદીનાં ઉતરાર્ધથી લઈને ૧૯મી સદીનાં મધ્યાંતર સુધીનાં લગભગ ૪૦૦ વર્ષનાં લાંબાકાળમાં અહીં હિંદુ મુસ્લિમોના યુદ્ધો થયા. રાજનૈતિક, ધાર્મિક, સામાજિક વિચારોમાં જે ક્રાંતિ આવી તેનો વિગતપૂર્ણ વૃતાંત જો કયાંઇ મળતો હોય તો તે ડિંગળ સાહિત્યમાં પણ એવા ઉપયોગી સાહિત્યની હજુ સુધી અવહેલના કરવામાં આવી છે. ભારતનાં ઈસ્લામકાલીન ઈતિહાસ પર જેટલાં ગ્રંથો લખાયા છે. એની રચનામાં, લેખનમાં મુસ્લિમ ત્વારીખોમાંથી જ સામગ્રી લેવામાં આવી છે અને ડિંગળ સાહિત્યને તદ્દન છોડી દેવામાં આવ્યું છે. આથી એ ઈતિહાસ ઘણી રીતે અપૂર્ણ અને એકપક્ષીય છે. મધ્યયુગી ભારતનો સાચો ઈતિહાસ લખવા માટે ડિંગળ સાહિત્યની શોધખોળ કરવી જરૂરી છે.[૧]

પુરાણોને જો આપણે સાહિત્યના એક ભાગરૂપ ગણીએ તો તેમાંથી પણ ઈતિહાસ પ્રાપ્ત કરી શકાય. કૃષ્ણદ્વૈપાયન વ્યાસનો મત છે કે ''ઈતિહાસ પુરાણને ન જાણવાવાળો મનુષ્ય વિચક્ષણ નથી હોતો.''[૨] વિલ્સને વિષ્ણુપુરાણનું વિવેચન કર્યું હતું અને પુરાણનું ઈતિહાસ તરીકે સાચું મૂલ્યાંકન આંકયું હતું. જો કે એ પછી મેકોલેએ પુરાણની અવગણના કરી. પ્રો.

૧. મેનારિયા મોતીલાલ '' રાજસ્થાની ભાષા અને સાહિત્ય'' પૃષ્ઠ- ૬૩-૬૪.
૨. પંડિત ભગવદત્ત '' ભારત વર્ષ કા બૃહદ ઈતિહાસ, ભાગ-૧'' પૃષ્ઠ- ૨૫.

રેપ્સને "Ancient India" ગ્રંથ લખ્યો. તેમાં પુરાણની ઈતિહાસ તરીકે કાંઈ કિંમત ગણી ન હતી. પછી ''કેમ્બ્રિજ હિસ્ટ્રી ઓફ ઈન્ડિયા'' નાં પહેલા વોલ્યુમમાં પુરાણોને ઈતિહાસનાં સાધન તરીકે તેનું મૂલ્ય સ્વીકારે છે.

ઈ.સ. ૧૯૦૨માં ડો. વિનસેન્ટ સ્મિથે એમ સાબિત કર્યુ કે મત્સ્યપુરાણમાં કહેલા આંધ્રરાજયની વંશાવળી અને જુદા જુદા શાસનકાળ બન્ને મૂળ મુદે ખરા છે. મિ. પાર્જીટરે પુરાણોનો અભ્યાસ કરી કહ્યું હતું કે સાહિત્યની આ મહત્ત્વની શાખાઓનો અભ્યાસ થશે તેમાંથી કિંમતી ઈતિહાસોપયોગી પરિણામો મળશે.

જર્મન ઈતિહાસકાર નિબૂરે (૧૭૭૬-૧૮૩૧) દંત કથાઓ, આખ્યાનો, લોક સાહિત્ય વગેરેને ઈતિહાસનાં સાધન તરીકે કેવી રીતે પરીક્ષણ અને ઉપયોગ થઈ શકે તે બતાવ્યું છે.

હડપ્પન સંસ્કૃતિને જાણવા માટે તો પુરાતત્ત્વીય અવશેષો પુષ્કળ પ્રમાણમાં મળે છે. પરંતુ વૈદિકયુગને જાણવા માટેનાં સાધનો માત્ર વૈદિક સાહિત્ય જ છે. વૈદિક સાહિત્યમાંથી સામાજિક, રાજકીય, ધાર્મિક, આર્થિક વગેરે માહિતી મળે છે. વેદો તત્કાલીન ઈતિહાસનું તો દર્શન કરાવે જ છે, પણ સાથે સાથે સાહિત્યનાં પ્રેરણાસ્રોત અને મૂલ્ય પ્રદાન કરનાર સાહિત્ય તરીકે પણ ભાગ ભજવે છે. વેદોનાં આધારે પાછળથી સાહિત્ય રચાયું તેમાં ધાર્મિક મૂલ્યો, સાથે સાથે ઈતિહાસની વિગતો મળે છે. વેદો, બ્રાહ્મણગ્રંથો, આરણ્યકો, ઉપનિષદો પુરાણો, સ્મૃતિગ્રંથો, રામાયણ, મહાભારત વગેરેનું સાહિત્યીક મૂલ્ય ઉપરાંત, ઐતિહાસિક મૂલ્ય પણ છે. આ સાહિત્યનાં આધારે નવું નવું સાહિત્ય આજ સુધી રચાયા કર્યુ છે.

વેદમાં હરયુપિય અને દાસરાજ્ઞના યુદ્ધનો ઉલ્લેખ છે. રામાયણમાં આર્યોનાં દક્ષિણ તરફનાં ગમનનું આર્ય અનાર્ય સંમિલનમાં સંઘર્ષનો નિર્દેશ છે. મહાભારત દ્વારા સામાજિક ઉથલ-પાથલ અને જાતિઓનાં મિશ્રણનો ખ્યાલ મળે છે. ઘણી વખત સાહિત્યનાં આધારે જ ઈતિહાસ જાણી શકાય તેનું ઉદાહરણ હોમરનાં મહાકાવ્યો, ઈલિયડ અને ઓડેસીના આધારે થયેલ ટ્રોયનું સંશોધન તથા મિસેનાઈ સંસ્કૃતિની જાણકારી મળે છે.

કેટલાક ઈતિહાસને સાહિત્યનો ભાગ ગણાવે છે. ''પૃથ્વીરાજ રાસો'' એ સાહિત્યની એક અગ્રગણ્ય કૃતિ છે. ભલે વિદ્વાનો તેને સાહિત્યનો ભાગ બતાવતા હોય પરંતુ તેનું મૂળ કથાનક તો અસલ ઈતિહાસનું જ



છે. પ્રથમ ઈતિહાસ સાહિત્યનું અંગ હતો. પ્રારંભિક અવસ્થામાં તો ઈતિહાસ રોચક કથાઓમાંથી મળતો, જયારે લેખનકળાનો વિકાસ થયો નહોતો ત્યારે મૌખિક પરંપરાથી ઈતિહાસ ટકી રહ્યો હતો.

સાહિત્ય અને ઈતિહાસ બન્ને વચ્ચે ગાઢ સંબંધ છે અને બન્ને એકબીજાનાં આધારે જ વિકસતા આવ્યા છે. સાહિત્યમાં પણ ઈતિહાસ છૂપાયેલો હોય છે. પરંતુ બધુ જ સાહિત્ય ઈતિહાસ તરીકે લઈ ન શકાય તે કયારે, કોના દ્વારા, કયા યુગમાં રચાયું તે બધુ જ તપાસીને તેમાંથી આધાર તરીકે કોઈપણ વિગતનો સ્વીકાર કરવો જોઈએ. સાહિત્યમાંથી ઈતિહાસ મેળવતી વખતે એક અગત્યની બાબત એ છે કે તેમાંથી બે યુગનો ચિતાર મળે છે. એક તો એ જે લેખક કે સાહિત્યકાર જે યુગનો હોય તે યુગનો અને બીજો જે તે યુગ વિશે લખતો હોય તે યુગનો.

સાહિત્યમાંથી ઈતિહાસ મેળવવા માટે ગીતો, દુહાઓ, કાવ્યો, લોકગીતો, કહેવતો, લોકોક્તિઓ ચારણીસાહિત્ય, સંત સાહિત્ય, રૂકાઓ, ખ્યાતો, જન્મ પત્રિકાઓ, લોકગાથાઓ વગેરેમાંથી ઈતિહાસ મેળવી શકાય છે.એક ખાસ કરીને ચારણી સાહિત્ય ઈતિહાસનાં સાધન તરીકે ઘણા પ્રસંગોમાં ખૂબ જ અગત્યનુ નિવડયું છે. ઘણી બાબતો માત્ર ચારણી સાહિત્યનાં આધારે જ પ્રમાણિત કરી શકાય છે. એટલે જ ઝવેરચંદ મેઘાણીએ લખ્યું છે કે ચારણી સાહિત્યમાં વિશેષ સંસ્કાર ધન અને ઈતિહાસ ધન એમાં આણપ્રીછયું પડેલ છે.[૧]

કવિ નર્મદ અને મેઘાણીએ જે પ્રેમ અને શૌર્યના ગીતો લખ્યા હતાં. તેમાંથી ન્યાય, ઉદારતા, ભકિત, ક્ષમા, સ્વદેશાભિમાન, કરૂણા અને ધર્મ વિષયક અનેક માહિતીઓ મળે છે.

સ્થાનિક કે ગ્રામ્ય કે પછી પ્રાદેશિક ઈતિહાસની ઘણી વિગતો લોકગીતોમાંથી પણ મળે છે. લોકગીતોમાંથી રાજકિય, ધાર્મિક, સામાજિક પરિસ્થિતિના બદલાયેલા વહેણો અને અને ભૂતકાલીન પરિસ્થિતિનો પણ ખ્યાલ મળે છે. જેમ કે સોલંકી કાળમાં માનવ બલિદાન આપવાની ઘાતકી પ્રથા હિંદુ સમાજમાં પ્રવર્તતી હશે. તેના પુરાવા માટે સહસ્રલીંગ તળાવમાં માયા હરિજનનું બલિદાન અપાયું તેનું ''માયાવેલ'' લોકગીત મળે છે. વઢવાણની માધાવાવમાં માનવ બલિદાન અપાયાનું લોકગીત છે. વડનગરનાં શર્મિષ્ઠા તળાવમાં જુવાન દંપતિનું બલિદાન અપાયાનું લોકગીત મળે છે. એવી જ રીતે

૧. મેઘાણી ઝવેરચંદ ''ચારણો અને ચારણી સાહિત્ય'' પૃષ્ઠ- ૪.

ચેલૈયાનાં હાલરડામાં પણ માનવ બલિદાનની કથા આલેખાયેલી છે.

સોલંકીકાળમાં સિદ્ધરાજનાં સમયમાં જસમા ઓડણના પ્રસંગને ગીતોમાં ઉલ્લેખિત કરવામાં આવ્યો છે.[1]

લોકગીતોમાં લોકોએ જે જે અનુભવ્યું હોય તેમાં વેદના પણ હોય અને વહાલ પણ હોય તેને ગીતમાં ઉપલબદ્ધ કરીને ઢાળી હોય છે. મુસલમાનો સ્ત્રીઓને ઉપાડી જતાં આ ઘટનાને કદાચ લોકગીતોમાં આ રીતે રજૂ કરે છે.

સોનલ રમતી રે ગઢડાને ગોખજો
ગઢડાને ગોખજો
રમતા જલાણી સોનલ ગરાસણી
સ્વામી દીધી રે એના માથા કેરી મોબ્યુ જો
ધમકે છુટે સોનલ ગરાસણી

આ લોકગીત એક સ્ત્રીનું અપહરણ થયું અને તેનાં પતિએ માથાની પણ પરવા કર્યા વિના તેને છોડાવી તે વિગતો આપે છે. પરંતુ આમાં શું ગઢડા ગરાસિયાઓનું ગામ હતું કે કાઠી દરબારોનું હતું તે સ્પષ્ટ ન કહી શકાય પરંતુ ઈતિહાસની કોઈ ઘટનાને આધારે માનવ સમુદાયમાં લોકગીતો રચાતા હોય છે.

રાસડાઓમાંથી પણ ઈતિહાસ મળે છે. આ રાસડાઓમાં કોઈકને કોઈક પ્રસંગો સંગ્રહાયેલા હોય છે. તે પ્રસંગ બનતા રાસડાઓ જોડી કઢાયા હોય છે, તેમાં અતિશયોકિતને બાદ કરી નાંખીએ તો તે પ્રસંગનું મૂળ કથાનક તો આપણને ચોકકસ હાથમાં આવે જ છે. જેમ કે પાલીતાણામાં ઠાકોર સરતાનજીએ ઈ.સ. ૧૭૬૬માં એમનાં ભાયાત અલુભાઈને દગાથી માર્યા[2] આ હત્યાકાંડનું વર્ણન રાસડામાંથી મળે છે.

પથુડે ઝાલ્યુ પેયણું ને.
અલુડે મારી તલવાર રે...

આ રીતે લોકગીતો અને ગીતોમાં, રાસડાઓમાં, લોક માનસ, લોક સમાજ, સામાજિક, પારિવારિક સંબંધો, લોક માન્યતાઓ જાણવા મળે છે. એ લોકગીતોમાં કલ્પન અને પ્રતિકનો ઉપયોગ કરવામાં આવતા હોય છે. તે જો ઈતિહાસનો જ્ઞાતા જાણતો ન હોય તો તે પંકિતને ખોટી માને છે. જેમ

૧. મેઘાણી ઝવેરચંદ ''લોકસાહિત્ય ખંડ'' પૃષ્ઠ-૨૪.
૨. શાહ અમૃતલાલ ''ભારત રાજય મંડળ'' ડાકોર - ઈ.સ.૧૯૦૨, પૃષ્ઠ- ૧૩૫.



કે લાખા ફૂલાણીનો જન્મ સોનલ રાણીએ સૂર્યની પૂજા કરતી વખતે એક ફૂલ આકાશમાંથી ખર્યુ તે સુંઘ્યું અને આ ફૂલના ગર્ભથી સોનલે લાખા ફૂલાણીને જન્મ આપ્યો.[1] તેનો દૂહો છે કે

સોને લાખણ જનમ્યો, ઝાંસી માવલ પૂત
માંગીડો નેત્રાગને ડાહી કામલ કુખ

અહીં જાતિયવૃતિનાં નિરૂપણ માટે લોકગીતમાં ફૂલ સુંઘવાની ક્રિયા પાસેથી પણ પ્રતિકાત્મક રીતે કામ લેવાયું છે. મર્યાદાઓને લીધે ઉઘાડુ આલેખન શકય ન હોય તે માટે જાતિય સમાગમને વ્યકત કરવા માટે ત્યાં ફૂલ સુંઘવાની વાત મૂકવામાં આવી છે. આમ લોકગીતોમાં કલ્પન અને પ્રતિકોને ઈતિહાસકારે જાણવા જોઈએ. જેમ કે નાયિકાનો અંબોડો એટલે તેજી ઘોડો, આંખનો ઉલાળો એટલે દરિયાનો હિલોળો, નાકડિયાની દાંડી એટલે દિવાની સગ અથવા સાસુ, રણમલ રાજયો એટલે સસરો.

ગીતો કે રાસડાઓનાં સર્જન પાછળ મનોરંજન, ઉપદેશ, ઈતિહાસની જાળવણી કે સુખ, દુઃખ પ્રગટ કરવા માટેનું પ્રયોજન હોય છે.દૂહાઓમાંથી પણ ઈતિહાસ જાણી શકાય છે જો કે આ દૂહાઓ સમજવા તેપણ ઘણું જ ઉંડાણપૂર્વકનું જ્ઞાન માંગી લે છે. જે દૂહાઓમાં પણ રૂપક અને અમુક રીતની ચોકકસ વિધિઓ હોય છે. તેને સમજયા વગર દૂહાઓના અર્થનાં અનર્થ થઈ જતા હોય છે. દૂહાઓ માત્ર મોજ ખાતર કે વાહવાહ માટે લખાયા હોતા નથી. એક જ દૂહામાં કેટલાંક આધારો અને પ્રસંગો અને પૂર્વજોની વિગતો અને સાલ સંવંતો આવતા હોય છે. દા.ત. જે વ્યકિતનાં ઈતિહાસમાં નામ ન મળે એવા પોરબંદરનાં ભાયાત બાખલજી જેઠવાનો પુત્ર ગામ ઉપર ચડી આવેલા ધાડા સાથે લડીને દેવગતિને પામ્યો તે ઈતિહાસ આ દૂહાએ સાચવી રાખ્યો છે.

ભમરી પ્રગટાંતે ભલુ પર ત્રિ પેખીના
સોધિ સેત્ર થિ એ બીજા બાખલ રાઉત

હે બાખલજીના પુત્ર ભલા એવા તે કયારેઈ સૂર્યોદય સમયે પરનારી નિહાળી જ નહીં, જયારે પરનારીને શોધતા શોધતા બીજા નરના કેશો સફેદ થઈ ગયા છે.

કે દિ કામણ કે અંગ તું આભડતો નઈ
રથ કિં રંભ તણે બિઠું બાખલ રાઉત

હે બાખલજીના પુત્ર તુ તો કયારેઈ નારીના અંગને સ્પર્શતો જ નહીં તો પછી તું સંગ્રામમાં ગુંજીને અપસરા સાથે રથારૂઢ થઈને સ્વર્ગે

૧. રતનૂ માવદાનજી ''યદુવંશ પ્રકાશ'' પ્રથમખંડ, કાલાવાડ- ઈ.સ. ૧૯૩૪. પૃષ્ઠ- ૩.

કઇ રીતે ગયો એ આશ્ચર્ય છે.

ચોટીલાના હાથી ખાચરના પરાક્રમોની નોંધ ઈતિહાસે નોંધી નથી એને ચારણી સાહિત્યે કાળનો કોળીયો થતાં બચાવીને દૂહામાં સાચવી રાખ્યા છે.

અરજાણજી ગોપી અંગે ઉભે આલમ સા,
કમિખુ કાઠી રા હરમો તુસિ હાથીઓ[1]

કાબા ગોપીઓને લૂંટતા હતાં ત્યારે જેમ અર્જુન કાયર થઈ ઉભો રહ્યો. તેમ શાહ આલમ (ઔરંગઝેબ) ઉભો ઉભો જોતો રહ્યો અને કોપેલા કાઠીરાજા હાથી ખાચરે બેગમોને શાહના દેખતા લૂંટી. ઈ.સ. ૧૮૫૭નાં સ્વાતંત્ર્ય સંગ્રામમાં અંગ્રેજો સામે ચરોતરના વાળોવડ ગામનાં પ્રાગા પટેલ ઝઝુમ્યા હતા, તેનો ઈતિહાસ દૂહામાંથી મળે છે.

અસંખ્ય હુબકિ નાળિ હથ નાળિ ગાજી અડડ
કડડ હૂઈ ગારદાં હાડ કુટા
સાબ કિ ખાગ રણિરાગ સીધુ ધખે
જોરાવર પ્રાગ અંગરેજ જુટા[2]

અસંખ્ય બંદુકો ધણધણી ઉઠી ગોવાના પ્રહારથી કડડ કરતાં સૈનિકોનાં હાડ તૂટી પડવા માંડ્યા, સિંધુડો રાગ ગવાયો. સંગ્રામમાં તલવારો ચમકવા માંડી આમ જોરાવર પ્રાગો પટેલ અને અંગ્રેજો ભીડાયા.

રાષ્ટ્ર ભકિતનાં કાવ્યો નર્મદનાં સમયથી લખાયેલા છે, તે કાવ્યમાંથી પણ ઈતિહાસનાં અમુક પ્રસંગો અને ઘટનાઓ જાણવા મળે છે. આવા કાવ્યોનું સંપાદન કાંતિલાલ અમુલખરાય મહેતાએ ''સ્વદેશ ગીતા મૃત '' નામથી અને ઈંદુલાલ યાજ્ઞિકે 'રાષ્ટ્રગીત ' નામથી કર્યુ છે. ત્રિભુવનલાલ ગૌરીશંકર વ્યાસ કૃત '' રતનબાનો ગરબો'' એ કાવ્યમાં જલિયાનવાલા બાગની કથનીને લોકગીતની વેધક શૈલીમાં આલેખી છે. બીજુ એક કાવ્ય ''જલિયાનવાલા બાગ '' રમલલાલ દેસાઈએ લખ્યુ હતું. દર્શકની ''ઝેર તો પીધા છે જાણી જાણી'' નવલકથામાં આપણા સ્વાતંત્ર્ય સંગ્રામનાં વિવિધ પ્રશ્નોનું નિરૂપણ છે.

કાવ્યોમાંથી પણ ઈતિહાસનાં પ્રસંગો અને ઘટનાઓ જાણવા મળે છે. દા. ત. મેઘાણીએ લખેલા ''છેલ્લો કટોરો'' કાવ્યમાં ગાંધીજી ગોળમેજી પરિષદમાં નિરાશ હૃદયે ભાગ લેવા જાય છે, તેનો ઉલ્લેખ કરે છે. આ સિવાય ઘણા ઐતિહાસિક કાવ્યો પણ હોય છે. દા.ત. કે ''વિભાવિલાસ''

---

૧. રોહડિયા રતુદાન ''ચારણી સાહિત્યનો ઈતિહાસ'' પૃષ્ઠ- ૧૯૬.
૨. એજન - પૃષ્ઠ- ૨૦૫.



ઈતિહાસ જાણવાના સાધન તરીકે ખ્યાતો પણ એક અગત્યનું સાધન છે. તેમાં મુહણૌત નેણસીની ખ્યાત, બાંકીદાસની ખ્યાત, દયાલદાસની ખ્યાત વગેરે ઈતિહાસ જાણવાના સાધન તરીકે નોંધપાત્ર છે.

નવસારી પ્રાંતના કાળી પરજનાં ગીતોમાંથી અને ગુજરાત રીસર્ચ સોસાયટીનાં ટ્રાયબલ સોંગમાંથી જે તે સમયની પરિસ્થિતિને અને ભીલો અને આદીવાસીઓની વાતો જાણવા મળે છે.

મધ્યકાળમાં ખાસ કરીને જૈન સાધુઓએ રાજાઓનાં જીવન ચરિત્રો સંસ્કૃતમાં લખ્યા હતાં. જો કે તેઓ સંપૂર્ણપણે તટસ્થપણે લખી શકયા નથી. પરંતુ ઐતિહાસિક હકીકતો,પરંપરાઓ અને ઘટનાઓ ઉપર બરાબર પ્રભુત્વ જાળવી રાખ્યું હતું. જેમાં સમકાલીન ઘટનાઓનું પ્રાચીન, વિચારો અને માળખાઓનાં પ્રકાશમાં અર્થઘટન કરવાનું સર્વ સામાન્ય વલણ પ્રવર્તતુ હતું. આ ભૂતકાળનાં સંદર્ભમાં વર્તમાન વિશેનો અભિગમ તે ઈતિહાસકારો જેવો વર્તમાન પર સતત નજર રાખીને ભૂતકાળનો અભ્યાસ અને વિશ્લેષણ કરે છે. તેમના આધુનિક અભિગમથી વિરોધી છે. પ્રબંધોએ અન્ય વર્ગની ઐતિહાસિક નોંધો છે, તેમાંનુ સૌથી પ્રસિદ્ધ ''પ્રબંધ ચિંતામણી'' છે, આના લેખક ચૌદમી સદીનાં પ્રારંભમાં થઈ ગયા. તેણે પોતાનાં વિષયને એક ચોકકસ અને નિશંક ઐતિહાસિક સમજ સાથે લીધો હતો. સૌપ્રથમ કલ્હણે બારમી સદીનાં પ્રથમાર્ધમાં ''રાજતરંગિણી'' લખ્યુ હતું. આ પછી તો અનેક રચનાઓ રચાતી ગઈ. જેમાંથી પણ આપણને જે તે વિષયનો ઈતિહાસ જાણવા મળે છે.

ગુજરાતમાં કર્ણદેવ વાઘેલાનું રાજ ગયું અને અલ્લાઉદ્દીન ખીલજીએ સત્તા સ્થાપી ત્યારે અલ્લાઉદ્દીને તેના સાળા સજર અલપખાનને ગુજરાતનાં પ્રથમ નાઝીમ તરીકે નીમ્યો. આ ઘટનાને અમીર ખુશરૂએ એનાં મહાકાવ્ય ''દવલ-રાની-વ ખીજર ખાન'' ઉર્ફે આશિકામાં આપ્યો છે, આ કાવ્યમાં ખિજરખાન અને દેવલદેવીના પ્રેમની કથા છે. પરંતુ એમાં મૂકેલા બનાવો સાવ કપોળ કલ્પિત નથી. સાહિત્યનાં ઘરેણારૂપ આ કાવ્યમાંથી ઈતિહાસ પણ મળે છે.

ગુજરાતી ભાષામાં અનેક ઐતિહાસિક જૈન રાસ રચાયા હતાં. આ રાસ આચાર્ય કે સાધુનાં જીવન પ્રસંગ ઉપર હોય છે. છતાં તેમાંથી તે સમયનાં ગુજરાતની ધાર્મિક, સામાજિક, પરિસ્થિતિ ઉપર પ્રકાશ પાડી શકે તેમ છે. જેવા કે,

(૧) જૈન ઐતિહાસિક ગુર્જર કાવ્ય સંગ્રહ - જીનવિજયજી
(૨) ઐતિહાસિક જૈન કાવ્યસંગ્રહ - અગરચંદ નાહટા અને ભંવરલાલ નાહટા

(૩) ઐતિહાસિક રાસસંગ્રહ - ભાગ ૧થી ૩ વિજયસૂરી

ગંગદાસ પ્રતાપ વિલાસ નાટક (ઈ.સ. ૧૪૪૯ આસપાસ) અને મંડલિક મહાકાવ્ય (ઈ.સ. ૧૪૬૦ આસપાસ) કવિ ગંગાધરે લખ્યા. તે કવિ મૂળ કર્ણાટકનો છે. તેમાં ચાંપાનેરનાં રાજા ગંગદાસ અને અમદાવાદનાં મુહમ્મદબીજા વચ્ચેનાં વિગ્રહનું અને મુહમ્મદની પીછેહટનું વર્ણન છે. તેમાં ત્રીસ શ્લોકોમાં ચાંપાનેરનું વર્ણન છે. તે પુરાતત્ત્વીય દૃષ્ટિએ ખૂબ અગત્યનું છે.

નયનસૂરીએ ''હમીર મહાકાવ્ય'' ઈ.સ. ૧૩૮૪ માં લખ્યું તેમાં રણથંભોરનાં રાજા હમીરનું ચરિત્ર અપાયું છે. ઉદયરાજે ''રાજ વિનોદ'' મહાકાવ્ય ઈ.સ. ૧૪૬૨ થી ૧૪૬૯ લખ્યુ. બેગડાએ આ હિંદુપંડિતને દરબારી કવિ તરીકે રાખ્યો હતો. રાજકવિ પદ્મનાભે ''કાન્હડદે પ્રબંધ'' લખ્યું તેમાં અલ્લાઉદ્દીનના આક્રમણનું વર્ણન છે. લાવણ્ય સમયે ''વિમલ પ્રબંધ'' (ઈ.સ. ૧૫૧૨) રચ્યુ તેમાં ભીમદેવ પહેલાનાં સમયનું સમાજ દર્શન છે.

હેમચંદ્રાચાર્યે ''દ્વયાશય'' લખ્યું જેમાં ૨૮ સર્ગોમાંથી સિદ્ધરાજ અને કુમારપાળનો ઈતિહાસ મળે છે. બિલ્હણકૃત કર્ણસુંદરી નાટિકામાં નાયિકા કલ્પિતરૂપે મૂકી છે. તેમ છતાં તેમાં કેટલીક ઐતિહાસિક હકિકત મળે છે. યશચંદ્રે ''મુદ્રિત કુમુદચંદ્ર'' લખ્યું જેમાં સિદ્ધરાજની રાજસભામાં શ્વેતાંબરો અને દિગંબરો વચ્ચેનાં વિવાદનું વર્ણન મળે છે. રામચંદ્રકૃત ''કુમાર વિહાર'' શતક કાવ્યમાં કુમારપાળે બંધાવેલ પાર્શ્વનાથ ચૈત્યનું વર્ણન છે. યશપાલના ''મોહપ રાજય'' નાટકમાં કુમારપાળે જૈન ધર્મની દિક્ષા લીધી તેની વિગતો મળે છે. સોમપ્રભુસૂરિના ''કુમારપાળ પ્રતિબોધ'' માં હેમચંદ્રસૂરિએ કુમારપાળને આપેલા ધર્મબોધનું તેમાં નિરૂપણ છે. સોમેશ્વરે ''કિર્તી કૌમુદી'' અરિસિંહે ''સંકૃત સકિર્તન'' લખ્યું. બાલ ચંદ્રસુરીએ ''વસંત વિલાસ'' લખ્યું ઉદય પ્રભુસૂરિએ ''સુકૃત સકિર્તન કિલ્લોલીની'' લખ્યું તેમાં સોલંકી વંશનાં પહેલાનાં ચાવડાવંશનો વૃતાંત અપાયો છે. મેરૂતુંગાચાર્યે જ સ્થવીરાવલી કે વિચાર શ્રેણીમાં ચાવડા સોલંકી અને વાઘેલા રાજાઓની વિગતો આપી છે. જો કે કેટલીક વિગતોમાં ભેદ છે.

કવિ મંડલિકે 'પેથડ રાસ' રચ્યો જેમાં પોરવાડ પેથડશાહે કરેલી શંત્રુજય, ગિરનાર જૈન તિર્થોની યાત્રાનું વર્ણન છે. કંકસૂરીએ ''શંત્રુજય મહાતિર્થોદ્વાર પ્રબંધ, લખ્યું જેમાંથી ગુજરાતનાં તત્કાલીન ઈતિહાસ માટે ઘણી ઉપયોગી માહિતી મળે છે. યતિરંગ વિજયે ''ગુર્જર દેશ ભૂપાવલી'' લખ્યું જેમાં મહાવીર સ્વામીના નિર્વાણથી માંડીને પોતાના સમય સુધીનાં ગુજરાતનાં રાજાઓની વંશાવળી આપી છે.



મુઘલકાળનું ગુજરાતી સાહિત્ય વિપુલ પ્રમાણમાં ઉપલબ્ધ છે. મોટાભાગનાં સાહિત્યને પ્રેમાનંદનાં આખ્યાનો, જૈન રાસાઓને અને અન્ય સાહિત્ય પ્રકારોને ચીલાચાલુ અર્થમાં ઐતિહાસિક સાધન તરીકે ગણી શકાય તેમ નથી. આમ છતાં ગુજરાતનાં હિંદુ સમાજને સમજવા ઉપયોગી છે.

ગુજરાતનાં સાહિત્યકારોએ અનેક નવલકથાઓ ઈતિહાસનાં આધારે લખી છે. પરંતુ તેમાંથી સિલસિલાબંધ ઈતિહાસ તારવવો અઘરો પડે. પરંતુ આ નવલકથાઓનાં આધારે અન્ય કયાંઈથી મળેલ વિગતો ને આ નવલકથાઓનાં આધારે એક વધારે આધાર આપી શકાય. હિંદીમાં પણ ઐતિહાસિક નવલકથાઓ લખાઈ છે. ઝવેરચંદ મેઘાણીએ ''રાણો પ્રતાપ'', સમરાંગણ વગેરે વગેરે નવલકથાઓ લખી છે.

રશિયન લેખક ટ્રોટસ્કીએ ''સાહિત્ય અને રાજયક્રાંતિ'' એ નામનું પુસ્તક લખ્યું તેને વાંચવાથી ખ્યાલ આવે છે કે સાહિત્યમાં કેવી તાકાત છે તે એ ઈતિહાસને બદલી નાંખે છે.

ટૂંકમાં એમ કહી શકાય કે ઈતિહાસ જાણવા માટેનાં અનેક સાધન હોય છે. તેમાં સૌથી મોટું અને મહત્ત્વનું સાધન સાહિત્ય છે. કોઈપણ પ્રકારનાં સાહિત્યમાંથી એ યુગની ભાષા, વાતાવરણ, સામાજિક સ્થિતિ , રીતરિવાજો વગેરે જાણવા મળે છે. તે રીતેકોઈપણ પ્રકારનું સાહિત્ય ઈતિહાસને મદદરૂપ થાય છે. એવી જ રીતે ઈતિહાસમાં પણ સાહિત્ય હોય છે. એકબીજાને નોંખા પાડી શકાય તેમ જ નથી. આપણું સાહિત્ય સમૃદ્ધ હોય તો તે ઈતિહાસને આભારી છે. એ સાથે સાથે સાહિત્યમાં લોકગીતોમાં કે દૂહા છંદોમાં વર્ણવેલા કેટલાક પ્રસંગો તો ઈતિહાસનાં પ્રમાણભૂત પુસ્તકમાં પણ હોતા નથી. ગુજરાતનાં ઈતિહાસને ક.મા. મુનશીએ પોતાની નવલકથાઓમાં નિરૂપીને વધારે જાણીતો કર્યો છે, તેની ના પાડી શકાય તેમ નથી. ઈતિહાસ અને સાહિત્ય વચ્ચે માત્ર એટલો જ તફાવત છે કે સાહિત્ય સત્યને એના એ સ્વરૂપે રજૂ કરતું નથી, જયારે ઈતિહાસ કરે છે અને એ ઈતિહાસ જે સત્યો કે મૂલ્યો આપે છે તે વિચાર ભાથામાંથી જ સાહિત્યકારો પોતાની કૃતિઓનું સર્જન કરે છે.

છેલ્લે એક જ લીટીમાં કહીએ તો ઈતિહાસ એ સાહિત્યનું પ્રેરણા સ્રોત છે અને સાહિત્યએ ઈતિહાસની સામગ્રી છે. પરંતુ સાહિત્યમાંથી ઈતિહાસ તારવતી વખતે ખૂબ જ સજાગ રહેવું જોઈએ.

# (૯) ભારતનાં ઈતિહાસની લાક્ષણિકતાઓ

ઈતિહાસ એટલે એ બધું જે અત્યાર સુધી હતું. શરૂઆતમાં ઈતિહાસ જેવો કોઈ શબ્દ ન હતો. પરંતુ તેમ છતાં ઈતિહાસનું કામ તો થયે જ રાખતું હતું. ભૂતકાળનાં એ સમયમાં માણસ તાડપત્રો ઉપર હાથેથી લેખન કરતો હતો. એવી રીતે હસ્તપ્રતોમાં ઈતિહાસ સંગ્રહાયેલો હતો. તે પછી તો ધીરે ધીરે પ્રેસની શોધ થઈ અને વ્યવસ્થિત રીતે ઈતિહાસનાં પુસ્તકો પણ છપાવા માંડયા અને એ પછી આ મહામૂલા શાસ્રને ઈતિહાસ એવું નામ મળ્યું. ટૂંકમાં ઈતિહાસ એ આ વર્તમાન ક્ષણ સુધીનો સંપૂર્ણ ભૂતકાળ છે.

ઈતિહાસનામનું શાસ્ત્ર વ્યવસ્થિત રીતે બહાર આવ્યા પછી તે પણ વિજ્ઞાનની જેમ ચોકકસ પદ્ધતિએ કામ કરતું થયું ત્યારે સમય જતાં વિશિષ્ટ ઈતિહાસોની સંખ્યા વધવા લાગી. આજે લગભગ પચ્ચીસ જેટલાં વિશિષ્ટ ઈતિહાસોની યાદી બને છે. જો કે ઈતિહાસકારે તેનુંકાર્ય ગમે તેટલું નાનું પરંતુ વૈશ્વિક ઈતિહાસમાં તેનું સ્થાન શોધવાનો પ્રયત્ન કરવો જોઈએ. આવું વિચારબિંદુ હોવા છતાં પણ આજે ઈતિહાસમાં ચોકકસ વિભાગો અને પ્રકારો પાડવામાં આવ્યા છે. દરેકે દરેક દેશનાં ઈતિહાસની ચોકકસ લાક્ષણિકતાઓ તારવવામાં આવી હોય અને એને આપણે બરાબર સમજી લીધી હોય તો એ દેશનો ઈતિહાસ આપણે ખૂબ જ સારી રીતે સમજી શકીએ છીએ. એ ઉપરથી જે તે દેશનાં ઈતિહાસને જુદા જુદા વળાંકો કયારે અને કેવી રીતે મળ્યા. તે આપણે જાણી શકીએ છીએ. તેથી આ પ્રકરણમાં ભારતનાં ઈતિહાસની થોડીક લાક્ષણિકતાઓ અહીં આલેખવામાં આવી છે.

(૧) ભારતનાં ઈતિહાસનો દીર્ઘકાળ સિંધુ સંસ્કૃતિથી લઈએ તો પણ ત્રણચાર હજાર વર્ષ જૂનો છે. સિંધુ ખીણની સંસ્કૃતિથી ભારતનો ઈતિહાસ મળે છે. તેટલો જૂનો ઈતિહાસ વિશ્વનાં બહુ ઓછા દેશનો મળતો હશે. ભારતનો પૌરાણિક ઈતિહાસ પાંચ હજાર વર્ષ પુરાણો છે અને તેના મોટી સંખ્યામાં ગ્રંથો પણ લખાયાં હતાં. પરંતુ ભારતની આબોહવાને કારણે અને દીર્ધસમય સુધી ઉથલપાથલો થઈ અને અનેક પરદેશી પ્રજાઓએ ભારત ઉપર આક્રમણ કર્યા. તેથી આ પ્રાચીન ગ્રંથો અને વારસાને નુકશાન પહોંચ્યું તેમ છતાં ભારતનો ઈતિહાસ અને ભારતની પ્રજાનાં મૂળ સંસ્કારોનો વારસો જળવાઈ રહ્યો છે. એ ભારતનાં ઈતિહાસની લાક્ષણિકતા છે.

(૨) ભારતીય પુરા ઈતિહાસની સૌથી મોટી વિશેષતાએ છે કે એમાં



વધારે મહાપુરૂષ એવા થયા કે જેણે બચપણમાં આપત્તિઓનો સામનો કર્યો હોય અને મુશ્કેલીઓથી લડીને તે ચમકયા, એથી ઈતિહાસમાં અમર થઈ ગયા. દા.ત. ઈન્દ્રના સમયે અસુરોનો અત્યાચાર ખૂબ વધી ગયો, તેના વિરૂદ્ધ ઉભા થઈ તેણે પોતાના પિતાની પણ હત્યા કરવી પડી. પૃથુના પિતા વેન ને ઋષિઓએ મારી નાંખ્યા.

વૈવસ્વત, મનુ અને યમ બન્ને ઓરમાન માતાથી દુઃખી હતાં. માધાંતાને તેની માની કુખ ફાડી બહાર કાઢયા હતા. સગરનાં પિતા રાજયમાંથી ભાગી તેના ઉત્પન્ન થયા પહેલા મૃત્યુ પામ્યા હતા. રામલક્ષ્મણને વિશ્વામિત્ર બહુ નાની ઉંમરમાં માતાપિતાથી દૂર આશ્રમમાં લઈ ગયા હતાં. કૃષ્ણને કંસની બી કે માતાપિતાથી દૂર ગોકુળમાં પોતાનાં મિત્રની પાસે રાખ્યાં હતા.

(૩) પ્રાચીન ભારતનાં ઈતિહાસની એક લાક્ષણિકતા એ પણ છે કે એ યુગનાં ઐતિહાસિક ગ્રંથોનો મોટેભાગે અભાવ હતો. કારણ કે ત્યારનાં લેખકોએ ધાર્મિક અને આધ્યાત્મિક દષ્ટિકોણથી જ લખ્યું હતું. તે રાજનીતિને તેનાથી બને તેટલી અલગ રાખતા હતા. આથી પ્રાચીન ભારતનો ઈતિહાસ પુરાવશેષોનાં આધારે જ લખાયો છે. જેમ કે ઉત્ખનનોમાંથી મળેલ સામગ્રી, પ્રાચીન સ્મારકો, વિદેશી મુસાફરોનાં લખાણો, આવી મુશ્કેલીને હિસાબે આપણે પ્રાચીન ભારતનાં દરેક વિષય પર ઉંડાણભરી વિગતો આપી શકતા નથી પછીએ પ્રાચીન ભારતનાં રચાયેલ ઈતિહાસની લાક્ષણિકતાએ હતી કે તેનાં લેખનમાં માનવ મસ્તકની બુદ્ધિથી અને ધાર્મિક સહિષ્ણુતાવાળા યુગમાં લખાયું છે અને તેમાં તિથિક્રમ બહુ જાળવી શકયા નથી. વળી ઐતિહાસિક મેધાનાં અભાવે લખાયેલા ગ્રંથો ઉપરથી ઈતિહાસ તારવ્યો છે.

(૪) ભારતીય પ્રજાએ અનેક સંસ્કૃતિનાં અનેક લોકોને પોતાનાં માળામાં સમાવીને ઉછેર્યા છે. ભારતની હિંદુ પ્રજા એક મહાન પ્રાચીન પ્રજા છે. દુનિયા આખીની સંસ્કૃતિનાં ઈતિહાસને તપાસવા જોઈએ તોખ્યાલ આવે કે તે મહાન સંસ્કૃતિઓ લાંબાગાળે લુપ્ત થઈ ગઈ છે. મિસરની પ્રાચીન પ્રજા ભૂતકાળમાં દટાઈ ગઈ છે. બેબિલોનની પ્રજાનું આપણે માત્ર નામ જાણીએ છીએ. ગ્રીક પ્રજાતો ઈસવીસન પહેલાની લુપ્ત થઈ ગઈ છે. જયારે ભારતની પ્રજા કયારેક નિંદ્રાવશ થઈ હશે, મૂર્છિત થઈ હશે,પરંતુ તેનું હૃદય કયારેઈ બંધ પડયું નથી અને સતત ટકોરા ખાતી રહી તેમ છતાં તેણે પોતાની પ્રાચીન પ્રણાલી જાળવી રાખી છે. ઋગ્વેદથી માંડીને આજસુધીનો ભારતનો ઈતિહાસ તપાસીએ તોએક બાબત ચોકકસ જોવા મળે કે અમુક લક્ષણો ભારતની પ્રજામાં ત્યારે પણ હતાં અને આજે પણ છે. દા. ત. સમભાવ, શાંતિ પ્રિયતા

(૫) ભારતનાં ઈતિહાસની સમાલોચના કરતાં દેખાય આવે છે કે ઈતિહાસ અમુક પ્રદેશોમાંથી શરૂ થાય છે અને એ પ્રદેશનાં રાજાઓ એમની સત્તા ભારતનાં અન્ય પ્રદેશમાં વિસ્તારતા તે ભારતીય બને છે. દા. ત. બિહારનાં પ્રદેશ મગધના પાટલીપુત્રનાં મૌર્યનો ઈતિહાસ ત્યાંથી શરૂ થાય છે અને ભારતનાં બીજા પ્રદેશોમાં ચંદ્રગુપ્ત અને અશોક તેને વિસ્તારે છે.

(૬) ભારતનો ઈતિહાસ સંસ્કૃતિનાં રંગો અને પ્રાદેશિકતાનાં રંગોથી રંગાયેલો છે. જેમ કે ભારતની શાંતિમય વિચારસરણીએ ભારતમાંથી કોઈ શાસકને દુનિયાનાં જીતવાનાં વિચારો આવવા દીધા નહીં હોય, ભારત એવી વિવિધતાથી ભરેલો, વિવિધ જાતિ જ્ઞાતિઓ અને ભાષાઓથી ભરેલો દેશ છે. એનાં પરિણામે ભારતનાં ઈતિહાસને અમુક અમુક સમયે ઘણાં જુદા જુદા વળાંકો મળ્યા છે. જેમ કે જુદા જુદા ધર્મોને હિસાબે પરદેશી હુમલાખોરો ફાવ્યા. ભારતનાં જે શાસકો હતા તેપણ જુદી જુદી જ્ઞાતિઓનાં જેના દરેકનાં અલગ અલગ ધોરણો અને રહેણીકરણી હતી. જે કદી બધા કોઈ રીતે એક થઈ શકે તેમ પણ ન હતાં. જેનાં હિસાબે એકતા શકય બનતી ન હતી. જુદી જુદી ભાષાઓને હિસાબે એક પ્રાંતની એકભાષાવાળા લોકોએ બીજા પ્રાંતની અન્ય ભાષાવાળા પ્રાંતની પ્રજાએ ભાષાભેદનાં કારણે સાથ ન આપ્યો.

(૭) ભારતનાં ઈતિહાસ ઉપર પણ જગતનાં અન્ય દેશોની માફક ભૌગોલિક પરિસ્થિતિએ અસર પહોંચાડી છે. એટલા માટે જ નેપોલિયન બોનાપાર્ટ કહેતો કે ''કોઈપણ દેશની મને ભૂગોળ કહો પછી હું તેનો ઈતિહાસ કેવો હશે તે કહી આપીશ'' એ જ રીતે ભારતનાં ઈતિહાસ ઉપર ભૂગોળે સારી એવી અસર કરી છે. ભારતનો ઈતિહાસ પણ આગળ ચાલ્યો, ઘડાયો અને ઈતિહાસમાં ભારતે હંમેશા પીછેહટ કરીહોય અને ભારતનાં લોકો હંમેશા પરદેશીઓ સામે હાર્યા હોય તેની પાછળનું એક કારણ ભૂગોળની અસર છે. ભારતનું વૈવિધ્ય ધરાવતું હવામાન, ફળદ્રુપ મેદાનો, રણપ્રદેશ, વિવિધ પહેરવેશ, વિવિધ ભાષાઓ, વિવિધ રીતરિવાજો વગેરેએ ભારતને વૈવિધ્યસભર બનાવ્યું છે. જેની ભૌગોલિક અસરરૂપે ભારતને કેટલાંક ફાયદા-ગેરફાયદાઓ થયા જોવા મળે છે.

(૮) ભારતનો ઈતિહાસ વિવિધ જાતિઓ, વિવિધ ધર્મોના પરાક્રમોથી ભરેલો છે. એટલે જ સ્મિથે ભારતને જાતિતત્વોનાં સંગ્રહસ્થાન તરીકે ઓળખાવ્યું હતું. ભારતમાં ઓસ્ટ્રોલોઈડ, દ્રાવિડયન, મંગોલિયન, આર્યન, ગ્રીક, શક, કુશાણ, હુણ, આરબ, તુર્ક, અફઘાન વગેરે વગેરે પ્રજાઓ ભારતમાં ઓછા વત્તા પ્રમાણમાં ભળી છે. તેનો ઈતિહાસ પછી કેવો રંગબેરંગી અને વિવિધતાથી ભરેલો હોય એમા કશું જ નવાઈ પામવા જેવું નથી.



(૯) ભારતનાં લોકોની અન્ય દેશોનાં લોકો સાથે તુલના કરીએતો એક તફાવત ચોકકસ દેખાશે. એસિરિયા, મિસર, ગ્રીસ, રોમ વગેરે દેશની પ્રજાઓનો રાજયલોભ જગ જાહેર છે. નિર્બળ પ્રજાનાં કોળીયા કરી જઈ પોતાની રાજસીમા વધાર્યે જ રાખી. એ તેમના ખાસ લક્ષણ ફળસ્વરૂપે ઉપરનાં વિસ્તારવાળા રાજય સ્થપાયા હતા. સેમીરામીસ, સિકંદર, સિઝર વગેરે સમર્થ વ્યકિતઓમાં એ લક્ષણ ટોચે પહોંચેલું હતું. અરે ! છેક યુરોપિયન પ્રજાનાં લોભિયાપણાનો પરિચય છેલ્લે હિટલરઅને મુસોલિનીએ આપ્યો. જયારે ભારતે તો સદા પોતાના વિસ્તારથી જ આત્મ સંતોષ માન્યો કયારેઈ પરદેશની ભૂમિ જીતવાનાં પ્રયાસ કર્યા નહીં અને પરિણામે ભારતમાં સિકંદર, નેપોલિયન કે હિટલર પેદા થયાં નહીં, અરે છેક ૧૯૬૫ની ભારત પાકિસ્તાનની લડાઈમાં ભારતનું લશ્કર લાહોર સુધી પહોંચી ગયું હતું તેમ છતાં તે પછી તે વિસ્તાર ભારતે પાકિસ્તાનને પાછો આપી દીધો હતો.

(૧૦) દુનિયાનાં દરેક દેશનાં ઈતિહાસને ચોકકસ લાક્ષણિકતાઓ હોય છે. પરંતુ ભારત તો પોતે જ એક વિશ્વ છે અને ભારતમાં તે વિશ્વની બધી જ પચરંગી પ્રજા સમાયેલી છે અનેક ધર્મો પળાય છે. તેથી કોઈ એક દેશના ઈતિહાસની લાક્ષણિકતા સાથે ભારતનાં ઈતિહાસની લાક્ષણિકતાઓને સરખાવી શકાય નહીં. ભારતે બહુ તડકો છાંયો જોયો છે અને પૂર્વે પશ્ચિમનાં રાષ્ટ્રોનાં સંપર્કમાં આવ્યું છે. કયારેક તેનાથી પ્રભાવિત થયું છે, તો કયારેક અન્ય દેશો ભારતથી પ્રભાવિત થયા છે.

(૧૧) ભારતનાં ઈતિહાસનાં મૂળ માનવ સંસ્કૃતિનાં પ્રારંભમાં રહ્યા છે. તેવી જ ભારતનાં ઈતિહાસની એક લાક્ષણિકતા એ જોવા મળે છે કે તેનાં ઈતિહાસમાં સાતત્ય જોવા મળે છે અને પુરાણી સંસ્કૃતિ પણ જીવંત દેખાય છે. જયારે દુનિયાનાં અન્ય રાષ્ટ્રોમાં તો પ્રારંભિક સંસ્કૃતિ જે માત્ર સ્મૃતિનો વિષય બની ગયેલ છે.જયારે ભારત તો તેની ધાર્મિક પરંપરાઓ રીવાજો, ભાષા, વાણતુટી થોડા ઘણાં ફેરફારો સાથે એની એ જાળવી રાખી છે. એ ભારતની નોંધપાત્ર લાક્ષણિકતા છે.

(૧૨) ભારતનાં ઈતિહાસ ઉપર સતત ચડતી પડતીની કળા દેખાય છે. કયારેક ભારતનાં ઈતિહાસનો અમુક યુગ તાકાતવાળો દેખાય છે, તો અમુક યુગ નિર્બળ દેખાય છે. પ્રાચીન યુગમાં ભારતનાં સીમાડાઓ છેક અગ્નિ એશિયા સુધી વિસ્તરેલા હતા. તો બીજી તરફ ઈસવીસનની સાતમી સદીથી એનું એ ભારત પરદેશી આક્રમણોનું ભોગ બનવા લાગ્યું. પરદેશીઓએ અંતે ભારતને જીતી લીધુ છેવટે અંગ્રેજયુગમાં બધા જ ગુલામ થઈ ગયા અને ૧૯૪૭માં ભારતનાં બે ભાગલા

પડી ગયા.

(૧૩) ભારતનાં નકશા ઉપર યુગેયુગે શાસકોએ પરદેશીઓએ અને વિધર્મીઓએ જુદા જુદા રંગો લપેટ્યા હતા, તેમ છતાં ભારતનું ચિત્ર ધૂંધળું કે અસ્પષ્ટ બન્યું નહોતું જાણે કે ભારતની પ્રજાએ એક રંગ ઉપર બીજા રંગનો ઢોળ ચડાવી દીધો તેમ છતાં નીચેનું પડ તો સુરક્ષિત જ રહ્યું આપણાં ભારતનાં ઈતિહાસની ઉડીને આંખે વળગે એવી લાક્ષણિકતાઓ એ છે કે ભારતનાં મૂળતત્વને કોઈ છુપાવી કે ભૂંસી શક્યું નથી.

(૧૪) ભારતનો પાંચહજાર વર્ષ પુરાણો ઈતિહાસ મળે છે, તેમ છતાં શરૂઆતનાં કાળનાં ઐતિહાસિક ગ્રંથોનો અભાવ જોવા મળે છે. યોગ્ય અને આધુનિક ઈતિહાસ લેખન પદ્ધતિ મુજબનાં સાધનો કે ઐતિહાસિક ગ્રંથો, લખાણો, અત્યંત અલ્પ સંખ્યામાં જોવા મળે છે. પ્રાચીન ભારતનાં ઈતિહાસ માટે પ્રમાણભૂત કહી શકાય તેવા ઈતિહાસનાં ગ્રંથોમાં કલ્હણનું ''રાજતરંગિણી'' ને એ પ્રાચીનકાળનું સૌથી વધુ પ્રમાણભૂત અને ઐતિહાસિક પદ્ધતિ મુજબ લખાયેલું માનવામાં આવે છે. જો કે આપણી પાસે વૈવિધ્યસભર સાહિત્યિક સામગ્રી ઘણી છે. તે ઈતિહાસ અંગેની કિંમતી માહિતી પુરી પાડી શકે તેમ છે. જેમ કે મહાકાવ્યો, પુરાણો, નાટકો, લોકકથાઓ, દૂહાઓ, પરંતુ આ બધા સાધનોમાંથી આધુનિક ઈતિહાસ લેખન પદ્ધતિ મુજબ ઈતિહાસ બહાર લાવવો પડે છે. તેથી ભારતનો પ્રાચીન ઈતિહાસ ઘણા ટુકડાઓમાં વહેંચાઈ ગયેલા જેવા કે રંગબેરંગી લાગે, કેટલાક સમયનો ચોકકસ ઈતિહાસ મળે તો કેટલાંક સમયનો ઈતિહાસ મળતો નથી.

(૧૫) પ્રાચીન ભારતનાં લોકોએ ઈતિહાસ તરફ સીધુ મોઢું રાખ્યુ ન હતું. કદાચ સીધું મોઢું રાખીને ઘણું બધું લખ્યું હોય તો કદાચ આક્રમણખોરોએ નાશ કરી દીધો. એટલે પછી ઈતિહાસ તરફનું મનોવલણ કથળેલું નહોતું અને તેથી હિંદુ સાહિત્યમાં કલ્હણનાં ''રાજતરંગિણી'' ને બાદ કરતા એ પહેલાનો કોઈ ઐતિહાસિક ગ્રંથ નથી. પરદેશી મુસાફરોએ ભારતની પ્રાચીન વિદ્યાપીઠોનું જે વર્ણન કર્યુ છેતે વિશ્વ વિખ્યાત વિદ્યાપીઠોમાં પુસ્તકાલયો હોવાનું નોંધ્યુ છે, તેમાં કદાચ સારા ઐતિહાસિક પુસ્તકો હશે. માત્ર હ્યુએનસાંગ જ ૬૫૭ હસ્ત લિખિત ગ્રંથો પોતાની સાથે ચીન પરત થતી વખતે લઈ ગયો હતો.[૧] અન્ય સારા પુસ્તકો કદાચ નાશ પામ્યા હશે. એટલે એમ કહેવું બરાબર નથી કે પ્રાચીન ભારતનાં લોકોને ઈતિહાસ વિશેની સમજ નહોતી જે લોકોએ કેટલા બધા સંવંતો આપ્યા છે. તે ઈતિહાસનું મહત્ત્વ સમજતા જ હશે. પશ્ચિમનાં દેશો પાસે શું એ

૧. ખાચર પ્રદ્યુમ્ન ભ. ''પ્રાચીન ભારતનાં વિદેશી યાત્રી'' સણોસરા-ઈ.સ.૨૦૦૦, પૃષ્ઠ-૫૭.



પ્રાચીનકાળની માહિતી આપતાં પુસ્તકો હતાં તેવા ભારત પાસે નથી ! પંડિત જવાહરલાલ નહેરૂ જણાવે છે કે ''ઐતિહાસિક સમજનો અભાવ જનસમૂહને અસર કરતો નથી. ભૂતકાળ વિશેનું તેઓનાં દષ્ટિબિંદુનું ઘડતર પરંપરાગત નોંધો, દંતકથાઓ અને વાર્તાઓ દ્વારા થતું હોય છે''

(૧૬) ભારતનો ઈતિહાસ એક સરખો સળંગસુત્રે કે એક જ ઢબથી કયારેઈ આગળ વધ્યો નથી. દુનિયાનાં અન્ય દેશોનાં ઈતિહાસ સાથે સરખાવતા ભારતનાં ઈતિહાસની સરખામણી કરવા જઈએ તો ભારતનો ઈતિહાસ દુનિયાનાં અન્યદેશના ઈતિહાસો માટે બહુ જાજો સમય સાથ પુરાવી શકયો નહીં. કારણ કે ભારતનાં ઈતિહાસે બસોપાંચસો વર્ષોએ જબરા વળાંકો લીધા છે. તેનું કારણ એ છે કે એટલા વર્ષોમાં ભારતમાં રાજસત્તાનાં ધર્મ વિષયક, જ્ઞાતિજાતિ વિષયક ફેરફારો થયા જ હોય છે. તેથી ભારતનાં ઈતિહાસમાં ખૂબ જ આંટીઘૂંટીઓ પડી છે. એટલે જ વિદેશીઓ ભારતને જાતિઓ, ભાષાઓ મતમતાંતરો અને રીતરિવાજોનું અજાયબઘર અને સંગ્રહાલય કહે છે.

(૧૭) ભારતનો મધ્યકાળ પૂરો થતાં સુધીનો મોટાભાગનો ઈતિહાસ મોટાભાગે રાજયાશ્રિત લેખકો અને જૈન સાધુઓએ લખ્યો છે,તેથી કયાંક કયાંક જે ઈતિહાસકારોએ કહેવું જોઈએ, તે લેખકો કહી શકયા નથી અને અમુક વાત અને ઘટનાઓને છુપાવી રાખી છે. તેનાં માટે આપણે જુદા જુદા લેખકોએ લખેલા પુસ્તકોનો તુલનાત્મક અભ્યાસ કરીએ ત્યારે તે બાબતો બહાર લાવી શકાય તેવો ભારતનો ઈતિહાસ છે.

(૧૮) મધ્યકાલીન ભારતનો ઈતિહાસ મોટેભાગે અંગ્રેજો અને મુસ્લિમ ઈતિહાસકારોની કલમે લખાયેલ છે. કયારેક કયારેક આ ઈતિહાસકારો ભારતની નીતિરીતીને પુરેપુરી સમજી શકયા પણ ન હતા. કેટલાક અર્થનાં અનર્થો કરી નાંખવામાં આવ્યા હતા, કે ભારતની પ્રજા તુચ્છ અને હલકી છે. એ પ્રકારનું ચિત્ર ઉભું કરવાનો પ્રયત્ન કર્યો છે. ભારતનાં ઈતિહાસને જેટલો વિકૃત બનાવવામાં આવ્યો છે તેટલો વિકૃત કદાચ દુનિયાભરનો કોઈપણ દેશના ઈતિહાસને કરવામાં આવ્યોનથી, એમ પંડિત સુંદરલાલજીએ નોંધ્યું છે.

(૧૯) ભારત દેશ છેક પ્રારંભકાળથી જ માંડીને છેક સોળમી સદી સુધી સતત સમૃદ્ધિની ટોચ ઉપર જ આળોટયો હતો. જયારે એનાં પ્રમાણમાં પશ્ચિમનાં ઘણા રાષ્ટ્રો છેલ્લી બે ત્રાણ સદીથી જ સ્વનિર્ભર થયા છે. તેમ છતાં એ રાષ્ટ્રોમાં ભારત કરતાં રાષ્ટ્રીયતાનો રંગ વધુ ફેલાયો છે. જયારે ભારતે સમૃદ્ધિ ભોગવી પણ તેનો જોઈએ તેવો ફાયદો પોતાની ભાવિ પેઢીને આપ્યો નથી. ભારતવાસીઓ કયારેઈ પણ (અપવાદો સિવાય) એક થઈ શકયા નથી. આ પણ

ભારતનાં ઈતિહાસની કમનસીબ લાક્ષણિકતા ગણાવી શકાય.

(૨૦) ભારત ઉપર સતત વિદેશીજાતિઓનાં હુમલા થતાં રહ્યા તેમાં ભારત ધાર્મિક દૃષ્ટિએ ભૌગોલિક દૃષ્ટિએ હાર્યુ નહોતું જેમ કે સાતમી સદીમાં મહંમદ બિનકાસમે ભારતમાં પગ મુકયો. ત્યારથી માંડી અકબરનાં સમય સુધી ૮૦૦ વર્ષ આ મુસ્લિમો ભારતની પ્રજા સાથે સતત સંઘર્ષ કરતાં રહ્યા હતા. તેમાં રાજસતાત્મક લડાઈમાં હિંદુ હારતાં ગયા. પરંતુ ધર્મસત્તાત્મક લડાઈમાં હિંદુઓ સતત ૮૦૦ વર્ષ સુધી લડયા હતાં. તેમાં મહારાણા પ્રતાપ તો અકબર જેવા સમર્થ રાજવી સાથે સતત ૨૨ વર્ષ સુધી લડયા. છેલ્લે આ ૮૦૦ વર્ષની લડાઈને અંતે અકબરે મિત્રતાનો હાથ ફેલાવી, શાંત સામ્રાજયનો પાયો નાંખ્યો આમ ભારત રાજનૈતિક રીતે હાર્યુ પણ ધાર્મિક રીતે ૮૦૦ વર્ષથી લડીને હિંદુધર્મને ટકાવી રાખ્યો. તે ભારતનાં ઈતિહાસની અગત્યની લાક્ષણિકતા છે.

(૨૧) આધુનિક યુગમાં ભારતનાં ઈતિહાસનાં ઈતિહાસમાં ગુલામી, શોષણ, તિરસ્કાર આવ્યા જેની અસર ૨૦૦ વર્ષ સુધી રહી તેના હિસાબે ઘણા ફેરફારો અને નુકશાન આ દેશને થયું. આવે સમયે શિક્ષણે ભારતને ઢંઢોળ્યું અને વિવેકાનંદ, વ્યોમેશચંદ્ર બેનરજી, તિલક, ગાંધીજી, સરદાર પટેલ, શહીદ ભગતસિંહએ આ દેશનો ગુલામીનો કાળ બદલ્યો.

ભારતનાં ઈતિહાસની આ પણ લાક્ષણિકતાઓ ગણાવી શકાય. તિથીક્રમનો અભાવ, ધર્મની પ્રધાનતા, દેવ પરાયણતા, કેન્દ્રીય કરણનો અભાવ વગેરે વગેરે પણ ગણાવી શકાય તેમ છે.

ભારતનાં ઈતિહાસની આ બધી જ લાક્ષણિકતાઓ ઈતિહાસનો અભ્યાસ કરનારે અને લખનારે જરૂર જાણવી જોઈએ. જેથી કરીને તેને ઈતિહાસને સમજવામાં અને તેનું મૂલ્યાંકન કરવામાં સરળતા રહે અને તેનાં મૂલ્યાંકનો સાચા આવે.

આ રીતે પ્રાગૈતિહાસિક, ઐતિહાસિક યુગ, મૌર્ય યુગ, રાજપૂત યુગ, સલ્તનત યુગ, મોગલયુગ, મરાઠા યુગ, અંગ્રેજ યુગ અને આધુનિક યુગ વગેરે યુગની લાક્ષણિકતાઓ હોય છે તેનો જે તે સંશોધકે અભ્યાસ કરવો જોઈએ.

# (૧૦) ઈતિહાસ અને શિક્ષણ

ઈતિહાસની શિક્ષણમાં ખૂબ જ અગત્યતા છે. કારણ કે ઈતિહાસ એટલે મનુષ્ય જાતિ આગળ ઉભા કરેલા સવાલોની નોંધ છે. ઈતિહાસ સમાજને ઉન્નતિ અને વિકાસની વાત શીખવાડવાનો પ્રયત્ન કરે છે. ઈતિહાસ અને શિક્ષણનો માનવજાતિ સાથે એવો ગાઢ સંબંધ છે કે તેની કિંમત કોઈપણ રીતે આંકી શકાય તેમ નથી.

ઈતિહાસ શિક્ષણની અગત્યતા આ એક દષ્ટ્રાંતથી જ ફલિત થાય છે. ઔરંગઝેબ જયારે મુઘલ તખ્ત ઉપર બેઠો ત્યારે તેનો શિક્ષક ખૂબ જ આશાથી બાદશાહ પાસે ઈનામ માંગવા આવ્યો એ વખતે ઔરંગઝેબે કહ્યું કે ''પૃથ્વી ઉપર દરેક પ્રજાના ખાસ લક્ષણ સંબંધે, તેની સાધન સંપત્તિ, તેનું બળ તેની યુદ્ધકળા અને યુદ્ધનીતિ, તેનાં રીત રિવાજો, તેનો ધર્મ, તેની રાજયપદ્ધતિ અને તેનો મુખ્યલાભ શેમાં રહેલો છે. તે બધાથી મને માહિતગાર કરવાની શું તમારી ફરજ ન હતી'' ઔરંગઝેબે પોતાનાં શિક્ષકને આપેલા આ જવાબમાંથી ઈતિહાસની શું અગત્યતા છે, તે બાબત બહુ સ્પષ્ટ રીતે સમજી શકાય છે.

એ સાચું પણ છે કે, ઈતિહાસ માણસનો સ્વભાવ, તેનું બળ, રીતરિવાજ, ધર્મ, રાજયપદ્ધતિની વાત કરે છે. કોઈપણ શાસ્ત્ર કે વિજ્ઞાનનું અંતિમ ધ્યેય માનવહિતનું જ હોય છે. તેવું જ ધ્યેય ઈતિહાસનું છે, નહિ કે ઈતિહાસ કોઈ ભૂતકાલીન વેરઝેરને તાજુ કરતો નથી પણ તે બંડો, હુલ્લડો, દગાઓ, વિશ્વાસઘાતો વગેરે વગેરેનાં શા માઠા પરિણામો આવ્યા તે સમજાવવાનો પ્રયત્ન કરે છે.

આટલા માટે તો ડો. ભાંડારકરે કહ્યું હતું કે ''જે વ્યકિત ઈતિહાસ જાણતો ન હોય તેને શિક્ષિત કહેવો ન જોઈએ.''

ઈતિહાસ એટલે માનવજાતિ આગળ ઉભા કરેલા સવાલોની નોંધ એમ આપણે કહ્યું છે એમાના કેટલાક સવાલોનું નિરાકરણ થયેલું હોય છે ને કેટલાક સવાલો હજુ અનિર્ણિત છે. જે સવાલોનો નિશ્ચય થઈ શકયો છે, તે હવે સવાલો રહયા નથી, જેનું નિરાકરણ થઈ ગયું તે સમાજમાં સામાજિક જીવનમાં સંસ્કારરૂપે દાખલ થઈ ગયા છે. માણસ જે અન્ન લે છે, તેનું જેમ લોહી બની જાય છે તેમ આ સવાલો વિલીન થઈ જાય છે. પણ તેમ છતાં ઈતિહાસએ ઈતિહાસ છે, એ કદી જૂનો થતો નથી. આપણી માન્યતાઓને પસંદગી ભલે બદલાય પણ હકીકત હંમેશા હકીકત જ રહે છે.

ઈતિહાસનું શિક્ષણ એ જાહેરજ્ઞાનની ચોકકસતા આપે છે. ધીમી ચોકકસતા કરતાં પણ અને વધારે પડતી શકિત માટે માન કરે છે.

ઈતિહાસ સામાજિક વિજ્ઞાનનું મૂળ સ્રોત છે. એટલે જ કોઈપણ અન્ય વિષયનાં વ્યકિતઓ તે જે તે વિષયમાં સંશોધન કરતા હોય ત્યારે તેને તેના સંશોધનની શરૂઆતમાં પહેલું પ્રકરણ ઈતિહાસનું મૂકવું પડે છે અને પોતાનાં વિષયનાં દરેક મુદ્દામાં તેને ડગલે ને પગલે ઈતિહાસ તપાસવાની જરૂર પડે છે. પશ્ચિમનાં દેશો તો ઈતિહાસનું મહત્ત્વ સારી રીતે સમજીને ચાલે છે કે આ અણુયુગ છે, તે કરતાં વિશેષ ઈતિહાસયુગ છે.

આટલી બધી ઈતિહાસ શિક્ષણની અગત્યતા હોવા છતાં આજનાં સમયે પણ ઈતિહાસ વિશે ઘણાં ભણેલા ગણેલા છતાં અભણ એવા લોકોમાં એવી માન્યતા પ્રવર્તે છે કે ઈતિહાસનું શિક્ષણ નકામું અને નુકશાનકારક છે. શ્રી કિશોરલાલ મશરૂવાળા પણ ઈતિહાસ શિક્ષણનાં વિરોધી હતા, ઘણાં વિદ્વાન લેખકોએ પણ ઘણી જગ્યાએ લખ્યું છે કે માણસ ઈતિહાસમાંથી કશું જ શીખ્યો નથી પરંતુ એ વાત સાચી નથી કારણ કે એકજ્ઞાન એક બીજા જ્ઞાનની ઉપર જ રચાવાયેલી જ ઈમારત છે. દીવામાંથી ફાનસ અને ફાનસમાંથી પેટ્રોમેકસ તેમાંથી બલ્બ, ટયુબલાઈટ આવ્યાછે. આજ સુધીમાં જે ઈતિહાસો લખાયા છે તેમાંથી આજસુધીનાં માનવે ઘણી જ પ્રેરણા અને માર્ગદર્શન લીધું છે. તેવા દાખલાઓ આપવા બેસીએ તો તેનું એક પુસ્તક ભરાય. ટૂંકમાં જોવા માટે જૂઓ આ પુસ્તકનું ઈતિહાસની ઉપયોગિતા નામનું પ્રકરણ.

ઈતિહાસ વિશે એક એવી પણ ટીકા કરવામાં આવે છે કે ઈતિહાસમાં કશું નવું બનતું નથી પરંતુ આ બાબત ભ્રામક છે, સાચી વાત તો એ છે કે ઈતિહાસમાં હંમેશા નવું નવું જ બનતું રહે છે. પરંતુ લોકોને જયારે કોઈ પ્રસંગોનું પુનરાવર્તન દેખાય છે. ત્યારે તેમણે માત્ર બાહ્ય ઘટનાઓનું જ પ્રતિબિંબ જોયેલું હોય છે. આંતરિક પ્રતિબિંબ ઈતિહાસનાં અભ્યાસ વિના જોઈ શકાતું નથી. આથી માનવજાતિનાં કોઈપણ મહાન કે અનિષ્ટ પ્રસંગોમાં આંતરિક અને બાહ્ય નિરીક્ષણ કરતાં રહી સત્ય તારવવું જોઈએ તો પણ ખ્યાલ આવે કે ઈતિહાસમાં પણ ઘણું નવું નવું બને છે.

ઈતિહાસમાં કાંઈ નવું બનતું નથી એ વાકયનો સીધો અર્થ કરવો હોય તો એટલો જ થઈ શકે કે ગમે તે દેશ કે કાળ લ્યો. માણસનો સ્વભાવ બધે જ સરખો હોય છે. એ સ્વભાવ મે ઈતિહાસનાં ગ્રંથો માંથી આ મુજબનો તારવ્યો છે, જે સામાન્ય રીતે દરેકમાં ઓછાવત્તા પ્રમાણમાં જોવા મળે



છે, કોઈક અપવાદો જરૂર મળે, ઈતિહાસમાંથી એવું જાણવા મળ્યું કે દરેક માણસ એવો છે કે દરેકને પોતાનો જ ધર્મ સાચો લાગે, પૂર્વજોનાં લક્ષણો અને રિવાજો છોડવા ઝટ ન ગમે, દરેકનો સ્વભાવ કોઈનાં પ્રભાવથી ઘડાય, દરેકને એમ લાગે કે મારાથી કોઈ ઊંચુ ન આવે, દરેકને પોતાની ભૂલ ન દેખાય, દરેકની ઈચ્છા અધુરી જ રહે, દરેક અન્ય પાસેથી પ્રેરણા લઈ અનુકરણ કરે, દરેકને એમ લાગે કે હું કહું છું તે સાચું જ છે, દરેકમાં વેરવૃતિ હોય જ છે. આવ વિધાનોને ઈતિહાસનાં અનેક પાત્રોનાં દાખલાઓ મૂકીને પ્રમાણિત કરીને સામાન્ય રીતે માનવનો આવો સ્વભાવ છે. એવું પ્રમાણિત કરી શકાય છે. તેથી સમાન પરિસ્થિતિમાં માનવીની ઘટનાનો પ્રવાહ સમાન સ્વરૂપનો દેખાય છે.

ઈતિહાસનો શિક્ષણ સાથે બહુમૂલ્ય સંબંધ જોડાયેલો છે. ઈતિહાસને શિક્ષણમાં એવી રીતે સામેલ કરવો જોઈએ. જેથી કરીને લોકો અને વિદ્યાર્થીઓ તેનાં સુફળ મેળવી શકે. ઈતિહાસ વિશે કયારેક એવું બને છે કે લોકો તેનો ઉપયોગ કરતા જાણતા નથી કે ઈતિહાસનું સારતત્ત્વ ખેંચી શકતા નથી ત્યારે કદાચ કોઈને એવું લાગે કે ઈતિહાસને શિક્ષણમાંથી કાઢી નાંખવા જેવો વિષય છે. પરંતુ હકિકતે તો એ ઈતિહાસકારોની ઈતિહાસના અધ્યાપકો કે ચિંતકોની ખામી છે કે તે ઈતિહાસને સાચા સ્વરૂપે રજૂ કરી શકયા નથી. અથવા તો રજૂકર્યુ છે તો લોકો કે સમાજે તે વાંચ્યુ નથી. તેટલા માટે જ નિબૂરે કહ્યું છે કે ઈતિહાસકારનો આત્મા મધમાખી જેવો છે, ફૂલોમાંથી મધુર રસ લઈ ઝેરી તત્ત્વો છોડી માત્ર મધુરરસનો જ સંગ્રહ કરે છે. એવી રીતે વિદ્યાર્થીની કક્ષા મુજબ ભણાવનારે ઈતિહાસનાં રસ પાવા જોઈએ આનો અર્થ એમ પણ નહીં કે ભૂતકાળની ભૂલો હારો, નાલેશીઓ, દગાઓને છોડી દેવા અને ઉજળો ઉજળો ભાગ જ બતાવવો પરંતુ વિદ્યાર્થીની કક્ષા મુજબ ભણાવવું જોઈએ. વળી વિદ્યાર્થીને રાષ્ટ્રને જયારે જયારે જે જે જરૂરત હોય તે મુજબનું ઈતિહાસનું શિક્ષણ આપવું જોઈએ.

જો આપણે ઈતિહાસનાં શિક્ષણની અગત્યતા ન સમજયા તો ભાવિ પેઢીએ ઘણા બધા પ્રશ્નો અને સંસ્કૃતિ વિહિન સમાજની સાથે રહેવું પડશે. જયારે બીજા વિશ્વયુદ્ધ વખતે વિનયન કોલેજો બંધ કરી માત્ર વિજ્ઞાનની કોલેજો જ શરૂ રાખવામાં આવી હતી તે પછીનાં સમયમાં વિનિયન વિભાગનાં શિક્ષણ વિના ઘણા બધા પ્રશ્નો ઉપસ્થિત થયા. માનવ વિચારહિન અને સંવેદનાવિહીન બની ગયો હતો. આ દાખલો પણ બતાવે છે કે ઈતિહાસને જાણો અને ભણો તો જ તમે આ વિજ્ઞાનયુગની શોધોને માણવા લાયક રહેશો. નહીંતર તે બધું યંત્ર માનવ જેમ જ માણી શકશો તેનો સાચો આનંદ આવશે

નહીં. ઈતિહાસનાં શિક્ષણ વિના માનવ કેવો ઘડાય તેના વિશે મારા એક અંગત મિત્રનાં અનુભવને યાદ કરૂ તોં ખ્યાલ આવે છે કે જો માનવ ઈતિહાસને ન જાણે તો કેવા ખોટા ખ્યાલોમાં રાચતો રહે છે અને તેની દૃષ્ટિ કૂવામાના દેડકાં જેવી જ રહે છે. એ મિત્ર જયારે મારી સાથે શાળામાં ભણતો ત્યારે તેને રાષ્ટ્રપિતા અને દુનિયાનાં મહામાનવ ગાંધીજી પ્રત્યે તેને તેટલી બધી ચીડ હતી કે તે ગાંધીજીનાં નામ પાછળ જી ન લખતા માત્ર ગાંધી જ લખતો હતો તે સિવાય રાજાશાહી શાસન વ્યવસ્થાને જ સારી ગણતો લોકશાહી શાસન વ્યવસ્થાને તુચ્છ ગણતો આ સિવાય એવુ માનનારો એ મિત્ર જયારે ઈતિહાસમાં અનુસ્નાતક પદવી મેળવીને બહાર આવ્યો ત્યારે ઉપરનાં બધા ખ્યાલોથી મુકત બની ગાંધીજીનો ભકત બની ગયો અને વિશ્વમાનવ બની ''વસુઘેવ કુટુમ્બકમ''ની ભાવનામાં માનવાવાળો બન્યો છે.

ઈતિહાસ એ સાંકડા મનને પહોળુ બનાવે છે. ટૂંકા દૃષ્ટિકોણને વિશાળ બનાવે છે. ઈતિહાસને સમજવા માટે એક મોટું અને ઉદારમન જોઈએ તેમાં ઘણું નકામું લાગતું પણ વાંચવાનું છે. તેમાંથી કયારેક કામનું મળી આવે છે. એટલે જ બેકને કહ્યું છે કે ''વાંચન એ પૂર્ણ મનુષ્ય બનાવે છે.'' તેમ ઈતિહાસ પણ માણસને સૂઝબૂઝવાળો બનાવે છે.

આ એક હકીકત છે કે ઈતિહાસ એક ભવ્ય, કિંમતી ભણતર છે. તેમ છતાં પણ એ હજુ આપણને પુરેપુરૂ સમજાયું નથી. અથવા તો એમ કહી શકાય કે લોકો ઈતિહાસકારોને તેની કિંમતનો પ્રશ્ન પૂછતા નથી, ઈતિહાસ શિક્ષણની શી અગત્યતા છે.

જો કે આજે શાળા, કોલેજો અને યુનિવર્સિટીઓમાં ઈતિહાસ શિક્ષણનું શિક્ષણ જે રીતે અપાવું જોઈએ, તે રીતે અપાતું નથી. શાળાઓમાં મોટાભાગે ઈતિહાસ જેવા અગત્યનાં વિષયને વાંચીને ભણાવવામાં આવે છે. જેથી કરીને ઈતિહાસનાં દરેક પ્રસંગને સ્વાદ અને સંવાદ વિદ્યાર્થી પામી શકતો નથી. કોલેજનાં અધ્યાપકો નોટ લખાવીને જ સંતોષ માને છે. કોલેજનાં અધ્યાપકોએ તો ઈતિહાસનાં એકેએક પ્રસંગને અન્ય પ્રસંગો સાથે તુલનાત્મક રીતે સમજાવવો જોઈએ. કોઈ વ્યકિત, રાજા, નેતા કે સેનાપતિને ભણાવતા હોઈએ તો તેનો પણ તુલનાત્મક અભ્યાસ અને તેની ચડતીપડતી તેના ગુણો, તેની ભૂલો, તેની સફળતાઓનું સવિસ્તર વર્ણન કરવું જોઈએ. નહિં કે માત્ર આઠપાનાની નોંધ લખાવી દઈ પુરતું માનવું જોઈએ. ઈતિહાસ ભણવાથી જ મૌલિક દૃષ્ટિ, સ્વતંત્ર દૃષ્ટિ વિકસે છે. ઈતિહાસ વાંચવાથી વિચારવાની દિશા સૂઝે છે. વળી ઈતિહાસનું શિક્ષણ એવું પ્રિય હોવું જોઈએ કે તેનો આનંદ બાળકથી



માંડી વૃદ્ધ સુધીનાં બધા લઈ શકે. પછી દરેક ઉંમર પ્રમાણે યુગ પ્રમાણે તેનાઃ વિચારો, માન્યતાઓ, લાગણીઓ શિક્ષણથી બદલતી રહે છે.

ઈતિહાસ શિક્ષણ આર્થિક ઉપાર્જનમાં કે રોજગારી આપવામાં શું ઉપયોગી થઈ શકે તે વિશેની સમજણ કોલેજમાં આવતાં વિદ્યાર્થીઓને અને સમાજને હોતી નથી. તેથી ઈતિહાસનું શિક્ષણ લેતા વિદ્યાર્થીઓને સૌથી પ્રથમ ઈતિહાસની આર્થિક ઉપયોગિતા વિશે કહેવું જોઈ કે ઈતિહાસ લઈ સ્નાતક થનાર શિક્ષક, પ્રોફેસર, મ્યુઝિયમનો કયૂરેટર, દફતર ભંડાર, પુરાતત્ત્વખાતામાં અધિકારી, ગૃહપતિ અને પત્રકાર થઈ શકે છે. અરે ! આઈ. એ. એસ. ની પરીક્ષામાં વિજ્ઞાન અને વાણિજયનાં વિદ્યાર્થીઓ કરતાં વધુ વિદ્યાર્થીઓ ઈતિહાસ રાખે છે અને સૌથી વધુ આઈ. એ. એસ. ઈતિહાસનાં વિષય સાથે પાસ થાય છે. પત્રકાર અને ગૃહપતિ અને શિક્ષક તરીકે પણ ઈતિહાસનો સ્નાતક વધુ સારી રીતે સફળ થઈ શકે છે. ચંદ્રકાંત બક્ષી વિખ્યાત કટાર લેખક અને ચિંતક બનવા પાછળ ઈતિહાસનો હાથ છે.

વિશ્વનાં પ્રખ્યાત પત્રકાર વોલ્ટર - બિપ-મેન, ડીડબ્લુ, બ્રોગન, સરઆર્થન, બ્રિયાંટની ખ્યાતિનું એકમાત્ર કારણ ઈતિહાસનું જ્ઞાન હતું. આજે આમ તો ભારતની બધી યુનિવર્સિટીની અંદર ઈતિહાસનાં શિક્ષણની વ્યવસ્થા છે. પરંતુ તે યુનિવર્સિટીઓની અંદર જે અભ્યાસક્રમ ભણાવવામાં આવે છે, તેને ઉચિત સ્થાન મળ્યુ નથી. ૨૦૦૨ થી સમગ્ર ભારતમાં યુ.જી.સી. એ. અભ્યાસક્રમ બદલવાનાં આદેશ કર્યા છે, તેમાં કોઈક સંતોષકારક અભ્યાસક્રમો આવશે એવી આશા રાખીએ.

ઈતિહાસની અધ્યાપન પદ્ધતિઓ પણ બરાબર નથી. તેથી પણ ઈતિહાસ પ્રત્યેનો વિદ્યાર્થીઓનો દૃષ્ટિકોણ બદલી ગયો હોય એવું દેખાય છે. જે ૧૯મી સદીમાં ઈતિહાસનો વ્યાપ ખૂબ જ વધ્યો અને ઈતિહાસનું સ્થાન વધુને વધુ મહત્ત્વનું બનતું ગયું છે. તેમાં ભારતમાં હજુ ઈતિહાસનાં સ્થાનને ઉચ્ચકક્ષાએ લઈ જવાની જરૂરત છે. જો કે ભારતમાં ડો. ભાંડારકર, જદુનાથ સરકાર, રમેશચંદ્ર મજુમદાર, સરદેસાઈ, રોમિલા થાપર, ડો. હરિપ્રસાદ શાસ્ત્રી જેવા ઈતિહાસકારોનાં પ્રયત્નોને હિસાબે ઈતિહાસનો વ્યાપ ફેલાયો અને ઈતિહાસને કંઈક અંશે ન્યાય મળ્યો છે.

ઈતિહાસ જો ચોકકસ કૌશલ્યો થી ભણાવાય તો વિદ્યાર્થીઓ માટે તે એક કલ્પના વગરની વાર્તા બની જાય એ ઈતિહાસને કલ્પના વગરની વાર્તાનાં સ્વરૂપમાં રજૂ કરવાની આવડત ખૂબ જ વાંચન, ચિંતન અને સારી વકતૃત્વ શૈલી અને સારી યાદશકિતથી જ કેળવી શકાય ખાસ કરીને માધ્યમિક

શાળાઓમાં વિદ્યાર્થીઓને આ ઢબથી ઈતિહાસ ભણાવ્યો હોય તો તે વિદ્યાર્થી ઈતિહાસમાં રસ લેતો થાય અને તે આગળનાં ભવિષ્યમાં ઈતિહાસને મડદાનો વિષય ન કહે કે ઈસવીસન ગોખવાનો વિષય ન કહે અને કોલેજમાં ઈતિહાસનું અધ્યયન કરી સમાજને એક સારા નાગરિક તરીકેની ભેટ ધરે છે. એટલે કે ઈતિહાસનું સાચા અર્થમાં શિક્ષણ આપવું એ એક દેશભકત તૈયાર કરવા જેટલુ અને ચારધામ યાત્રા કે ઝમઝમ, કાબાની યાત્રા કરવા જેટલું પુણ્યનું કાર્ય છે.

આજે સૌરાષ્ટ્રમાં સૌરાષ્ટ્ર યુનિવર્સિટીની લગભગ ૧૫૦ જેટલી કોલેજોમાંથી ઈતિહાસ વિષય મુખ્ય વિષય તરીકે નીચેની કોલેજોમાં જ શીખવાય છે.

(૧) બહાઉદ્દીન આર્ટસ કોલેજ, જૂનાગઢ.
(૨) ધર્મેન્દ્રસિંહજી આર્ટસ કોલેજ, રાજકોટ.
(૩) માતુશ્રી વિરબાઈમાં મહિલા કોલેજ, રાજકોટ.
(૪) એમ. પી. શાહ આર્ટસ કોલેજ, સુરેન્દ્રનગર.
(૫) ડી.કે.વી. આર્ટસ કોલેજ, જામનગર.
(૬)મહારાજા ભગવતસિંહજી કોલેજ, ગોંડલ.
(૭) ડો. સુભાષ મહિલા આર્ટસ કોમર્સ કોલેજ, જૂનાગઢ.
(૮) જે. એસ. પરમાર આર્ટસ કોલેજ, કોડીનાર.
(૯) વીર ભગતસિંહ આર્ટસ કોમર્સ કોલેજ, મેંદરડા.

જ્યારે ગૌણ વિષય તરીકે ઈતિહાસ નીચેની કોલેજોમાં શીખવવામાં આવે છે.

(૧) કણસાગરા મહિલા કોલેજ - રાજકોટ.
(૨) યોગીજી મહારાજ આર્ટસ કોલેજ - રાજકોટ.
(૩) શ્રીમતી મીનાબેન કુંડલિયા મહિલા કોલેજ - રાજકોટ.
(૪)શ્રીમતી મીનાબેન કુંડલિયા આર્ટસ એન્ડ કોમર્સ કોલેજ-રાજકોટ.
(૫) આર. આર. પટેલ મહિલા કોલેજ - રાજકોટ.
(૬) કે. ઓ. શાહ મ્યુની આર્ટસ કોલેજ - ધોરાજી.
(૭) કાલાવાડ આર્ટસ કોમર્સ કોલેજ - કાલાવાડ.
(૮) ગુરૂકુળ મહિલા કોલેજ - પોરબંદર.
(૯) વાંકાનેર કોલેજ - વાંકાનેર.
(૧૦) બાબરા કોલેજ - બાબરા.
(૧૧) થાનગઢ કોલેજ- થાનગઢ.

આ બધી કોલેજનાં વિદ્યાર્થીઓનો હિસાબ માંડતા



આપને જરૂર ખ્યાલ આવે કે લગભગ મુખ્ય વિષયમાં ૨૫ થી ૩૦ સુધીની સંખ્યા હોવાની એ બધી કોલેજોનાં મળીને કુલ ૩૦૦ વિદ્યાર્થી જ સમગ્ર યુનિવર્સિટીમાં ઈતિહાસનું શિક્ષણ મેળવે છે.

જયારે એ ઈતિહાસનાં પ્રમાણમાં ગુજરાતી, સમાજશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, હિંદી, લગભગ મોટાભાગની કોલેજમાં મુખ્ય વિષય તરીકે શીખવાતા હોય છે. તેથી દર વર્ષે ૧૫૦ × ૩૦ = ૪૫૦૦ વિદ્યાર્થીઓ દર વર્ષે બહાર પડતા હોય છે. જયારે એનાં પ્રમાણમાં ઈતિહાસ વિષયમાં માત્ર ૩૦૦ વિદ્યાર્થી જ બહાર પડે છે. જો આ હિસાબ કરીને પણ વિદ્યાર્થી ઈતિહાસ વિષયને પસંદ કરે તો તે હજારો વિદ્યાર્થી સાથે હરિફાઈ કરવાને બદલે માત્ર ૩૦૦ વિદ્યાર્થીઓ સાથે જ હરિફાઈ કરશે અને પોતે સારૂ સ્થાન ચોકકસ મેળવી શકે તેવી શકયતાઓ દેખાય છે.

એટલે કોઈપણ વિષય પસંદ કરતાં પહેલા આપણે તેની અગત્યતા, તેમાંથી મળતાં લાભો નોકરીની તકો વગેરે જાણવું જોઈએ. આજે શેની વધુ માંગ છે અને કયા વિષયનાં કેટલા અત્યારે બેકારો છે. તે જોઈ વિચારી વિષય પસંદ કરી આગળ ચાલવું જોઈએ. આ બધી જ કસોટીમાંથી મને તો વિનયન વિભાગમાં ઈતિહાસ અંગ્રેજી વિષય પછી બીજુ સ્થાન લેનારો વિષય જણાયો છે. વળી સૌથી મોટો ફાયદો તો એ થવાનો છે કે ઈતિહાસનું અધ્યયન કરનારો પછી પૂર્ણ માનવ બની દુનિયા આખીનાં જ્ઞાનને ખીસ્સામાં ભરીને નીકળશે. વળી સમાજમાં પણ ડગલેને પગલે ઈતિહાસનું જ્ઞાન તેને ઉપયોગી નીવડે છે. આમ આખા સમાજને ઈતિહાસનાં વિદ્યાર્થીનો લાભ મળે છે.

# (૧૧) ઈતિહાસનાં સાધનો અને સ્ત્રોત

ઈતિહાસનાં સાધનોની બાબતમાં આપણે છેલ્લા ૫૦ વર્ષથી ખૂબ જ સમૃદ્ધ બની ગયા છીએ. દિનપ્રતિદિન નવા નવા પુસ્તકો અહેવાલો પ્રગટ થતાં જ રહે છે. જે કાંઇ સમસ્યાઓ, આંટીઘૂંટીઓ હતી તે ધીરેધીરે ઉકેલાતી જાય છે. અખિલ ભારતીય ઈતિહાસ પરિષદ, સ્થાનિક કક્ષાની ઈતિહાસ પરિષદો, યુનિવર્સિટીના ભવનોમાં થતાં સંશોધનો, ઈતિહાસનાં મેગેઝિનોમાં પ્રગટ થતાં લેખો અને દફતરભંડારોમાં જે કાચી સામગ્રી પડી છે. તેમાંથી તૈયાર થતાં નવા સંશોધનો બહાર આવતા જ જાય છે.

આજે વિજ્ઞાને એટલી પ્રગતિ કરી છે કે ઘણીખરી અગ્રગણ્ય લાઈબ્રેરીઓ કોમ્પ્યુટરાઈઝડ કરવામાં આવી છે. તેથી સ્વીચ દબાવતા જ તુરત જ આપણને જોઈતું પુસ્તક મળી રહે છે. અરે ! ઈન્ટરનેટ ઉપર દુનિયાના કોઈપણ ખૂણામાંથી જે સાધન સામગ્રી જોઈતી હોય તે તુરત જ ઘરેબેઠાં મેળવી શકાય.ઈતિહાસનાં સાધનોનાં બે પ્રકાર પાડવામાં આવે છે. (૧) સાહિત્યિક (૨) પુરાવશેષીય જે દરેક સાધનોનું અહીં મુદ્દાવાર વિવેચન કરવામાં આવશે.

પ્રસિદ્ધ ટીકાકાર મલ્લિનાથ નામના વિદ્વાને કહ્યું છે કે ''ના મૂલમ લિખ્યંતે કિંચિત'' એટલે કે આધાર વગર કશું લખવું નહીં એટલે કે જો કોઈ સાધન મળે તો જ તેના ઉપરથી ઈતિહાસનું પુર્નવિધાન કરી શકાય ઈતિહાસનાં આ સાધનો એટલે ભૂતકાળનાં અવશેષો, લિખિત નોંધો વગેરે વગેરે તેમાં આવે છે. આ સાધનોની ઉપયોગિતા જુદા જુદા કાળ માટે જુદી જુદી રહી છે. પ્રાચીનકાળ માટે અભિલેખો ખૂબ જ ઉપયોગી છે. કારણ કે તે સમયનાં ઈતિહાસગ્રંથો ઉપલબ્ધ નથી. જયારે મધ્યયુગનો ઈતિહાસ જાણવા માટે મોટાભાગે મુસ્લિમગ્રંથો તવારીખોનો સહારો લેવો પડે છે. પુરાવા વગરનો ઈતિહાસ એ પાંગળો ગણાય છે. જે કોઈ આધારપુરાવા વગરનો ઈતિહાસ લખી નાંખે તેની કોઈ કિંમત રહેતી નથી, જે બધું જ લખાણ એકડાં વગરનાં મીંડા જેવુ ગણાય છે.ભારત વિશે પરદેશનાં ઘણા વિદ્વાનોએ અને વિધર્મીઓએ લખ્યું છે કે '' ભારતનાં લોકોને ઈતિહાસની ઈન્દ્રિય નથી'' પરંતુ આ અભિપ્રાય સાચો નથી. હા એટલું ચોકકસ છે કે ચીન કે ગ્રીસનાં ઈતિહાસકારોએ જે અહેવાલો આપ્યા હતા. તેવા પ્રાચીન ભારતનાં વિદ્વાનોએ અહેવાલો આપ્યા નથી. જો કે પ્રાચીન ભારતમાં પુરાણો, મહાકાવ્યો, ઉપનિષદો વગેરે વગેરે સાહિત્ય રચાયું જ હતું. આવા બધા સાધનોનો જો સુક્ષ્મ રીતે અભ્યાસ કરવામાં આવે તો તેમાં સંગ્રહીત થયેલાં જ્ઞાનને આધારે આપણે એટલું ચોકકસ કહી શકીએ કે પ્રાચીન



ભારતનાં લોકો માટે જે કહે છે કે તેઓ ઈતિહાસની ઈન્દ્રિય ધરાવતા નથી. તે વાત બરાબર બંધબેસતી જણાતી નથી.

હ્યુએન સાંગે લખ્યુ છે કે ''ઘટનાઓનાં રેકર્ડ માટે પ્રત્યેક પ્રદેશમાં તેને લખાણમાં સાચવવા માટે એક અધિકારી હોય છે. પૂર્ણરૂપમાં સચવાયેલી આ ઘટનાઓની રેકર્ડને ની-લો-પી-ચ-અ (નીલપીટ) કહે છે. આ રેકર્ડોમાં આફતો અને ખુદ કિસ્મતી બનાવો સહિત સારી અને માઠી ઘટનાઓનાં કથનો કરેલા છે.''પાંચમી સદીમાં ભારત આવેલા હ્યુએનસાંગનો પુરાવો પણ શું એમ નથી બતાવતો કે ભારતનાં લોકોમાં ઈતિહાસની ઘટનાઓને નોંધી રાખવાની ટેવ હતી જ.રાજદરબારમાં દફતરો રાખવામાં આવતા તેનો એક સબળ પુરાવો રૂદ્રદામનનાં ગિરનારનાં શૈલલેખમાં મળે છે, એમા એક ક્ષત્રપ રાજા રૂદ્રદામા સુદર્શન તળાવને સમરાવે છે, તે વિગતો છે.

જૈન સાધુઓ વિજ્ઞપ્તિપત્રો લખતાં જેમાં ચાલુ બનાવોની નોંધ અને વર્ણનો આપતા હતા. જૈનો સ્થવિરાવલીઓ અને ગચ્છોની પટાવલિઓ પણ લખતાં અને સાચવતાં તેમાંથી પણ ઈતિહાસ મળે જ છે. તો આ બધા પુરાવાઓ છે તો પછી પરદેશનાં વિદ્વાનોની એ દલીલ કેમ સ્વીકારી શકાય કે ભારતનાં લોકોને ઈતિહાસને સંગ્રહવાની ખબર નહોતી પડતી.

અરે ! ભારતમાં ૮૦થી વધારે સંવતો, રાજાઓએ ચલાવ્યા છે. એ જ રીતે દ્વાપર, ત્રેતાયુગ, સતયુગ, કલયુગ, એવા યુગો અને સવતો ઈતિહાસની દૃષ્ટિ વિના પડી ગયા હશે ?

ર. છો. પરીખ માનતા કે પ્રાચીનકાળમાં પુરાવૃતને નિરૂપતા ઈતિહાસગ્રંથોનો અભાવ નહીં હોય પણ એ ઈતિહાસ ઉપર થર ચડી ગયા છે. દા. ત. દાસરાજ્ઞ સુકતમાં દશરાજાઓનાં યુદ્ધનું વર્ણન છે. આ ઘટના હકીકત તરીકે આધુનિક સંશોધકોએ પણ સ્વીકારી છે.હવે આપણે અહીં આધાર સાધનોનાં પ્રકારોમાંના સાહિત્યિક સાધનોની પ્રથમ ચર્ચા કરીશું.

**ગુજરાતી સાધનો** :– ગુજરાતી ભાષામાં પણ ઘણું બધું ઐતિહાસિક સાહિત્ય રચાયું છે. જેને આપણે ઈતિહાસનાં આધાર સાધન તરીકે ઉપયોગ કરી શકીએ જેમાં ઘણા અંગ્રેજી પુસ્તકોનાં અનુવાદો થઈને ગુજરાતી ભાષામાં ઉપલબ્ધ બન્યા છે. જેમાં (૧) ઝાલાવંશ વારિધિ - રાજકવિ નથુરામ શુકલ ઈ.સ. ૧૯૧૭/૧૮ (૨) ગોંડલનો ઈતિહાસ, જીવરામ કાળીદાસ શાસ્ત્રી ઈ.સ. ૧૯૨૭ (૩) યદુવંશ પ્રકાશ, માવદાનજી રત્નુ ઈ.સ. ૧૯૩૪, કાલાવાડ (૪) મકરધ્વજવંશી, મહીપમાળા , પાઠક જગજીવનરામ ઈ.સ. ૧૯૧૨ (૫) ભારત રાજમંડળ - અમૃતલાલ શાહ, ૧૯૦૨ ડાકોર (૬) ગુજરાત રાજસ્થાન,

પંડ્યા કાળીદાસ દેવશંકર (૭) કચ્છદેશનો ઈતિહાસ, દ્વિવેદી આત્મારામ કેશવજી ઈ.સ. ૧૮૭૬ (૮) સૌરાષ્ટ્ર દેશનો ઈતિહાસ, ભગવાનલાલ સંપતરામ વગેરે વગેરે સૌરાષ્ટ્રનાં રાજવંશો ના ઈતિહાસ માટે અગત્યના છે.

આ સિવાય શહેરો ઉપર અને જ્ઞાતિઓ ઉપર પણ પુસ્તકો લખાયા છે. આ સિવાય વર્તમાનપત્રો અને સામયિકો પણ આધાર સાધન તરીકે ઘણા બધા ઉપયોગી છે. જેવા કે (૧) શ્રી મુંબઈ સમાચાર (૨) જામે જમશેદ (૩) રાસ્ત ગોફતાર (૪) સ્ત્રીબોધ (૫) વરતમાન (૬) બુદ્ધિપ્રકાશ (૭) અમદાવાદ સમાચાર (૮) ખેડા વર્તમાન (૯) સત્યોદય (૧૦) દાંડિયો (૧૧) ગુજરાત મિત્ર (૧૨) દેશી મિત્ર (૧૩) સૌરાષ્ટ્ર દર્પણ (૧૪) કાઠિયાવાડ સમાચાર (૧૫) વિજ્ઞાન વિલાસ (૧૬) કાઠિયાવાડ ટાઈમ્સ (૧૭) બેઘડી મોજ (૧૮) સયાજી વિજય વગેરે વગેરે છે.આ સિવાય દરેક રાજયનાં ગેઝેટ પ્રસિદ્ધ થતાં જે પણ એક ઈતિહાસનાં સાધન તરીકે ખૂબ જ અગત્યતા ધરાવે છે. જેવા કે (૧) દસ્તુરલ અમલ સરકાર, જૂનાગઢ.

**અંગ્રેજી સાધનો :–** આજે તો હવે ઝડપી અને કોમ્પ્યુટર યુગમાં હવે તો પ્રાદેશિક ભાષામાં પણ ઈતિહાસનાં સંદર્ભગ્રંથો, સાધનો મળવા લાગ્યા છે. પરંતુ અમુક બાબતોની વિગતો આપણને અંગ્રેજી ગ્રંથો સિવાય મળે તેમ નથી. જો કે આજે થોડાક અંગ્રેજી પુસ્તકોનાં અનુવાદો થયા પણ હજુ આ નીચેનાં અહેવાલો તો મોટાભાગે અંગ્રેજીમાં જ મળે છે. તે ઈતિહાસનાં સંશોધન કરનારે જોવા આવશ્યક થઈ પડે છે.

(૧) ગેઝેટિયર ઓફ ધ બોમ્બે પ્રેસિડન્સી. (૨) જનરલ રિપોર્ટ ઓફ ધ એડમિનિસ્ટ્રેશન ઓફ ધ બોમ્બે પ્રેસિડન્સી. (૩) સિલેકશન ફોર્મ ધ રેકોર્ડ ઓફ ધ ગવર્મેન્ટ ઓફ બોમ્બે. (૪) સર્વે એન્ડ સેટલમેન્ટ રિપોર્ટ. (૫) વસ્તી ગણતરીનાં અહેવાલો (જૂના). (૬) રિપોર્ટ ઓફ ધ કમીટીઝ એન્ડ કમિશન્સ. (૭) બ્રિટીશ પાર્લામેન્ટરી પેપરર્સ. (૮) એડમીનિસ્ટ્રેટીવ રીપોર્ટ. (દરેક રાજયના) (૯) રાજસ્થાનીક કોર્ટનાં રિપોર્ટ.

આ બધા રિપોર્ટ અને અન્ય અલભ્ય અંગ્રેજી પુસ્તકો દિલ્હીનાં રાષ્ટ્રીય અભિલેખાગાર અને મુંબઈમાં આવેલા મહારાષ્ટ્ર રાજય દફતર ભંડાર અને ગુજરાતમાં ગાંધીનગર, રાજકોટ, જૂનાગઢ, જામનગર, પોરબંદર વગેરે વગેરે જગ્યાનાં દફતર ભંડારોમાં સચવાયેલા પડ્યા છે. જેને કોઈપણ સંશોધક પરવાનગી માંગી પોતાના સંશોધનમાં ઉપયોગ કરી શકે છે. તે પરવાનગી એક માસ માટે જે તે કચેરી જ આપે છે અને એક વર્ષ માટે આ દસ્તાવેજો જોવાની પરવાનગી ગાંધીનગર દફતર ભંડાર દ્વારા અપાય છે.



આ સિવાય સરકારી દફતરો, સરકારી ખાતાનાં પત્રવ્યવહારો, અમલદારોનાં અહેવાલો પણ ઈતિહાસ જાણવાનાં એક સાધનરૂપ થઈ પડે છે. અંગ્રેજોએ ''સર્વે એન્ડ સેટલમેન્ટ રિપોર્ટ'' તૈયાર કરાવ્યા હતા, તેમાં જમીનો, પાક, જમીનદારો, પાકની જાત, ભાવતાલ અને લોકોનાં જીવન ધોરણની વાતો પણ નોંધવામાં આવી છે.

ઈ.સ. ૧૮૭૧માં પ્રથમ વસ્તી ગણતરી હાથ ધરવામાં આવી હતી અને પછીથી દર દશ વર્ષે વસ્તી ગણતરી થતી અને તેનાં અહેવાલો બહાર પડતાં હતાં તેમાંથી વસ્તીનાં આંકડા સિવાય ધર્મ, જ્ઞાતિ, કેળવણી, જન્મદર, મૃત્યુદર વગેરેનાં આંકડાઓ જાણવા મળે છે. અંગ્રેજ સરકારે રાજકીય, વહીવટી આર્થિક તથા કેળવણી વિષયક પ્રશ્નો સંબંધી તપાસ કરવા અવારનવાર સમિતિ કે પંચો નીમી તેનાં અહેવાલો બહાર પડતા તે ''રીપોર્ટ ઓફ ધ કમિટીઝ'' તરીકે ઓળખાતા તેમાંથી પણ દુષ્કાળ, જેલ, વહીવટ એન્ડ કમિશન્સ વાહન વ્યવહારનાં સાધનો, સરકારી ખાતાની લાંચ રૂશ્વત અને કેળવણીની સંસ્થાઓની વિગતો મળે છે.

બ્રિટીશ શાસન નીચે મુંબઈ ઈલાકામાં ૧૮ જીલ્લાઓ હતા. તેમાં પાંચ પાંચ જીલ્લા ગુજરાતનાં હતા. (૧) સુરત (૨) ભરૂચ (૩) ખેડા (૪) પંચમહાલ (૫) અમદાવાદ જેમાં અનેક દેશી રજવાડાઓ સામેલ હતા. તેમાં રેવાકાંઠા ડિરેકટરી અને મહિકાંઠા ડિરેકટરી જેવા પુસ્તકો પ્રગટ થયા હતા. જેમાંથી દેશી રજવાડાઓનો ઈતિહાસ વહીવટ, ન્યાય, મહેસૂલની અને અન્ય માહિતી મળે છે. આ સિવાય બોમ્બે ગેઝેટિયર, ગુજરાત ગેઝેટિયર અને કાઠિયાવાડ ગેઝેટિયર વગેરે વગેરે અંગ્રેજી પુસ્તકો બહાર પડયા હતાં તે અગત્યનાં છે.

**અરબી – ફારસી – ઉર્દુ સાધનો :–** શ્રી જદુનાથ સરકાર લખે છે કે ''મુસ્લિમો પાસેથી જે બીજો લાભ થયો તે આ દેશમાં ઐતિહાસિક સાહિત્યનાં પ્રારંભનો છે.'' ભારતમાં ઈસ્લામનો પ્રવેશ થયો પછી તે સુલતાનો અને બાદશાહોએ અરબી, ફારસીમાં ગ્રંથો લખાવવાની શરૂઆત કરી. સિંધનો ઈતિહાસગ્રંથ ''ચચનામાં, મૂળ અરબી ભાષામાં હતો. આઠમા સૈકાની શરૂઆતમાં આરબોની સત્તા સિંધમાં સ્થપાઈ હતી. સિંધનાં બ્રાહ્મણરાજા ચચના પુત્ર દાહિરને આરબોએ આપેલો પરાજય તથા સિંધની તે સમયની પરિસ્થિતિનું આલેખન ચચનામામાં કરેલું છે. તે ગ્રંથ મૂળ અરબીભાષામાં હતો, એ ગ્રંથનો ફારસી અનુવાદ મોહમ્મદ-અલી-કફીએ કર્યો. એ ચચનામાને આધારે ''તારીખુસ સિંધ'' અથવા ''તારીખે મઅસૂમી'' સોળમી સદીમાં મીર - મઅસૂમ બકકરીએ લખ્યું.

હાજી દબીરે લખેલો ગુજરાતનો ઈતિહાસ''ઝફરૂલવાલીહ-બ-વ-આલીહ પણ અરબીમાં જ રચાયો હતો.

મહમદ ગઝનીના સેક્રેટરી અલ ઉત્બીએ ''કિતાબુલ યામીની'' લખ્યું તેમાં મહંમદની હિંદ ચડાઈને તેનાં કૂળની વિગતો મળે છે. રશીદુદીને જામી-ઉત-તવારીખ લખ્યુ તેમાં પૃથ્વીરાજ ચૌહાણ અને શહાબુદીન ઘોરીનો ઈતિહાસ જાણવા મળે છે.

હસન નિઝામીનાં ''તાજુલ - મઆસિર'' માં શહાબુદીન ઘોરીની ચડાઈ, કુતુબુદીન ઐબકનાં જીવન વિશેની વિગતો મળે છે. મિન્હાજુસ સિરાજે ''તબકાતે નાસિરી'' લખ્યું તે હોદ્દો ધરાવતો ત્યારનો અમીર હતો અને ઘણી ઘટનાઓનો સાક્ષી હતો, તેણે જગતનાં સર્જનથી માંડી ઇ.સ. ૧૨૬૦ સુધીનો ઈતિહાસ આપ્યો છે.

અમીર ખુશરોએ ''ખઝાઈનુલ ફુતુહ'' રચ્યું તેમાં ઇ.સ. ૧૨૯૬ થી ૧૩૧૧ સુધીનો ઈતિહાસ મળે છે, તેમાં ખાસ કરીને અલ્લાઉદ્દીન ખીલજીનો ઈતિહાસ મળે છે.

ઝિયાઉદ્દીન બર્નીએ ''તારીખે ફિરોજશાહી'' રચી જેમાં બલ્બનનાં રાજ્યારોહણથી શરૂ કરીને ફિરોજતઘલકનાં શરૂઆતનાં ૬ વર્ષ સુધીનો ઈતિહાસ તેમાં આપ્યો છે. તેમાં અલ્લાઉદ્દીન ખીલજીની આર્થિક નીતિ અને મહમદ તઘલકની યોજનાની સારી એવી વિગતો મળે છે. શમ્સે સિરાજ અફીફે પણ ''તારીખે ફિરોજશાહી'' લખ્યું છે.

આ સિવાય સીરતે, ફિરોજશાહી ફુતુહાતે ફિરોજશાહી અને ઈસામીએ ફુતહુસ સલાતીન રચ્યું. મુલ્ફુઝાતે તિમુરી, તારીખે મુબારકશાહી, તારીખે મુશ્તાકી, તારીખે સલાતીને અફઘાની રચાયા. તેમાંથી પણ જે તે કાળનો ઈતિહાસ મળે છે. મોગલયુગનાં સાહિત્યક સાધનોમાં બાબરનું બાબરનામા, ગુલબદન બેગમનું હુમાયુનામા, અબ્બાસ ખાન શેરવાનીનું તારીખે શેરશાહી, અબુલ ફજલનું અકબર નામા અને આઈને અકબરી, નિઝામુદીન અહમદ બક્ષીનું તબકાતએ અકબરી, મુલ્લા અબ્દુલ કાદિર બદાયુનીનું મુન્તખાબ-ઉત-તવારીખ, જહાંગીરનું તુઝુકે જહાંગીરી, મુહમ્મદ અમીન કઝવીનીનું પાદશાહનામા, અબ્દુલ હમીદ, લાહોરીનું બાદશાહ નામા, મુહમ્મદ સાદીકખાનું શાહજહાં નામા, મુહમ્મદ કાઝીમનું આલમગીરનામા, મુહમ્મદ માસુમનું ફુતુહાત-એ-આલમગીરી, સમ્રાટ ઔરંગઝેબનું રૂકવાત-એ-આલમગીરી, ખાફીખાનું મુન્તખબ-ઉલ- લુબાબ દાનીશમંદખાનું તારીખે શાહઆલમ, બહાદૂરશાહી, મુહમ્મદ કાસિમનું ઈબરતનામા વગેરે વગેરે ઉર્દુ, ફારસી, તુર્કીમાં ગ્રંથો પ્રકાશિત થયા હતા, તે આપણી જરૂરીયાત મુજબ જોવા જોઇએ.

ઉપરનાં આ બધા પુસ્તકો જોવા માટે "The History of India



as told by its Historians" Vol-1-8 Elliott and Dawson" ના ગ્રંથો જોવા જોઇએ. જેમાં તેમણે આ ઉર્દુ ફારસી પુસ્તકોનો અનુવાદ કરાવેલ છે. આ અનુવાદમાં જે ભૂલો રહી ગઇ તેના ઉપર પ્રો. હોડીવાલાએ ''સ્ટડીઝ ઈન્ડો મુસ્લિમ હિસ્ટ્રી'' નામનું પુસ્તક લખી[૧] તેના ઉપર સુંદર ચર્ચા કરી છે, તે જોવું જોઇએ.

**જૈન ગ્રંથો :–** ગુજરાતનું એ સૌભાગ્ય છે કે ગુજરાતનો ઈતિહાસ જાણવાના ઘણા બધા સાધનો જુદા જુદા પ્રકાર અને જુદી જુદી ભાષાના અને જુદા જુદા ધર્મનાં લોકોએ રચેલા મળે છે. ગુજરાતમાં જુદા જુદા સ્થળે જૂના જૈન ગ્રંથ ભંડારો હતા. તેમાં જૈન તેમજ અન્ય સાહિત્યનાં ગ્રંથોની તાડપત્ર ઉપર અને કાગળ ઉપર હસ્તલિખિત પ્રતિઓ હજારોની સંખ્યામાં મોજુદ છે. અમદાવાદ, ખંભાત, પાટણ વગેરે વગેરે સ્થળે આવા ગ્રંથ ભંડારો હતા. હવે તો ત્યાં બધેથી આ ગ્રંથો મેળવી નવા નવા હસ્તલિખિત ગ્રંથભંડારો પણ ઉભા થવા માંડ્યા છે. અમદાવાદમાં જૂના ગ્રંથ ભંડારો ઉપરાંત એકાદ સૈકા જૂના ગુજરાત વિદ્યાસભામાં સંગ્રહાલયમાં અને નવા સ્થાપિત લાલભાઈ દલપતભાઈ ભારતીય વિદ્યા સંગ્રહાલયમાં છે.સી.ડી. દલાલે જેસલમેરની પ્રતોનું કેટલોગ અને મુનિશ્રી પુણ્ય વિજયજીએ ખંભાતના શાંતિનાથ જૈન ભંડારનું તાડપત્રી ગ્રંથોનું કેટલોગ તૈયાર કરેલ છે. તે જોઈ જવાથી સંશોધકોને ખૂબ જ મદદરૂપ સાધન તરત મળી જાય છે.આ જૈન ગ્રંથ ભંડારોનાં સાહિત્યમાંથી ઈતિહાસની ઘણી ખૂટતી કડીઓ અને વિગતો મળે છે. ખાસ કરીને તે સમયની રાજકીય, ધાર્મિક, સામાજિક, આર્થિક પરિસ્થિતિની પણ વિગતો મળે છે. અન્ય લેખકોએ લખેલા ઈતિહાસને જૈન ગ્રંથોનાં ઈતિહાસ સાથે સરખાવીને તેની વિશ્વસનિયતા સાબિત કરી શકાય. જૈનોએ ખૂબ જ મહેનત કરી ગ્રંથો લખ્યા હતા. તેમાં ઘણી ખરી મહત્ત્વની વિગતોને તેમણે આવરી લીધી હતી.જૈન સાધુઓ વિજ્ઞપ્તિપત્રો લખતાં જેમાં ચાલુ બનાવોની નોંધ અને વર્ણનો આપતા હતા. જૈનો સ્થવિરાવલીઓ અને ગચ્છોની પરાવલીઓ પણ લખતાં અને તે સાચવતા હતાં.

આ રીતે જૈન સાહિત્ય આપણા સામાજિક ઈતિહાસ માટે ઉપયોગી છે, તેમાં જૈન આગમ સર્વોપરી છે. તેમાં સાધારણ રીતે ૧૨ અંગ, ૧૨ ઉપાંગ, ૧૦ પ્રકિર્ણ, ૬ છેદસૂત્ર, નંદિસૂત્ર, અનુયોગ દ્વાર અને મૂળસુત્ર પરિગણિત હોય છે. સાથેસાથે જૈનગ્રંથોની ટીકાઓ પણ ખૂબ જ ઉપયોગી છે.

**બૌધગ્રંથો :–** બૌદ્ધધર્મનાં સિદ્ધાંતો ત્રિપિટક (વિનય પિટક, સુતપિટક અને અભિધમ્મપિટકા) માં સંગ્રહિત છે. તે ત્રાણેયમાં બૌદ્ધસંઘના નિયમો, ધાર્મિક સિદ્ધાતોનું વિવેચન છે. સાથેસાથે સામાજિક ઈતિહાસ, ખેડૂતો,

૧. ખાચર પ્રદ્યુમ્ન ભ. ''સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કોલેજ ''જૂનાગઢ-ઈ.૨૦૦૨, પૃષ્ઠ-૬૯.

વેપારીઓ, શિલ્પીઓની માહિતી આપે છે. આ સિવાય સામાજિક વ્યવસ્થા જાણવા માટે બૌદ્ધજાતકો વધુ ઉપયોગી છે.

**સંસ્કૃત પ્રાકૃતગ્રંથો :–** સંસ્કૃત પ્રાકૃતગ્રંથોમાંથી પણ ઈતિહાસ જાણવા મળે છે. આ ગ્રંથોમાંથી ત્યારની રાજકીય પરિસ્થિતિ, સમાજ વ્યવસ્થા, રીતરિવાજો, ધર્મની સ્થિતિ, અંધશ્રદ્ધા, પોશાક, ખોરાક વગેરે વગેરેની વિગતો જાણવા માટે ખાસ અગત્યના છે. જેવા કે (૧) અરિસિંહ, સુકૃત સંકીર્તન (૨) ઈન્દ્રસિંહ, વિમલચરિત્ર (૩) ચારિત્ર સુંદરગણિ, કુમારપાલ ચરિત્ર (૪) જિનહર્ષ, વસ્તુપાલ ચરિત (૫) દંડી, દશકુમાર ચરિત (૬) ધનેશ્વર સૂરિ, શંત્રુજય મહાત્મય (૭) બિલ્હણ, વિક્રમાંક દેવ ચરિત (૮) બાણભટ્ટ , હર્ષચરિત (૯) માઘ, શિશુપાલ વધ (૧૦) મેરૂતુંગાચાર્ય, પ્રબંધ ચિંતામણી (૧૧) યશપાલ, મોહપરાજય (૧૨) રત્ન મંદિર ગણિ, ભોજપ્રબંધ (૧૩) લાવણ્ય સમય, વિમલ પ્રબંધ (૧૪) સર્વાનંદ સૂરિ, જગડુ ચરિત્ર (૧૫) સોમેશ્વર, કીર્તિ કૌમુદી (૧૬) હેમચંદ્રાચાર્ય, દ્વ્યાશય (૧૭) રામેશ્વર, સુરથોત્સવ. વગેરે વગેરે ગ્રંથો પ્રાચીનકાળનો ઈતિહાસ જાણવા માટે અગત્યના છે.

**પરદેશી મુસાફરોનાં અહેવાલો :–** ભારતમાં પ્રાચીનકાળથી વિદેશીયાત્રીઓ આવતા રહ્યા છે જેનાં વૃતાંતોમાંથી આપણને લોકજીવનની ઝાંખી સાથે સાથે રાજકીય ઈતિહાસ પણ જોવા મળે છે.

જો કે અહેવાલો પૂરેપૂરા શ્રદ્ધેય નથી, એ જ રીતે થોડા અતિશયોકતિપૂર્ણ પણ છે. અલબેરૂની જેવા તટસ્થ યાત્રિઓના પણ વૃતાંતો અપવાદરૂપ છે. જેનો આપણે ઈતિહાસ આલેખનમાં , અવશ્ય ઉપયોગ કરવો જોઈએ. તો ત્યારની સમકાલીન પરિસ્થિતિનો ખ્યાલ આવે આ માટે મેગેસ્થનિસ, એરિયન, પ્લુટાર્ક, સ્ટ્રેબો, પેરિપ્લસ, ટોલેમી, હ્યુએનસાંગ, ઈત્સિંગ, ફાહિયાન, અલઈદ્રીસી, ઈબ્ન હોકલ, અલબેરૂની[૧], માર્કોપોલો, નિકોલો-દ-કોન્ટી, અબ્દુલ રઝાક, લ્યુડોવિકો -દ-વર્થેમા, બારબોસા, ડોમિનગોસપાયસ, મોન્સરેટ,રાલ્ફ ફિચ, વિલિયમ હોકિન્સ, સરટોમસરો, ડેલાવાલે, પિટર મુંડી, બર્નિયર, ટેવર્નિયર, થેવનોટ, મનુચી, વગેરે વગેરે પ્રાચીનકાળથી છે ક ૧૯મી સદી જુદા જુદા આ વિદેશીયાત્રીઓ ભારતમાં આવતા રહ્યા હતા. તેમણે પોતાનાં પ્રવાસ વર્ણનનાં દળદાર ગ્રંથો લખ્યા છે જો કે તેમાંથી ઘણાં ખરા અંગ્રેજીમાં છે. એકાદ બેનાં ગુજરાતી અનુવાદો થયા છે. દા. ત.'' બર્નિયરનો પ્રવાસ'' અનુવાદક મણિલાલ છબારામ ભટ્ટ

**પુરાવસ્તુકીય સાધનો :–** પુરાતત્ત્વીય સાધન સામગ્રીનો

૧. પ્રાચીન ભારતનાં વિદેશીયાત્રીઓ માટે જૂઓ એ નામનું મારું પુસ્તક.



ઈતિહાસ લેખનમાં ઉપયોગ કરીને ઘણી બધી લાંબા સમયથી ચાલી આવતી માન્યતાઓને બદલી શકાય છે અને લોકો સમક્ષ સાચી હકીકત રજૂ થાય છે. જયાં જયાં લિખિત સાધનો આપણને મળતા નથી કે બહુ ઓછા મળે છે, ત્યાં પુરાવસ્તુકીય સાધન સામગ્રીને આધારે જ ઈતિહાસ રચાય છે. તેથી આ સાધનની ખૂબ જ અગત્યતા છે. જેમાં કોઈ બનાવટ થવાની શકયતા પણ નહીવંત હોય છે.

**અભિલેખો :–** અભિલેખોએ ઈતિહાસ માટે એક અગત્યનું સાધન છે. અશોક કાલિન ભારતની સામાજિક અવસ્થાનું તે સમયનાં શિલાલેખોમાંથી પ્રતિબિંબ જીલી શકાય. ખારવેલનો હાથીગુફાનો અભિલેખ પ્રાચીન રાજવંશીય શિક્ષા તરફ સંકેત કરે છે. ભાગભદ્રકાલીન વિદિશાનો ગરૂડ સ્તંભ વિદેશીઓનાં ભારતીય કરણની સૂચના દે છે. સાતવાહન રાજાઓનાં અભિલેખો તે સમયનાં ભારતની સામાજિક, આર્થિક અને ધાર્મિક સ્થિતિ પર ઘણો પ્રકાશ પાડે છે.

હિંદુનાં મુસ્લિમ અભિલેખો, અરબી ફારસી અને ઉર્દુ ભાષાઓમાં છે. કુવ્વતુલ ઈસ્લામ મસ્જિદનો ફારસી ભાષા અને નસ્ખલિપિમાં લખાયેલો અભિલેખ હિંદનાં મુસ્લિમ અભિલેખોમાં સૌથી જૂનો ગણાય છે. મુસ્લિમ કાળનાં ૬૦૦ જેટલાં અભિલેખો ''એપિગ્રાફીયા- ઈન્ડો-મોસ્લેમિકામાં'' પ્રકાશિત કરવામાં આવ્યા છે. તે મુસ્લિમ કાળનો ઈતિહાસ જાણવા માટે અવશ્ય જોવા જ જોઈએ. આ સિવાય ડો. શંભુપ્રસાદ દેશાઈનું ''અરેબિક એન્ડ પર્શિયન ઈન્સસ્ક્રીપ્શન ઓફ સૌરાષ્ટ્ર'' પણ અગત્યનું છે.

અભિલેખોની મદદથી રાજયનો વિસ્તાર અને રાજાઓની વંશાવળીઓ તથા તે સમયને રાજકીય, સામાજિક, ધાર્મિક, ઈતિહાસ જાણી શકાય છે. ગુજરાતનાં ઈતિહાસ માટેની ઘણી બધી બાબતો જાણવા અભિલેખો ઉપયોગી થઈ પડે તેવા છે. તે માટે સંશોધકો ગુજરાતનાં ઐતિહાસિક લેખો ભાગ -૧-૨-૩-૪-૫ શ્રી ગિરજાશંકર વલ્લભજી આચાર્ય, ડો.હરિપ્રસાદ શાસ્ત્રીનાં ફાર્બસ સભા મુંબઈએ પ્રગટ કરેલા પુસ્તકો જોવા જોઈએ. આ સિવાય ઈન્સ્ક્રીપ્શન ઓફ કાઠિયાવાડ, ડિસ્કળકરનું અને ભાવનગર પ્રાચીન શોધ સંગ્રહ, ગગા ઓઝાનાં ગ્રંથમાં પણ આવા લેખો સંગ્રહિત થયા છે. તે જોઈ તેના દ્વારા તેમનું સંશોધન પ્રથમ કક્ષાનાં સાધનનો ઉપયોગ કરેલ અને પ્રમાણભૂત ગણાશે.

**સિક્કાઓ :–** સિક્કો પણ ઈતિહાસનું એક અગત્યનું સાધન છે. સિક્કાઓ ઉપરથી રાજકીય, આર્થિક, સામાજિક સાંસ્કૃતિક, પરિસ્થિતિનો ખ્યાલ મેળવી શકાય છે. દા.ત. મુસ્લિમોનાં સિક્કા ઉપર કલમો કોતરવામાં આવતો અને હિજરીસન છાપતા હતા. મહમદ ગઝનવીના સિક્કા પર કલમાનો સંસ્કૃત અનુવાદ કોતરેલો છે, જે ભારતીય પ્રભાવની અસર બતાવે છે. અલ્લાઉદ્દીન ખીલજીના સિક્કા ઉપરના લખાણો એણે મેળવેલા વિજયનાં પુરાવારૂપ છે. ''દિને ઈલાહી''

નામનાં નવાધર્મનો પુરાવો અકબરનાં સિક્કાઓ પુરો પાડે છે.

અમુક સિક્કા ઉપરથી રાજયારોહણની સાલ, રાજયનો વિસ્તાર, પડોશી રાજાઓ અને ધર્મનાં વડા સાથેનાં સંબંધો અંગે પ્રમાણભૂત માહિતી મળે છે. સોનારૂપાના તાંબાના અને અન્ય ધાતુનાં સિક્કા કયારે કયારે બહાર પડયા અને પાછા ખેંચાયા તે જે તે સમયની આર્થિક પરિસ્થિતિનો ખ્યાલ આપે છે. પેશવાકાળનાં સિક્કા ઉપર શ્રી ગણપતિ લખેલું જોવા મળે છે. તે મરાઠાની ગણેશ ભકિતને સૂચવે છે. શીખોનાં સિક્કામાં ફારસીમાં ગુરૂ ગોવિંદસિંહ લખેલું છે. જે શીખોનું ધર્મગુરૂ પ્રત્યેનું વળગણ બતાવે છે. રણજીત સિંહનાં સિક્કા ઉપર ગુરૂમુખી અને ફારસી બનેં લિપિ છે. જે તે સમયની થોડી ઈસ્લામની અસરમાંથી બહાર નીકળ્યાનું બતાવે છે. અંગ્રેજોનાં સિક્કાઓમાંથી તેમનાં રાજાઓ એડવર્ડ અને જર્યોજનાં ચિત્રો જોવા મળે છે.

**શિલ્પાકૃતિઓ :–** હિન્દુસ્તાન એ તો કલાનાં સંગ્રહસ્થાન રૂપદેશ છે. આ દેશમાં છે ક ગુપ્તકાળથી માંડીને અર્વાચીન કાળ સુધીની મુસ્લિમ અને હિંદુકાળની અનેક શિલ્પાકૃતિઓ એ શિલ્પકળા બૌદ્ધસ્તુપો, વિહારો, મંદિરો, વાવો, મસ્જિદો, મકબરાઓ કિલ્લાઓમાં જોવા મળે છે. ખાસ કરીને આ શિલ્પકળા ઉપરથી જે તે સમયનાં સામાજિક ઈતિહાસ ઉપર એટલે કે પોશાક વિશેની સારી એવી વિગતો મેળવી શકાય છે. દા. ત. સાંચી અને ભારહૂતના સ્તુપની કોતરણી ઉપરથી વેશભૂષા ઉપર ઘણુંબધું લખાયું છે.

શિલ્પાકૃતિ શેની બનેલી છે, તેનો ચહેરો, મોહરો, આંખ, દાઢી, નાક, ખંભા, સાંકડી કમર વગેરે વગેરે ઉપરથી મૂર્તિશાસ્ત્રનાં વિદ્વાનો તેનો સમય નકકી કરી શકે છે. એ સિવાય તેના ઉપર કોનીકોની અસર પડી છે તે પણ કહી આપે. જૈન મૂર્તિઓનાં પરિકરના પાછળનાં ભાગમાં દાતાનું નામ અને કંડારનારનું નામ કોતરવાની પ્રથા હતી. આ બધુ જ આપણે જાણતા હોઈએ તો એને આપણે સંશોધનમાં કે લેખનમાં સામેલ કરી શકીએ છીએ.

**ચિત્રકળા :–** ભારતનાં ઈતિહાસમાં મધ્યકાળ માટે ઘણા બધા ચિત્રો મળે છે.ચિત્રો ઉપરથી ઈતિહાસના અનેકપાસા ઉપર પ્રકાશ ફેંકી શકાય છે. આ ચિત્રો કિલ્લાની દિવાલો ઉપર ગુફાઓમાં અને મંદિરોનાં ઘુમ્મટોમાં ચિતરવામાં આવ્યા છે. એ ચિત્રોની અંદર મૂકેલા પાત્રોની વેશભૂષા જોઈ શકાય છે. કયા કયા કાળેએ વેશભૂષા ઉપર શું અસરો થઈ હશે તેનો પણ ખ્યાલ આપે છે. મોગલકાળના ઘણા ગ્રંથોમાં ચિત્રો છે. ''હમ્ઝાહનામા'' ''શાહનામા'' જેવા પુસ્તકો પણ ચિત્રોનાં જ રચાયા હતા. મોગલકાળના ચિત્રોમાંથી મોગલ દરબાર, જનાના, શિકાર, લશ્કરી કૂચ, અમીર બાદશાહોનું જીવન વગેરેનો ખ્યાલ આપે



છે. ''વન્ડરફૂલ ઈન્ડિયા'' નામનું એક આખું પુસ્તક ભારતનાં સ્થાપત્યો ઉપરનાં ચિત્રોનું છે.

સૌરાષ્ટ્રમાં જૂનાગઢનાં નવાબ વિશે ''મહાબત આલબમ'' નામે સુંદર ચિત્રોવાળું પુસ્તક છે. સૌરાષ્ટ્રમાં જામનગરનાં દરબારગઢમાં શિહોરનાં દરબારગઢમાં અને પાડરસિંગાનાં મંદિરમાં ચિત્રો દોરાયેલા છે. તેમાંથી ઘણી ઐતિહાસિક માહિતી મળી શકે તેમ છે. એ જ રીતે જૈનપોથીઓની ચિત્રકળા પણ ઐતિહાસિક રીતે અગત્યની છે.

**ઉત્ખનનની સામગ્રીઓ :–** પુરાતત્ત્વ એટલે પ્રાચીન સંસ્કૃતિ અને સભ્યતા અને પુરાવશેષોનું એનાં નિર્માતાઓનો અને નિર્માણનાં કળા તકનિકી અને વિજ્ઞાનનો તત્કાલીન માનવ સમાજ જીવનનાં સંદર્ભમાં અભ્યાસ, આ પુરાવસ્તુકીય સાધન સામગ્રીને આધારે ઈતિહાસની ખૂટતી કડીઓ અને કયારેક નવીન વિગતો મળે છે. આ પુરાવસ્તુકીય સામગ્રીમાં પાષાણ હથિયારો, મનુષ્ય અને પ્રાણીનાં દેહાવશેષો, માનવોએ ઘડેલા વાસણો વગેરે આવે છે. જે બધી જ વસ્તુઓ ઉત્ખનનોમાંથી મળે છે. જેનું અર્થઘટન થાય પછી સમયાંકન થાય અને પછી તે વિગતોને ઈતિહાસમાં આલેખવામાં આવે છે. આના દ્વારા શું સાબિત કરી શકાય તેના માત્ર થોડાક ઉદાહરણો નોંધી ને જ આપને તેની અગત્યતા સમજાવું છું. દા. ત. મહેસાણા જિલ્લાનાં લાંઘણજ ગામેથી કેટલાક પ્રાણીનાં અવશેષો મળ્યા જેમાં ગાય, હરણ, ભેંસ, નીલગાય અને ગેંડાના હાડકા મળ્યા હતાં. હાલમાં તો ગેંડો માત્ર આસામનાં જંગલોમાં જ જોવા મળે છે. પરંતુ આ અવશેષો એવું અનુમાન કરવા પ્રેરે છે કે એ સમયે ગુજરાતની આબોહવા વધુ વરસાદવાળી અને જંગલો હશે એ જ રીતે ઉત્ખનનોમાંથી જે ઘરેણા મળ્યા છે. તે મોટાભાગનાં પથ્થરો અને છાપોના છે. તે યુગનાં કારીગરોની પરિમાર્જિતરૂચી અને પસંદગીનો ખ્યાલ આપે છે. તેના ઉપર પૉલીસ કરેલો છે અને ઝીણા કાણા પાડેલા છે, એ એ બતાવે છે કે તેઓ ત્યારે એ વસ્તુ જાણતા હતા.

આ રીતે જે યુગની કોઈપણ માહિતી પ્રાપ્ત થતી ન હોય તેનો ઈતિહાસ પુરાવસ્તુશાસ્ત્ર, ઉત્ખનન અને અન્વેષણથી લખાય છે.

ઈતિહાસના સંશોધકે પોતાના વિષય મુજબ અહીં આપેલા સાધનોમાંથી અમુક પ્રકારનાં સાધનોની પસંદગી કરીને જ આલેખન કરવું જોઈએ.

# (૧૨) ઈતિહાસનો શિક્ષક

એક કહેવત છે કે ઈતિહાસતો જગતગુરૂ છે. એ જ સ્થાન, ઈતિહાસનાં શિક્ષકને મળવું જોઈએ. આથી ઈતિહાસનાં શિક્ષકમાં દરેક વિષયનું વિપુલ જ્ઞાન હોવું જોઈએ અને એ જ્ઞાનનો યોગ્ય જગ્યાએ તે વિનિયોગ કરતો હોવો જોઈએ. જો વર્ગખંડમાં વિદ્યાર્થીને વૈચારિક ભાથુ ન મળે તો તેનું શિક્ષણ પાંગળું નીવડે છે. ઈતિહાસનો શિક્ષક એક કથાકાર પણ છે. તેથી તેણે ઈતિહાસનાં ગ્રંથો વાંચી તેમાંથી ઉપદેશબોધનું નવનીત તારવીને વિદ્યાર્થીને આપવું જોઈએ.

ઈતિહાસનો સારો શિક્ષક ભૂતકાળનાં વિસ્મયકારી સમયને પુનઃ જીવીત બનાવે છે. ઐતિહાસિક વિગતોના સુકાહાડ ઉપર રકત અને માંસનાં કપડા ચડાવે છે. જે તેનાં વર્ગખંડમાં જો દુનિયાનાં મહાન સ્ત્રીપુરૂષોને લાવીને ઉભા રાખીને વર્ગખંડને હચમચાવી નાંખે છે. આનાથી વિદ્યાર્થીની સમજણમાં સતત વધારો થતો રહે છે. જો તે આમ ન કરી શકતો હોય તો તેનો વિદ્યાર્થી આ આનંદથી વંચિત રહીને ઈતિહાસને મડદાઓનો વિષય કહેશે અને એ શિક્ષકનાં હાથે જ ઐતિહાસિક વારસાને જબરૂ નુકશાન કરે છે.

ઈતિહાસનાં શિક્ષકને કોઈ એક પ્રકારની ટ્રેનીંગ આપી દેવાથી પ્રતિભાવાન બનાવી શકાતો નથી. પરંતુ જો તેનામાં જ ઈતિહાસ પ્રત્યે રસરૂચિ હોય તો જ તે ઈતિહાસનો પ્રતિભાવંત શિક્ષક બની શકે છે. એટલે જ પ્રખ્યાત ઈતિહાસકાર મોમ્સને કહ્યું છે કે ''ઈતિહાસ પદ્ધતિ શીખવી શકાતી નથી'' એ કામ કરતાં જ સુઝે એવી છે. પણ એક શરત એ છે કે તેનામાં ઈતિહાસ દર્શનની પ્રતિભા હોય તો ઈતિહાસનાં શિક્ષકમાં કેવા કૌશલ્યો હોવા જોઈએ. એ હવે આપણે મુદ્દાવાર જોઈશું.

(૧) ઈતિહાસનાં શિક્ષકનો સાચો ધર્મ એ છે કે સમાજને કંઈક કહેવું અને તેનું મુખ્ય કાર્ય ભૂતકાળની ઘટનાઓને બહાર લાવી તેમાંથી જરૂરી બોધ વિદ્યાર્થી અને સમાજને પુરો પાડવો જોઈએ.

(૨) ઈતિહાસનાં શિક્ષકની દ્રષ્ટિ ભૂતકાળ, વર્તમાન અને ભવિષ્ય ઉપર સમાન સ્વરૂપે રહેવી જોઈએ, એ ત્રાણેયનો તાલમેળ કરીને તેણે દુનિયાનું સમતોલપણું જાળવી રાખવાનું અગત્યનું કાર્ય કરવાનું હોય છે.

(૩) તે ભૂતકાળની ઘટનાઓનું પૃથકરણ તેમજ



અન્વેષણ કરીને ભૂતકાળની જાણકારી સમાજને આપીને વર્તમાન સમયને સુયોગ્ય બનાવે છે. ઈતિહાસનો શિક્ષક વિદ્યાર્થીનાં અજ્ઞાન અને અલ્પજ્ઞાનને જ્ઞાનમાં ફેરવી નાંખે છે.

(૪) તે પોતાની કારકિર્દી દરમ્યાન ધીરે ધીરે દાર્શનિક, રાજનીતિજ્ઞ, ભવિષ્યવેતા, વૈજ્ઞાનિક, ધર્મશાસ્ત્રી, પત્રકાર અને વ્યવહારવાદી બનતો જતો હોવો જોઈએ.

(૫) તેણે ઈતિહાસ સંબંધી કોઈ ખોટી વાત કહેવી ન જોઈએ અને એ જ રીતે ઈતિહાસ સંબંધી સાચી વાત ગમે તેવા પરિણામો ભોગવવા પડે છતાં તેને કહ્યા વગર રહેવું ન જોઈએ. આ સિવાય તે કોઈપણ બાબતનો પક્ષપાતી કે વૈમન્સ્યકારી ન હોવો જોઈએ, માત્ર સત્યની જ આરાધના કરતો હોવો જોઈએ.

(૬) તે એવી દ્રષ્ટિથી જોતો હોવો જોઈએ કે તેની એક આંખ સતત ભૂતકાળ ઉપર ફરતી રહે અને બીજી આંખ વર્તમાન ઉપર ફરતી રહે. એ રીતે જ એનાં વિચારો રજૂ થતા રહેવા જોઈએ.

(૭) તેણે રાષ્ટ્રપ્રેમને સાથે રાખીને ઈતિહાસ ભણાવવો જોઈએ. પરંતુ તેણે પોતાના રાષ્ટ્રની કમજોરી તરફ, દુષણો તરફ, ભૂલો તરફ, ખામી તરફ આંખ આડા કાન કરવા જોઈએ નહી. એની જગ્યાએ આપણે આપણા રાષ્ટ્રની કમજોરી, ભૂલો, નબળાઈઓ અને શું ખૂટે છે. એ બાબતનું ધ્યાન જાગૃત શિક્ષકે કેન્દ્રિત કરવું જોઈએ. એટલા માટે જ ડો. સુનિતીકુમાર ચેટરજીએ કહ્યું હતું કે ''ભારતીય દ્રષ્ટિબિંદુથી ઈતિહાસ કહેવાનો અર્થ અથ થી ઈતી સુધી શુદ્ધ વિજ્ઞાન અને સત્યને પ્રકાશમાં લાવવું વર્ગ વિશેષની ઉચ્ચતાના વિચારોની ગુલામીમાંથી મુકિત અપાવવાનું છે, બીજુ કંઈ જ નહિ.

(૮) ઈતિહાસનાં કોઈપણ પ્રસંગ ભણાવતા પહેલા તે ભૂતકાળનું વર્ણન વાંચીને તેને પહેલો પ્રશ્ન એ થવો જોઈએ કે આ ઈતિહાસનાં આજનાં માનવજીવન પર શો પ્રકાશ પડે છે. શ્રી જવાહરલાલ નહેરૂને બચપણથી જ ઈતિહાસનો શોખ જાગૃત થયેલો તેમની પાછળ તેમનાં અંગ્રેજ શિક્ષકે તેમને વારંવાર ઈતિહાસની જાત-જાતની વાતો કરી એ કારણ હતું.

(૯) કોઈપણ શિક્ષકમાં વિષય પ્રત્યેની નિષ્ઠા હોવી જોઈએ, જો એ નહીં હોય તો તે શિક્ષક કહેવાને લાયક જ ન રહે. ઈતિહાસનાં શિક્ષક પાસે ખાસ કરીને સ્વાતંત્ર્ય સંગ્રામ અને શહીદોનાં જીવન ઝરમરનો ખ્યાલ હોવો જોઈએ. જેથી કરીને તે વિદ્યાર્થીઓમાં રાષ્ટ્રપ્રેમનું સિંચન કરી શકે.

ઈતિહાસનાં શિક્ષકમાં વિશ્વ ઈતિહાસનું જ્ઞાન હોય તે બહુ જરૂરી છે. જેથી કરીને તે વિશ્વની પ્રાચીન સંસ્કૃતિઓ સભ્યતાઓને જાણતો હોય અને ભારતનો ઈતિહાસ ભણાવતા ભણાવતા વિશ્વ ઈતિહાસનાં જ્ઞાનનો કયાંકને કયાંક વિનીયોગ કરી શકે છે.

(૧૦) કોલેજો અને યુનિવર્સિટીના ભવનોમાં ભણાવનારા ઈતિહાસનાં અધ્યાપકો પાસે નૃવંશશાસ્ત્રનું જ્ઞાન અને પુરાતત્ત્વ વિદ્યાનું જ્ઞાન હોવું ખૂબ જ જરૂરી છે. નૃવંશશાસ્ત્રનું જ્ઞાન તો તેને એટલું બધું ઉપયોગી થઈ પડે કે જેનાથી તે મુખ્ય પાંચ જાતિઓને આ શાસ્ત્રનાં આધારે ઓળખી શકશે. માનવોમાં શું શું ફેરફારો થતાં રહ્યા તેની શું અસરો થઈ તે જાણી શકશે. નૃવંશશાસ્ત્ર અને પુરાતત્ત્વ વિદ્યા અને અન્ય સહાયક શાસ્ત્રો પણ ખૂબ જ અગત્યનો ભાગ ભજવે છે.

(૧૧) ઈતિહાસતો એવો વિશાળ અને દરિયા જેવો વિષય છે કે તેનાં જ્ઞાનને હજારો રૂમની અંદર પણ સમાવી શકાય એમ નથી તેમ છતાં ઈતિહાસનો શિક્ષક એ વિશાળ જ્ઞાન વારસાને પોતાના મગજમાં ભરી રાખે છે. પરંતુ તેમાંથી ઘણી માહિતી યોગ્ય રીતે તેને છોડી દેતા આવડવું જોઈએ. તેવી કળા પણ તેનામાં હોવી જોઈએ. નહિંતર તો ઈતિહાસનાં કોઈ પ્રસંગ વિશે વાત કરતાં જ આખો મહિનો નીકળી જાય એમ નહીં કરતાં યોગ્ય અને જરૂરી વસ્તુઓ ચોકકસ નિર્દેશ કરતાં રહેવું જોઈએ.

(૧૨) શ્રી ઉદયવીર (વિરાજ) લખે છે કે સારો ઈતિહાસનો શિક્ષક એક જાસૂસ હોવો જોઈએ કારણ કે તેણે કોઈપણ બાબતમાં બધી જાણકારીનાં સત્યો, તથ્યોનું પૃથ્થકરણ કરવામાં સાવધાની રાખવી જોઈએ. જયારે તેને કોઈ માહિતી પરસ્પર વિરોધી જોવા મળે ત્યારે તેમણે તેને પડતી મુકવી જોઈએ. અથવા અન્ય પ્રમાણો સાથે તુલના કરવી જોઈએ. જે પ્રમાણે જાસુસનું કામ કેવળ તથ્યોને એકત્ર કરી લેવાથી નથી ચાલતું એ પ્રકારે સારા ઈતિહાસકાર અને શિક્ષકનું કામ પણ માત્ર જાણકારી મોઢે કંઠસ્થ કરી લેવાથી નથી ચાલતું.

આ બાબતને વધુ સારી રીતે આ રીતે સ્પષ્ટ કરી શકાય કે જાસુસ અને ઈતિહાસકાર બન્ને સરખી રીતથી કામ કરે છે. જેમ કે જેમ કોઈ જાસુસ પોતાની જાણકારીનાં સાધનો જાળવીને રાખે કે નોંધી રાખે છે. એ જ રીતે ઈતિહાસકાર પણ પોતાની માહિતીની પૂરેપુરી વિગત પૃષ્ઠનંબર સહીત નોંધી રાખે છે. જાસૂસ કયારેક પોતાને પ્રશ્ન પૂછે છે કે જો હું અપરાધીના સ્થાન પર હોઉં



તો પકડાતી વખતે બચવા શું કરું ? એ રીતે ઈતિહાસકાર સત્યની ખોજ કરતાં વ્યકિતને પોતાને બીજા વ્યકિતનાં સ્થાન ઉપર રાખીને જોવો.

(૧૩) ઈતિહાસનાં શિક્ષકેપોતાનાં મુખે બોલાયેલા કે પોતાનાં હાથે જ લખાયેલા લખાણને અન્ય નવા પુરાવાઓ આવતા એ ખોટા હોવાનું સ્વીકારી લેવું જોઈએ. કારણ કે ઈતિહાસમાં કદાચ અન્ય કોઈ બાબત એટલી સુનિશ્ચત નથી કે જેટલું પરિવર્તન.

(૧૪) તે હંમેશા પોતાનાં વિષયને લગતી જુદીજુદી માહિતીઓ વિગતો મેળવી મેળવીને તેનો એક અલગ સંગ્રહ કરતો હોવો જોઈએ. કે જેથી કરીને એ ભવિષ્યમાં જયારે પણ એ બાબતનું કાંઈ ભણાવે ત્યારે તે વિગતોનો ઉપયોગ કરી શકે. આ સિવાય તે સદાય નવાનવા પ્રશ્નો મનમાં ઉભા કર્યા રાખે છે. તે પ્રશ્નોનાં ઉપયોગો અને જવાબો શોધવાનાં પ્રયત્નો કરે છે. તે પોતાનાં વિદ્યાર્થીઓમાં એકત્રીકરણની ટેવ અને પ્રશ્નો ઉકેલવાની સૂઝ પેદા કરતો રહે છે, આમ તેને એક સમજુ નાગરિક બનાવે છે.

(૧૫) તેણે ઈતિહાસ શીખવવાની જુદી જુદી પદ્ધતિમાંથી કોઈ એકાદ પદ્ધતિ પસંદ કરી વિદ્યાર્થીનાં ધોરણ મુજબ ભણાવવું જોઈએ.

(૧૬) ઈતિહાસનાં શિક્ષકમાં ખાસ જરૂરી એવું લક્ષણ હોય તો એ છે કે તે નિષ્પક્ષપાતી હોવો જોઈએ. તે પ્રાંત, ધર્મ, જાતિ, જ્ઞાતિ, લિંગ વિશે કોઈપણ પ્રકારનાં ભેદભાવ રાખતો ન હોવો જોઈએ. પોતાનાં શિક્ષણ કાર્યમાં પોતાને અણગમતી બાબતો ભણાવવામાં આવે તેમાં પણ વિશાળ દૃષ્ટિકોણ રાખી તેને યોગ્યરૂપે ભણાવતો હોવો જોઈએ. ભલે તેને મુસ્લિમોની અમુક રીતો પસંદ ન હોય તેમ છતાં મુસ્લિમોનો ઈતિહાસ ભણાવતા તેની સારી બાબતોની નોંધ લઈ વાત કરતાં રહેવું જોઈએ.

(૧૭) તેણે વર્તમાનકાળની ઘટનાઓથી સારી રીતે પરીચિત રહેવું જોઈએ. કારણ કે વર્તમાનમાં જે ઘટના બને તે ઘટના જેવી ભૂતકાળમાં ઘટના ઘટી હતી. ઈતિહાસનાં કાંઈક અધુરા સવાલો વર્તમાનમાં પૂરા થયા હોય છે. જેમ કે અમુક દેશોનાં બે ભાગલા થઈ ગયા હોય, પરંતુ ત્યારપછી ઘણાં વર્ષે એક થયા હોય કયારેક તે દેશોનાં નામ બદલાયા હોય, કયારેક બે દેશો વચ્ચે લાંબા સમયથી ચાલતા ઝઘડાનું સમાધાન થયું હોય, આવી બધી જ બાબતોથી તેણે સતત માહિતગાર રહેવું જોઈએ. હળવાશનાં મૂડમાં કહીએ તો ઈતિહાસનાં શિક્ષકે રાતદિવસ સુવુ જ ન જોઈએ અને વિશ્વની સમસ્યાઓ અને ભૂતકાળ વિશે

ચિંતન કર્યે રાખવું જોઈએ, તો જ તે સાચા અર્થમાં ખૂબ જ પ્રેરણાદાયક અને રસદાયક રીતે ઈતિહાસ ભણાવી શકશે.

(૧૮) ઈતિહાસ ભણાવનારે જેટલા પ્રવાસો કર્યા હોય, જેટલા સેમિનારો કર્યા હોય તો તેના માટે ઓછા છે. કારણ કે પ્રવાસો અને સેમિનારોથી જ તેનામાં નવી નવી સંશોધનની વૃત્તિઓ જાગતી જાય છે.

(૧૯) શ્રી ભોગીભાઈ ગાંધીએ ઈતિહાસને ખપમાં લેવા માટે સરસ વાત લખી મુદા આપ્યા છે. તે મુદ્દાઓને ઈતિહાસ શિક્ષકે ભણાવતી વખતે સતત સામે રાખતો હોવો જોઈએ. (ક) પ્રસ્તુત સમયખંડનો સમાજ કેવો હતો ? (બ) પ્રસ્તુત સમાજ જેવો હતો, તેવો સાથી હતો ? (ગ) પ્રસ્તુત સમાજ જેવો હતો, તેમાંથી પલટાઈ કેવો બન્યો ? (ઘ) પ્રસ્તુત સમાજ જે પલટાયો તે સાથી ? (ચ) પ્રસ્તુત સમાજ પલટાયો કેવી રીતે ? (છ) પ્રસ્તુત સમાજ પલટાઈને જે સ્વરૂપે પરિણમ્યો એનું લોકશાહી કલ્યાણની કસોટીએ મૂલ્યાંકન (જ) આ સમગ્ર વિકાસનું માનવીય અને નૈતિક મૂલ્યાંકન.

(૨૦) તે ઓછામાં ઓછી ત્રણ ભાષા, ગુજરાતી, હિંદી, અંગ્રેજી, જાણતો હોવો જોઈએ. એમાંય જો કોઈ ઉર્દુ અને સંસ્કૃત જાણતો હોય તો તો સોનામાં સુગંધ ભળે અને તે ઈતિહાસલેખન ક્ષેત્રમાં ચાર ચાંદ લગાવી પોતાનું નામ એક સમર્થ ઈતિહાસકાર તરીકે લખાવી શકે.

(૨૧) તેણે ઈતિહાસની ભૂતકાળની ઘટનાઓને પ્રકાશમાં લાવવી અને ઈતિહાસની રચના કરવી એટલે કે સમાજને એનું સાચું સ્વરૂપ સમજાવવું ડો. ભાંડારકર, ડો. જદુનાથ સરકાર, ડો. આર. સી. મજુમદાર, ડો. હરિપ્રસાદ શાસ્ત્રી વગેરે વગેરેએ જે બાબતો અપ્રકાશિત હતી. તેનું સંશોધન કરી સમાજ આગળ રજૂ કરી એ જ તેનું સાચું કર્તવ્ય છે.

(૨૨) તેનામાં એક ગુણ એ હોવો જોઈએ કે તેની પાસે મૌલિક ચિંતન, સ્વતંત્ર દષ્ટિ અને દર્શન હોવા જોઈએ તેણે માત્ર વિદ્યાર્થીને વિગતોથી જ માહિતગાર કરવાનો નથી પરંતુ તેને ઈતિહાસ દ્વારા વિચારતો કરવાનો છે.

જો તે એમ ન કરી શકે તો તે ઈતિહાસનાં શિક્ષક તરીકેનું પૂર્ણ કર્તવ્ય બજાવતો નથી તેણે માનવને ઉત્ક્રાંતિને માર્ગે વાળી પ્રગતિનાં પંથે લઈ જવાનો છે.

(૨૩) તે વર્તમાન પ્રવાહોથી, વર્તમાન સંશોધનોથી અને ઈતિહાસની જુદી જુદી જગ્યાએથી બહાર પડતાં મેગેઝિનોથી તે પરિચિત



રહેતો હોવો જોઈએ. પોતે પણ સતત સંશોધન સાથે સંકળાયેલ હોવો જોઈએ. પોતાનાં સેવાકાળ દરમ્યાન એકાદ બે પ્રોજેક્ટ કરેલા હોવા જોઈએ. ઈતિહાસ વિષયક જુદી જુદી સંસ્થાઓ અને વિદ્વાનોનાં સતત પરિચયમાં રહેતો હોવો જોઈએ.

(૨૪) ઈતિહાસનાં અમુક અધ્યાપકો એવા હોય છે કે જેણે ઈતિહાસનાં શિક્ષણને બહુ મોટો અન્યાય કર્યો છે. તેમણે પોતાનાં અધ્યાપનકાર્યમાં નિરસ અને મૃતપાય વિગતો જ આપ્યે રાખી હોય છે, તેઓ માત્ર તારીખો અને ઈસવીસનો ગોખાવવામાં જ માને છે, તે ઈતિહાસનાં જ્ઞાનનું નવું અર્થઘટન કરી શકતા નથી. ઈતિહાસનો સાચો અને સારો અધ્યાપક તો ઈતિહાસનાં દરેક પ્રસંગમાંથી તેનો સંવાદ અને સ્વાદ બંનેનો અનુભવ વિદ્યાર્થીને કરાવે છે. ઈતિહાસનું શિક્ષણ વિદ્યાર્થીમાં એક પ્રકારનું સાહસ ન ઉભું કરે તો તે ઈતિહાસ ભણાવનારની નબળાઈ છે.

(૨૫) એમ.એ.માં ભણાવતી વખતે તેમાં સંશોધનનું તત્ત્વ દાખલ કરી વિદ્યાર્થીઓ તે બાબતે વધુને વધુ આગળ જતાં ઉંડુ વિચારે તેમ ભણાવતો હોવો જોઈએ. જેમ કે શિલાલેખો, ઉત્ખનનમાંથી પ્રાપ્ત થયેલા અવશેષો સાહિત્યિક પુરાવાઓનો વધુને વધુ ઉપયોગ કરે. જેથી કરીને ઈતિહાસમાં નવો પ્રાણ પુરાય છે. જેમાંથી જ તે વિદ્યાર્થી આગળ જતાં ઈતિહાસની પુર્નરચના કરવા તૈયાર થાય છે.

જો આ મુજબનો ઈતિહાસનો શિક્ષક તૈયાર થઈ જાય તો પછી દુનિયામાં શાંતિ અને સમૃદ્ધિનાં મંગલગીતો ગવાવા માંડે. ઉપરનાં પચ્ચીસ મુદ્દામાંથી અડધા મુદ્દાઓ પણ તેનામાં આવે તો પણ ઘણું સારૂ છે.

# (૧૩) ગુજરાતનાં ઈતિહાસવિદ્દો અને પુરાતત્ત્વવિદ્દો

આ પુસ્તકમાં આ પ્રકરણ સામેલ કરવાનો મારો મુખ્ય હેતુ એ રહેલો છે. ઈતિહાસનું આલેખન કરવું એ ખૂબ જ કપરૂ કામ છે. જે જે મહાનુભાવોએ આ ક્ષેત્રે કામ કર્યુ તેણે મહેનત સિવાય ઘરનાં દરેક સભ્યોએ પણ ઘણી બધી મુશ્કેલીઓ વેઠી હશે તેમનો પણ ત્યાગ આ ક્ષેત્રે ભળ્યો હોય ત્યારે જ આ અલગારી આત્માઓ ઈતિહાસ અને પુરાતત્ત્વનાં ક્ષેત્રે કામ કરી શકયા છે.

સામાન્યજનને તો એમ લાગે કે જેમ કોઈ સાહિત્યકાર એક ટેબલ ઉપર બેસીને કોઈ કૃતિનું આલેખન કરવા માંડે છે, એવી જ રીતે ઈતિહાસકાર પણ ઈતિહાસ લખતો હશે. સાહિત્યકારનું કાર્ય અને ઈતિહાસકારનાં કાર્યમાં જમીન આસમાનનો તફાવત છે.

ઈતિહાસમાં એક પણ લીટી આધાર વિનાની ન ચાલે કે કલ્પના ન ચાલે આથી તેણે ખૂબ જ પરિશ્રમ કરીને ઈતિહાસ લખવાનાં સાધનો ભેગા કરીને પછી ઘણી વખત વાંચીને બરાબર મેળ કરીને લખવાનું હોય છે.

તેથી જ કહેવાય છે કે ઈતિહાસનાં કોઈ એક વિષય ઉપર લેખ પણ લખવો અઘરી વસ્તુ અને મહેનત માંગી લે તેવું કામ છે. ત્યારે આ મહાનુભાવોએ તો ગ્રંથોનાં ગ્રંથોનું સર્જન કર્યુ છે. તેથી શિક્ષકો અને વિદ્યાર્થીઓ તેના જીવન, બાળપણ અને કૃતિઓ વિશે જાણી તેનાં કાર્યની માનસપટ પર કદર કરશે.

ઈતિહાસકારમાં નીચેનાં લક્ષણો હોવા જોઈએ. આ લક્ષણો જેનામાં બધા જ હોય તે પૂર્ણ ઈતિહાસકાર કહેવાય (૧) સત્યનિષ્ઠા (૨)તટસ્થતા (૩) વિવેક દૃષ્ટિ (૪) પૂર્વગ્રહોથી મૂકિત (૫) ઉદ્યમપરાયણતા (૬)એકાગ્રતા અને માનસિક ચેતના (૭) વૈજ્ઞાનિક પદ્ધતિ (૮) નવી પેઢીને તૈયાર કરવાની જવાબદારી (૯) સર્વગ્રાહી દૃષ્ટિ (૧૦) જિજ્ઞાસાવૃતિ અને પરિશ્રમ (૧૧) વાસ્તવિકતાનું નિરૂપણ.

## ભગવાનલાલ ઈન્દ્રજી

જયારે હજુ સંશોધન શબ્દનો અર્થ હજુ બહુ પ્રચલિત થયો નહોતો કે ઐતિહાસિક સંશોધનનાં ક્ષેત્રમાં હજુ કોઈ ભારતીય વિદ્વાને ડગલા માંડયા નહોતા તેવા જ સમયે જૂનાગઢમાં તા. ૭/૧૧/૧૮૩૯નાં રોજ (વિ. સં. ૧૮૯૬ કારતક સુદ ત્રીજ) ભગવાનલાલ ઈન્દ્રજી અહિછત્ર પ્રશ્નોરા નાગર બ્રાહ્મણને ત્યાં જનમ્યા. તેનાં પિતા જયોતિષી હતા, તે ત્રણ ભાઈઓ હતા



મોટા કરૂણાશંકર એ વ્યાકરણ અને વેદાંતશાસ્ત્રનાં વિદ્વાન, બીજા રઘુનાથ કે રૂગનાથજી તે વૈદ્ય હતા. જેમનો વૈદકશાસ્ત્રનો ગ્રંથ ''નિઘંટુ સંગ્રહ'' ૧૮૯૩માં પ્રગટ થયો હતો, ભગવાનલાલ સૌથી નાના તેમાં હતાં.

કર્નલ લેંગે તેમને નાનો પુરાવિદ્ કહીને બિરદાવ્યા હતા. આવા મહાન પુરાવિદ્ને જન્મ આપવા માટે ગુજરાત જરૂર ગૌરવ લઈ શકે છે. પરંતુ આ વિદ્વાનનો લાભ ગુજરાતની જનતાને ઓછો મળ્યો અને તેમણે ટૂંકા આયુષ્યે આ જગતમાંથી વિદાય લીધી. પોતે એક સારા વૈદ્ય અને સિકકાશાસ્ત્રી પણ હતા. તેમની પાસે ૬૦૦ અલભ્ય સિકકાઓનો સંગ્રહ હતો. તેણે ૨૫ વર્ષનાં ગાળામાં સૌરાષ્ટ્ર ગુજરાતનાં સિકકાઓનો સંગ્રહ કર્યો હતો.

પંડિતજી સાવ સાદુ અને અભિમાન વગરનું જીવન જીવતા હતાં. પોતે એક ધર્મચુસ્ત વ્યકિત હતા. પ્રવાસમાં પણ ધાર્મિક પૂજાપાઠમાં બાંધછોડ કરતા નહીં. દઢતા, ધીરજ મહેનતું, ખંતીલા અને ચોર અને સદાપ્રવૃત્તિમય એવા સ્વતંત્ર બુદ્ધિનાં ગંભીર વ્યકિત હતા.

આ મહાન પુરાવિદે કેળવણી કેટલી અને કેવી લીધી હતી, તેની માહિતી મળતી નથી. કદાચ તેમણે યજ્ઞોપવિત પછી જૂનાગઢની ગામઠીશાળામાં પ્રવેશ મેળવ્યો હશે. પછી મોટાભાઈ પાસે સંસ્કૃતનું ઘરગથ્થુ શિક્ષણ મેળવ્યું હોવાનો સંભવ છે. સંસ્કૃત ભાષાને હિસાબે જ ભગવાનલાલને પ્રાચીન લિપી ઉકેલવાનો અબળખો જાગ્યો હશે. પોતે અંગ્રેજી બહુ જાણતા ન હોતા તે ખોટ તેમને કાયમ નડયા કરતી હતી. બુહલરે તેમની નબળી પરિસ્થિતિ વખતે કાયમી સરકારી નોકરી મેળવવા પ્રયત્ન કર્યા પણ એમનું અંગ્રેજી જ્ઞાન અપૂરતુ અને બીજુ પોતાની સ્થિતિ સ્વતંત્ર હોય તેવો એમનો આગ્રહ આ બે કારણથી સફળતા ન મળી.

પરંતુ પછી તેમણે ઈ.સ. ૧૮૫૪થી ૧૮૬૧ વચ્ચેનાં વર્ષોમાં પોતાનાં કામ પૂરતું અંગ્રેજી શીખી વાંચી સમજી શકતા. પરંતુ પોતાનાં કોઈપણ વિચારો અંગ્રેજીમાં કયાંઈ રજૂ કરી શકતા નહીં. નહીંતર તો આથી વધુને વધુ તેઓ ચમકયા હોત. તેમના પિતા સંસ્કૃતનાં વિદ્વાન અને જૂનાગઢની પાઠશાળાનાં શાસ્ત્રી હતા અને પોતે પણ સંસ્કૃત સારૂ એવું જાણતા હોવાથી તે ભાષા તેમને શિલાલેખો ઉકેલવામાં સારી એવી કામ આવી હતી.

જૂનાગઢનાં વતની હોવાથી અશોકનો શૈલલેખ નાનપણથી જ જોયો હતો અને તેને ઉકેલવાની તેમને તાલાવેલી જાગેલી. આથી દરરોજ સાંજે ચાર વાગ્યે અશોકનાં શૈલલેખે ઉપડી જાય અને એ લિપિ ઓળખવાનો દિવસ આથમ્યા સુધી પ્રયત્ન કરે અને ઝાલર ટાણે પાછા ઘરે આવી જાય.

આ રીતે રોજ માથાકુટ કરે રબિંગ લે તેને લગતા પુસ્તકો મંગાવે તપાસ કરે. આ સમયે જૂનાગઢવાસીઓને એવી અંધશ્રદ્ધા મગજમાં હતી કે ''એ પથ્થરમાં તો ભૂત રહે છે અને એ ત્યાં દટાયેલા ખજાનાનું રક્ષણ કરે છે.'' તેથી એ શિલા ઉપરનાં લેખનું લખાણ કે મંત્ર વાંચી તે ખજાનો મેળવવા આ રોજ આટલી મહેનત કરે છે.

અશોકનો શૈલલેખ કર્નલ ટોડે ઈ.સ. ૧૮૨૨માં જોયા પછી જેમ્સ પ્રિન્સેપને તે માહિતી જણાવતા તેણે આ લેખને ઈ.સ. ૧૮૩૭માં ઉકેલ્યો હતો, પરંતુ તેમાં ઘણા શબ્દો સરખા ઉકેલાયા નહોતા અથવા અવળા ઉચ્ચારો થયા હતા. તે બધી જ સુધારણા કરનારા આ ભગવાનલાલ હતા.

આમતો રૂદ્રદામનનો આખો લેખ બરાબર વાંચી નવેસરથી ભાષાંતર કર્યુ, જે ઉકેલતા તેમને એકાદ વર્ષ લાગ્યું હતું.

ભગવાનલાલે ઈતિહાસને માટે સમગ્ર ભારત અને નેપાળમાં પણ પ્રવાસ કર્યો હતો. જયાંજયાં પ્રાચીન શિલાલેખો હોય કે કોઈ ટીંબા હોય તેની મુલાકાત લેવા તે અચૂક જતા હતા.

આ ઐતિહાસિક સર્વેક્ષણનાં કાર્ય માટે જૂનાગઢ રાજયે તેમને રૂા. ૨૦૦ના પગારથી રાખ્યા હતા. આ પછી તેમણે જે તે પ્રવાસ દરમ્યાન વિગતો મેળવી હતી. તે વિગતો અને વર્ણનો તેમણે નવાબ સાહેબને જૂનાગઢ મોકલ્યા હતા.

તે લખાણો પછી જૂનાગઢથી નીકળતા ''સૌરાષ્ટ્ર દર્પણ'' માં ઓગષ્ટ ૧૮૭૧ થી જાન્યુઆરી ૧૮૭૪ સુધીનાં અંકોમાં પ્રગટ થયા હતાં. જેમાં માંડવગઢ, ઈંદોર, સેહોરની છાવણી, સાંચીનાં સ્તૂપ, સોનારીના સ્તૂપ અને પીપળીયા, બીજોલીના સ્તૂપની નોંધ પ્રગટ થઈ હતી.

આ સિવાય તેમણે પોતાની સતત રખડપટ્ટીમાં બનારસ, ભટારી, મથુરા, દિલ્હી, અજન્ટા, સેબારી, ભોજપુર, જબલપુર, અલ્હાબાદ, ગ્વાલિયર, વિરાટ, કાલસી, શતધાર, ખંડવા, ઉજ્જૈન, ઓમકારેશ્વર, ધાર, સાંચી, નેપાળ વગેરે વગેરે સ્થળોએ ફરી ઐતિહાસિક માહિતીઓ મેળવી અને શિલાલેખો ઉકેલ્યા હતા.

અરે ! આ પ્રવાસમાં તેમનાં ધર્મપત્ની ગંગાબહેન જે અમરેલીના હતાં, તેઓ પણ સાથે જ રહેતા. આ સન્નારીએ પણ કેવા ખુશ મિજાજથી પહાડો ઉપર જંગલોમાં જૂની ગૂફાઓમાં, મંદિરોનાં ખંડેરોમાં અને તંબુમાં વસવાના અને મહિનાઓ સુધી બળદગાડીમાં મુસાફરીનાં કષ્ટો સહન કર્યા હતાં.

અરે ! જયારે જૂનાગઢથી પોતે મુંબઈ ગયા ત્યારે



અમદાવાદ સુધી બળદગાડીમાં ગયા. ત્યાંથી નવી જ ચાલુ થયેલી ટ્રેનમાં વલસાડ ગયા અને વલસાડથી ધરમપુર સુધી ચાલતા ગયા, ત્યાંથી નાસિક ગયા અને ઈંગલપુરીથી રેલવેમાં બેસી જેઠવદ બીજને દિવસે નીકળેલા તે ૧૬ દિવસે મુંબઈ પહોંચ્યા આ બધુ જ ઈતિહાસની સેવા માટે કર્યુ. મુંબઈ થી પોતાની કારકિંદી ખૂબ જ આગળ વધી કારણ કે ડો. ભાઉદાજીનો સાથ મળી ગયો.

પંડિત ભગવાનલાલની સંશોધન પ્રવૃત્તિ ઉપર નજર નાંખતા અને આજનાં જાકમજોળ અને બનાવટનાં જમાનામાં અને વિદ્વાનોનાં ગ્રંથોની મોટી સંખ્યામાં આંકડા સંભાળતા પંડિતજીનું કામ ઈતિહાસને ઓછો સમજનારાને બહુ મોટું ન લાગે.

પરંતુ અહીં એ જોવાનું છે. તેમણે જ સૌપ્રથમ વખત આ કાર્ય કર્યુ અને તેનાં ઉપર જ પછી બીજા વિદ્વાનો ઈમારત ચણી શકયા છે. ભલે આજે તેમનાં ગ્રંથોની સંખ્યા ૪૦/૪૫ ની નથી પણ તેમણે જે કામ કર્યુ તે આજે જેમણે ૪૦/૪૫ ગ્રંથો લખ્યા તેને સોના જેવુ કામ આવે તેવુ કામ પંડિતજીએ કર્યુ છે.તેમનો સૌપ્રથમ લેખ ઈ.સ. ૧૮૭૭ માં ''ગુજરાત અને માળવાના ગધૈયા સિકકા'' નામનો પ્રગટ થયો હતો. તેમનાં નાના મોટા લખાણોની સંખ્યા લગભગ ૩૬ની છે. તેમણે અસંખ્ય અભિલેખની નકલો લીધી હતી. કુલ ૩૬ - ૩૬ લખાણોમાં લગભગ ૨૫ લખાણો ઉત્કીર્ણ લેખોને લગતા છે.

પશ્ચિમ હિંદનાં ગુફાલેખોના તો ભગવાનલાલ ખાસ નિષ્ણાંત ગણાતા અને જેમ્સ બર્જેસ સાથે એમણે પશ્ચિમ હિંદ ગુહામંદિરમાં ઉત્કીર્ણ લેખો નામનો ગ્રંથ તૈયાર કર્યો હતો.

તેમણે નેપાળનાં ઈતિહાસ ઉપર જે કામ કર્યુ તેનું પછી બુહલરે સંપાદન કર્યુ હતું.

ગુજરાતનાં સળંગ પ્રાચીન ઈતિહાસ માટે ડો. ભગવાનલાલે આપેલ સામગ્રીને આધારે જ બોમ્બે ગેઝેટિયર વો-૧, (ભાગ-૧) લખાયો. તેમણે શોધેલી વિગતોને આધારે જ ગુજરાતનો આદિકાળથી વાઘેલા વંશનાં અંત સુધીનો ઈતિહાસ આલેખાયો.

જો કે પોતાની શોધેલી આ વિગતોને બોમ્બે ગેઝેટિયરમાં સમાવવામાં આવી તે જોવા ભગવાનલાલ રહ્યા નહોતા. ઈ.સ. ૧૮૮૮ માં ભગવાનલાલ મૃત્યુ પામ્યા અને પછી ઈ.સ. ૧૮૯૬માં ગેઝેટીયરનો ભાગ છપાયો. ગેઝેટીયરનાં ઈતિહાસનાં ઐતિહાસિક મૂલ્ય વિશે તો કશું કહેવાની જરૂર નથી. પાછળનાં ઈતિહાસ લેખકોએ એને પ્રમાણ માનીને જ પ્રવૃત્તિ કરી છે.

ભગવાનલાલે સોપારામાં ઉત્ખનન કરાવી અશોકનો શિલાલેખ શોધી કાઢયો હતો. જે અશોકનાં આઠમાં શિલાશાસનનો એક ત્રુટિત

કટકો હતો તે શોધી અન્ય ઉપલબ્ધ માહિતી સંકલિત કરીને સુપારક નામથી પ્રસિદ્ધ એ પ્રાચીન સ્થળનાં ઈતિહાસ ઉપર તેમણે સારો પ્રકાશ સૌપ્રથમવાર પાડ્યો.

અહીંના ઉત્ખનનમાં ઈ.સ. ૧૮૨૨માં એક મોટી પથ્થરની પેટી મળી આવી જેમાં સોનાનાં પુષ્પો તેમજ આઠબૌદ્ધ ધાતુ પ્રતિમાઓ મુકેલી હતી, વધુમાં ગૌતમીપુત્ર શાતકર્ણીનો એક સિકકો મળ્યો હતો.

જૂનાગઢનાં બોરિયા સ્તૂપનું ઉત્ખનન પણ પંડિતજીએ કર્યું હતું. ઈતિહાસકાર માટે જો કોઈ મોટામાં મોટી બક્ષીસ હોય તો તે કલ્પનાની (અનુમાન) છે, એ અર્નેસ્ટ સ્ટોકનું વચન છે. પુરાવાઓને આધારે આવા અનુમાન બાંધવાની બક્ષીસ ભગવાનલાલમાં હતી. જેમાનાં થોડાક અનુમાનોના નમૂનાઓ જોઈએ.

સિંહ સવંત સિદ્ધરાજે સોરઠ જીત્યાની યાદગીરીમાં સ્થાપ્યો હોવાનું તેમનું અનુમાન છે. તેઓ મૈત્રક એટલે મિત્ર દેવનાં ઉપાસક એવો અર્થ ઘટાવીને મૈત્રકોને સૂર્યપૂજક માનતા હતા.

પંડિતજીના મત મુજબ વલભીની પસંદગીએ નગર ભાવનગરની ખાડી પરનું બંદર હોવાને લીધે થઈ હશે. અથવા ગિરિનગરનો પરિત્યાગ ત્યાંના સુદર્શન તળાવનો બંધ વારંવાર તુટવાથી થતી હેરાનગતીને લીધે કરવામાં આવ્યો હોય.

તેમણે ઉજજવળ ઉપરથી ઝાલા શબ્દ અને રાષ્ટ્ર ઉપરથી લાટ શબ્દ નીકળ્યાની ધારણા બાંધી હતી.

ગુજરાત શબ્દ પ્રાકૃત ગુજજરરટ્ઠ સંસ્કૃત ગુર્જરરાષ્ટ્ર ઉપરથી નીકળ્યો છે અને ગુર્જરોનો દેશ એવો તે શબ્દનો અર્થ થાય છે. એમ તે માનતા હતાં. ઈ.સ. ૧૮૭૮માં પંડિતજીએ જરસા ફકીરનાં તકિયા પાસે (અત્યારે જડેશ્વર મહાદેવનાં મંદિર) ગિરનાર જવાનાં રસ્તે ભવનાથનાં નાકા તરફ સુદર્શન તળાવનો સેતુ દર્શાવ્યો હતો, જો કે પછીથી તે સ્થળ અનિર્ણિત થયું છે.

ભગવાનલાલે સંખ્યાબંધ સિકકાઓ અને શિલાલેખોની વાંચના કરી ક્ષત્રપોનાં ઈતિહાસની શૃંખલા સૌપ્રથમ યોજી, આંધ્રવંશનાં ઈતિહાસ ઉપર પણ નવો પ્રકાશ નાંખ્યો.

તેમણે આ દેશનાં ધાર્મિક ઈતિહાસની પણ ઉદયગીરી ગુફાનાં અને બીજા અભિલેખો વાંચીને સુંદર સેવા કરી છે. મથુરાનો જૈન અભિલેખ પ્રકટ કરીને ત્યાં ઈ.સ. પૂર્વે પહેલાનાં શતકમાં જૈન મંદિરો હોવાની સાબિતી બહાર પાડી. ધાર્મિક ઈતિહાસની બાબતમાં ભગવાનલાલની દૃષ્ટિ તટસ્થ ઈતિહાસકારની હતી.ભગવાનલાલની શકિતનો સચોટ ખ્યાલ ઈ.સ. ૧૯૦૮માં બ્રિટીશ મ્યુઝિયમનાં ભારતીય સિકકાઓનું કેટલોગ બહાર પાડતા તે પુસ્તકની પ્રસ્તાવનામાં



મળે છે. રેપ્સન લખે છે કે ''ભારતીય નિષ્કવિદ્યાનાઃ અભ્યાસી તરીકે મહાન ભારતીય વિદ્વાન પંડિત ભગવાનલાલનાં કાર્યનું મારા ઉપર જે ઋણ છે તેનો નમ્ર સ્વીકાર કર્યા વગર રહી શકું નહીં આ પુસ્તકનાં પાના ફેરવવાથી તેણે જે પાયો સારી રીતે અને સાચી રીતે નાંખ્યો હતો, ઘણે ભાગે તેનાં ઉપર મેં ઈમારત બાંધી છે અને તરત દેખાશે.''

ભગવાનલાલે તો નિસ્પૃહી બની અને વગર સન્માનની ઈચ્છાએ ઐતિહાસિક સંશોધનની કામગીરી કરી હતી, તે માન ભૂખ્યા નહોતા. આજે તો જરાક કાંઈક કામ કરે ત્યાં તો પોતાનાં મોઢેથી જ મિત્રો પાસે સન્માનનો કાર્યક્રમ ગોઠવવા માનવ અધિરો થતો જતો દેખાય છે.

પંડિતજીનાં કામની અને શકિતની ભારત અને વિદેશોમાં પણ કદર ઈ.સ. ૧૮૭૭માં મુંબઈની રોયલ એશિયાટીક સોસાયટીએ તેમને માનવ સભ્ય બનાવ્યા ઈ.સ. ૧૮૨૨માં મુંબઈ સરકારે મુંબઈ યુનિવર્સિટીનાં ફેલો નિમ્યા. ઈ.સ. ૧૮૮૩માં નેધરલેન્ડઝ ઈન્ડિયાનાં ફાઈલોલોજી, જયોગ્રાફી અને એથ્નોલોજીનાં રોયલ ઈન્સ્ટીટયુટનાં બોર્ડ પોતાની સંસ્થાનાં પરદેશી સભ્ય બનાવ્યા. ઈ.સ. ૧૮૮૪ જાન્યુઆરીમાં જર્મનીની લીડન યુનિવર્સિટીએ પ્રો. કર્નની ભલામણથી પીએચ.ડી. ની માનદ પદવી પણ આપી. આ ડિગ્રી આપતી વખતે પ્રો. કર્ન એ પંડિતજીને લખ્યું કે ''અમારી આ ડિગ્રીથી તમને ખાત્રી થશે કે તમારા પોતાનાં દેશ કરતાં યુરોપમાં તમારા કાર્યની ઓછી કદર નથી થતી.''

ગ્રેટબ્રિટન અને આયર્લેન્ડની રોયલ એશિયાટીક સોસાયટીએ કર્નલ યૂલે, સર એડવર્ડ, કલાઈવ બેઈલીનાં ટેકાથી તેમને માનદ સભ્ય બનાવ્યા. ઈ.સ. ૧૮૮૭ માં વિયેનામાં ભરાવાની સાતમી ઈન્ટરનેશનલ ઓરિએન્ટલ કોંગ્રેસ માટે કાઠિયાવાડનાં પ્રતિનિધિ તરીકે ઈ.સ. ૧૮૮૬માં એમની પસંદગી થઈ હતી. પરંતુ માંદગીને હિસાબે તેમાં પોતે હાજર નહીં રહી શકે તેમ જણાવ્યું હતું. આ મહાન પુરાવિદ્ ધન માટે નહીં કે માન માટે નહિં પણ પ્રાચીન વિદ્યા પ્રત્યેનાં અનુરાગે કામ કર્યું.

ભગવાનલાલ ઈન્દ્રજીએ ડો. ભાઉદાજીને પોતાનાં શેઠ અને ગુરૂ બંને જ માનતા હતા. ડો. ભાઉદાજીએ તેમને ઈ.સ. ૧૮૬૧માં મુંબઈ તેડાવી ઐતિહાસિક સંશોધનમાં આગળ કામે લગાવ્યા. પછી તો ગુરૂશિષ્ય બેલડીને એકબીજા ઉપર કેવો પ્રેમ થઈ ગયો હતો તેનાં પ્રસંગો જોઈએ.

જયારે તા. ૨૯/૫/૧૮૭૪ નાં રોજ ડો. ભાઉદાજી ગુજરી ગયા ત્યારે પંડિતજી ઉપર આભ તુટી પડ્યુ હોય તેવું દુઃખ થયું હતું, તેમને તેનાં ગુરૂ ઉપર કેવું માન હતું કે જયારે તેમનાં મૃત્યુ પછી જે પુસ્તકો લાયબ્રેરીને ભેટ

આપી દેવાનાં હતા. એ કબાટો ઉપર ડો. ભાઉદાજીનો શિષ્ય ભગવાનલાલ એમ લખવાની સૂચના વીલમાં આપી હતી આ બાબત જ તેનો ગુરૂપ્રેમ અને લાગણી બતાવે છે.

આજ રીતે ગુરૂ ડો. ભાઉદાજીને પણ શિષ્ય ભગવાનલાલ ઉપર એવો જ પ્રેમ હતો. જયારે પંડિતજી નેપાળ હતા. ત્યારે તેને ત્યાંનો ખોરાક બહુ ભાવતો નહીં. ત્યારે ડો. ભાઉદાજીએ પોસ્ટ પાર્સલમાં દાળની કિંમત કરતા બમણા પૈસા ખર્ચી દાળનું પાર્સલ મોકલ્યું. જયારે મુંબઈ પોસ્ટ ઓફિસની સૂચના મુજબ ભગવાનલાલ તેને લેવા આવ્યા અને તે પાર્સલમાં તુવેરદાળ જ છે એવી ખાતરી કરવા પોસ્ટ ઓફિસમાં પાર્સલ ખોલ્યુ ત્યાં તો તુવેરદાળ જ નીકળી પોસ્ટવાળા નવાઈ પામી ગયા.

જયારે પંડિતજી નેપાળમાં માંદા પડયા ત્યારે પણ ગુરૂ ડો. ભાઉદાજીનો શ્વાસ શિષ્ય માટે અધ્ધર ચડી ગયો હતો અને તેમણે મુંબઈ સરકારનાં સેક્રેટરી વુડને ડો. ભાઉદાજીએ પંડિતની વાત કરી નેપાળનાં બ્રિટીશ રેસીડેન્ટ પોતે ખબર કાઢીને પંડિતજીનાં ખબર મોકલાવે એવી ગોઠવણ કરાવી અને તાર કરાવવા કહ્યું. પછી તો જયારે પંડિતજી પાછા મુંબઈ આવ્યા ત્યારે જ નિરાંત થઈ .

આવો ગુરૂશિષ્યનો પ્રેમ હતો કે શિષ્ય માટે કેવો ખ્યાલ રાખે. આ જે તો હવે આવા ગુરૂ અને શિષ્ય થવું બને મુશ્કેલ આ યુગની હવાએ બનાવી દીધું છે.

ભગવાનલાલની અંતિમ અવસ્થા વખતે તેમની આર્થિક પરિસ્થિતિ અસહ્ય ખરાબ હતી. પોતે એક સારા વૈધ હતા અને દવાદારૂ કરતા પણ પૈસા લેતા નહીં. તેથી જ એકપત્રમાં કેમ્પબેલે તેમની આ વૃતિને વખાણી હતી. છેલ્લે તો કોઈ વેપારીને ત્યાં રહેતા પછી થોડો સમય ડો. બર્જેસે અને કેમ્પબેલે પોતાની પાસે રાખ્યા હતા. પછી કાઠિયાવાડનાં રાજાઓ અને શ્રીમંતોની મદદથી ભાટિયાઓએ રૂા. ૧૦,૦૦૦નો ફાળો કરી વાલકેશ્વરમાં (મુંબઈ) એક મકાન ખરીદી આપ્યું. આહાહા...!! જગતની કરૂણા તો જુઓ આ મહાન પુરાવિદે પોતાની કમાણીમાંથી મકાન પણ ન બનાવ્યુ અને જેની આજે કરોડોમાં કિંમત થાય એવો સિકકા, મૂર્તિ અને શિલાલેખોનો, હસ્તપ્રતોનો સંગ્રહ કર્યો.

ઈ.સ. ૧૮૮૮માં આ મહાપુરૂષે બુહલરને જે છેલ્લો કાગળ લખેલો તેમાં પોતાની પરિસ્થિતિની ફરિયાદ કરતા લખેલું કે ''૪૯ વર્ષની ઉંમરે હું મારા ગુજરાન માટે કામ કરવા અશકત બની ગયો છું.'' ત્યારે જૂનાગઢનાં દીવાન પાસે પેન્શન માટે બુહલરે માંગણી કરવાની હતી ત્યાં તો પોતે વિદાય થયાં.

પંડિતજીને ડ્રોપસી (શોથ) રોગ થયો હતો. પગે સોજા



આવી ગયા હતા, શ્વાસ રોકાતો હતો એવા વખતે પોતે ક્ષત્રપવંશ વિશે પોતાનાં છેલ્લા વિચારો વિઠલજી કેશવજી દવેને લખાવ્યા અને પછી કહ્યું કે ''ભારતીય પુરાવિદ્યાને આ મારૂ છેલ્લું અર્પણ છે'' ક્ષત્રપ સિકકાઓ અને લેખોનાં છવ્વીસ વર્ષનાં ચાલુ તથા સાવધાન અભ્યાસથી જે વિચારો મેં બાંધ્યા છે તે આમા ઉતાર્યા છે, આ લખાણને પુરાવિદ્યા તરફનાં માત્ર ઋણ તરીકે હું ગણું છું.

છેલ્લે તેમને જૂનાગઢ આવવાની બહુ ઈચ્છા હતી. છેલ્લા સમયે તેમનાં હોઠ ફફડયા હતા કે મારી જન્મભૂમિ, હું ઘણો દિલગીર છું, આવો જૂનાગઢ પ્રત્યે તેમને સ્નેહ હતો, તેમનું મકાન આજનાં પોસ્ટ ઓફિસ રોડ ઉપર ગુલાબવાડી પાસે હતું. જે રોડનું જૂનું નામ ભગવાનલાલ ઈન્દ્રજી રોડ હતું. તે બદલાયું તેને પાછુ નામ આપી તેમની કદર કરવી જોઈએ.

ભગવાનલાલે તા. ૧૬/૩/૧૮૮૮નાં રોજ આ જગતમાંથી વિદાય લીધી.

ડો. ભગવાનલાલ પાછળ કોઈ દીકરો, દીકરી હતાં નહીં તેથી તેમણે પોતાની સઘળી વસ્તુઓ અને મકાન અને ધાર્મિક વિધી બાબતે વીલ બનાવ્યું હતું તે જાણવા જેવુ છે. પોતાના સંગ્રહનાં બધા જ હસ્ત લિખિત ગ્રંથો મુંબઈની રોયલ એશિયાટીક સોસાયટીને આપવા લખ્યું હતું.

સિકકાઓનો સંગ્રહ બ્રિટીશ મ્યુઝિયમને ભેટ આપવો, જયાં તે મારા નામ સાથે તેને પ્રદર્શિત કરવાની વિનંતી કરી હતી. જે તામ્રપત્રો અને શિલાલેખો મારી માલિકીનાં નથી જે તે ધણીને પાછા આપી પહોંચ મેળવી લેવી. બાકીનાં તામ્રપત્રો અને શિલાલેખો બ્રિટીશ મ્યુઝિયમને ભેટ આપવા.

સિંહધ્વજનો અભિલેખ પણ બ્રિટીશ મ્યુઝિયમને આપવો. જેને તે અમૂલ્યદાન અને અતિશય કિંમતી વારસો ગણતા હતા.

આ સિવાય પોતે હાથે લીધેલા લેખનાં રબીંગો, તાંબા પિત્તળની મૂર્તિઓ, કોતરકામ વાળી વસ્તુઓ, પુરાતત્ત્વીય નવાઈની ચીજો અને અનેક ભેટ બ્રિટીશ મ્યુઝિયમને આપવા જણાવ્યું હતું. પુરાત્ત્વ વિષયક છપાયેલા કિંમતી પુસ્તકોનો સંગ્રહ મુંબઈની નેટીવ જનરલ લાઈબ્રેરીને ભેટ આપવા કહ્યું હતું.વાલકેશ્વરનું ઘર કચ્છી ભાટિયાઓને હિંદુ સેનેટોરિયમ તરીકે વાપરવા આપી દેવા જણાવ્યું. પોતે જીવતા જ જીવત્ક્રિયા (જગતિયું) કરી લીધેલી તેથી વીલમાં મરણપછી ઉત્તરક્રિયા કરવાની આલેખી હતી. જો હું મુંબઈ બહાર મરણ પામું તો તે સ્થળનાં બ્રાહ્મણ મિત્રો મારા શરીરને બાળે પણ જો મુંબઈમાં મરણ પામુ તો પોતે જ તીર્થસ્થાનમાંથી લાવેલી માટીથી લીંપેલી જમીન ઉપર જયારે મરણને વાર નથી એમ લાગે ત્યારે શરીરને પથારીમાંથી ઉંચકી સુવારવું, ગંગાજળ પાવું,

મારા સંબંધી અથવા મિત્રોએ રામનામ લેતા લેતા મૃતદેહને સ્મશાને લઈ જવા મારા પાછળ કોઈ સ્ત્રી પુરૂષે રડવું નહીં કે સ્ત્રીઓએ છાતી કુટવી નહીં, સ્ત્રીઓએ તો હાજર જ ન રહેવું મારા મરણનાં ખબર જૂનાગઢ લખવા આવી બાબતો પોતે વીલમાં લખતા ગયા હતાં.

હવે છેલ્લે તેમનાં વિશે વિદ્વાનોએ ઉચ્ચારેલા અને લખેલા અવતરણોમાંથી તેમનું સાચું મૂલ્યાંકન કરીએ.

કોડ્રિંગ્ટન કહે છે ભગવાનલાલ સાચા વિદ્યાભકિત અને સત્યનાં ઉગ્ર પ્રેમી હતા. પિટર્સન કહે છે ભગવાનલાલમાં કોઈ જાતનું કપટ નહોતું અને એમનું જીવન શુદ્ધ હતું.બુહલર કહે છે ભગવાનલાલ નિષ્પક્ષપાતી અને ન્યાયી હતા. બીજાઓનાં ગુણોની કદાપી અદેખાઈ નહોતા કરતા, સાહિત્ય, ઈતિહાસ કે ભાષા સંબંધી વિચારોમાં મતભેદ ઉઠતા એમની ચર્ચાઓ હંમેશા સંયમી અને સૌજન્યપૂર્ણ રહેતી પોતાની હાર ખુલ્લી રીતે સ્વીકારતા હતા.

અમદાવાદની છઠ્ઠી ગુજરાતી સાહિત્ય પરિષદમાં બલવંતરાય ક. ઠાકોરે ભગવાનલાલ વિશે સાચું જ કહેલું છે કે ''આખી દુનિયાનાં શ્રેષ્ઠ ઈતિહાસ સંશોધકનાં વીણીવીણીને કરેલી હારમાં પણ દીપી ઉઠે એવુ નરરત્ન ભગવાનલાલ ઈન્દ્રજી હતા.''

શ્રી દુર્ગાશંકર શાસ્ત્રીએ લખ્યું છે કે ગુજરાતમાં પંડિત ભગવાનલાલ પછી એમની પેઠે પોતાની વિદ્યાથી ગુજરાતને આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા અપાવી શકે તેવો પ્રતિભાશાળી ઈતિહાસ સંશોધક જન્મયો નહીં.

## દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી

દુર્ગાશંકર શાસ્ત્રીનો સૌરાષ્ટ્રનાં પ્રથમવર્ગનાં એ સમયનાં રજવાડા નવાનગર (જામનગર) ખાતે પ્રશ્નોરા નાગર બ્રાહ્મણને ત્યાં જાન્યુઆરી ૧૮૮૨માં જન્મ થયો હતો. પ્રશ્નોરા નાગર બ્રાહ્મણોમાં ધાર્મિક ક્રિયાકાંડો અને વૈદના ધંધામાં આગળ પડતા હતા. દુર્ગાશંકર શાસ્ત્રીનું બાળપણ ગોંડલમાં વિત્યુ કારણ કે તેમનાં પિતા કેવળરામ શાસ્ત્રી ત્યાં સંસ્કૃત પાઠશાળાનાં શિક્ષક હતાં. આથી દુર્ગાશંકર શાસ્ત્રીને સંસ્કૃત તરફ નાનપણથી લગાવ બંધાઈ ગયો હતો તે પછી તેમણે સંસ્કૃત સાહિત્યનો ઉંડો અભ્યાસ કર્યો હતો છતાં તેમને રસ બે વિષયોમાં વધુ હતો. (૧) ઈતિહાસ (૨) તબીબી શાસ્ત્ર.

જેઓ શરૂઆતમાં રાજકોટમાં આવેલી લક્ષ્મણવાળા મેરામ વાળા (થાણા દેવળી) રાસાયણિક પ્રયોગશાળામાં નોકરીએ રહ્યા હતા. પછી થોડો સમય જામનગરમાં ગાળ્યા પછી ભાવનગરમાં ''કાન્ત'' નામે પ્રખ્યાત થયેલા કવિ શ્રી મણિશંકર રત્નજી ભટ્ટના સંપર્કમાં આવતા અને તેમની સાહિત્યિક



પ્રવૃત્તિની શરૂઆત થઈ તે પછી તેમણ ઋગવેદનું ગુજરાતીમાં ભાષાંતર કરવાની શરૂઆત કરી.

આ પછી તેમાણે મુંબઈમાં ઝંડુ ફાર્મસીમાં નોકરી સ્વીકારી લેતા તેઓ આર્થિક રીતે સારી રીતે પગભર બની જતાં લેખનકાર્યને વધુ વેગ મળ્યો હતો. પોતાને તબીબી શાસ્ત્રમાં રસ હોવાથી તેમાણે બાળકોનો વૈદ્ય (૧૯૧૭) માધવનિદાન (૧૯૧૮) ઝંડુભટ્ટનું જીવન ચરિત્ર (૧૯૧૯) નામના ત્રણ પુસ્તકો લખી લેખનકાર્યને આગળ ધપાવ્યું.

આ રીતે વૈદકશાસ્ત્ર સાથે સંકળાયેલા માનવે લેખનક્ષેત્રે પર્દાપણ કરી પછી પોતાનાં અભ્યાસનો વિષય ઈતિહાસને બનાવ્યો. નીચેનાં પુસ્તકો ઐતિહાસિક પદ્ધતિ મુજબ લખી પોતાનું નામ ઈતિહાસકાર તરીકે લખાવ્યું.

### (૧) વૈષ્ણવ ધર્મનો ઈતિહાસ :- (ઈ.સ.૧૯૧૮)

શાસ્ત્રીજીને વૈષ્ણવ ધર્મનો સારો અભ્યાસ અને અનુભવ હતો અને તેમનાં પૂર્વજો પણ આ ધર્મમાં શ્રદ્ધા ધરાવતા હતાં. આ સમયે ફાર્બસ સભાએ ગુજરાતનાં જુદા જુદા ધર્મો અને ગુજરાતનાં જીવન ઉપર તેમની અસરો એવા વિષયની નિબંધ સ્પર્ધા શરૂ કરી હતી. જેનો નિબંધ પ્રથમ આવેલ તેમને રૂા. ૫૦૧ નું રોકડ પારિતોષિક મળતું અને એ નિબંધને ફાર્બસ સભાનાં સામયિકમાં છપાતો હતો.આથી આ તક શાસ્ત્રીજીએ ઝડપી એ વિષય ઉપર વૈષ્ણવ ધર્મનો ઈતિહાસ લખ્યો અને તેમને પ્રથમ પારિતોષિક પણ મળ્યું. આ નિબંધ પછી ફાર્બસ સભાનાં સામયિકમાં છપાયો અને પછી પુસ્તકાકારે પણ છપાયો. જે ગ્રંથમાં વૈષ્ણવ ધર્મનો ઉદ્‌ભવ, વિકાસ, વિસ્તાર, વિશિષ્ટતાઓ, નિર્બળતાઓ, અસરો વગેરે બાબતોનું આલેખન કર્યુ. જેથી તેઓ તટસ્થ ઈતિહાસકાર તરીકે ખ્યાતિ પામ્યા.

### (૨) શૈવધર્મનો ઈતિહાસ :- ઈ.સ. ૧૯૨૫ :-

વૈષ્ણવધર્મનાં ઈતિહાસ ઉપરનાં કામથી પ્રોત્સાહિત થઈ તેમાણે એ જ મુદ્દાઓની ચર્ચા કરતા ''શૈવ ધર્મનો ઈતિહાસ'' લખ્યો જેમાં તેણે રૂઢિગત અને અવાસ્તવિક હકીકતોને ઉલેખી છે, એમ કરી તેમાણે શૈવધર્મનું વૈજ્ઞાનિક વિશ્લેષણ કરેલ છે.

### (૩) પુરાણ વિવેચન :- (ઈ.સ. ૧૯૩૧) :-

દુર્ગાશંકર શાસ્ત્રીને સંસ્કૃત ઉપર સારૂ એવુ પ્રભુત્વ હોવાથી તેમને પુરાણો ઉપર કામ કરવાની ઈચ્છા થઈ અને તેમાણે પુરાણોને ઈતિહાસનાં સાધનમાં કામ લઈ શકાય તે માટે પુરાણોનો સમય, વંશાવળીઓ, સ્થળનામો, વગેરે વગેરે ઉપર કામ કરી પુરાણ વિવેચન નામે પુસ્તક પ્રગટ કર્યું.

જેમાં પણ પોતે ઈતિહાસકારનું લક્ષણ બરાબર જાળવી રાખી. અતિશયોકિત, દંતકથા, ચમત્કારોને આલેખ્યા નથી.

**(૪) ગુજરાતનાં ધાર્મિક સ્થળો :- ઈ.સ. ૧૯૨૮ :-**

આ પુસ્તકમાં ગુજરાત સૌરાષ્ટ્રનાં યાત્રાધામોની સવિસ્તર માહિતી આપવામાં આવી છે.[૧]

**(૫) પ્રબંધ ચિંતામણિનું સંપાદન :- ઈ.સ. ૧૯૩૪ :-**

જેને ગુજરાતનાં સોલંકી વાઘેલા કાલીન ઈતિહાસ જાણવા માટે એક અગત્યનું સાધન માનવામાં આવે છે. એવા મેરૂતુંગાચાર્યએ લખેલા ''પ્રબંધચિંતામણી'' નું સંપાદન કર્યુ. તેમનાં સંપાદનમાં અતિશયોકિતઓ, દંતકથાઓને એક બાજુ રાખી ઈતિહાસનાં આધાર સાધન તરીકે ખપમાં આવે તે રીતે આલેખન કરી ઈતિહાસની મોટી સેવા કરી છે.

**(૬) પ્રશ્નોરા જ્ઞાતિનું દિગ્દર્શન :-ઈ.સ. ૧૯૩૭ :-**

જેમણે પ્રશ્નોરા જ્ઞાતિનું દિગ્દર્શન નામે પુસ્તક ઈ.સ. ૧૯૨૨માં લખ્યું અને તે પછી ઈ.સ. ૧૯૩૭માં તે ફરીવાર સુધારા વધારા સાથે બહાર પાડયું. જે પ્રશ્નોરા જ્ઞાતિ સમાજમાં જે સામાજિક, ધાર્મિક, રાજકીય અને સાંસ્કૃતિક રીતે ભાગ ભજવ્યો તેનું તેમાં આલેખન છે.

**(૭) ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઈતિહાસ (ઈ.સ.૧૯૩૭-૩૯) :-**

સંશોધનકારોને તેમનું આ (ઇ.સ. ૧૯૩૯) પુસ્તક ખૂબ જ ઉપયોગી થઈ પડ્યું છે. કારણ કે એ પુસ્તક લખવામાં તેમણે તમામ પ્રકારનાં સમકાલીન સાધનો, પ્રબંધો, જૈન ગ્રંથો, સિકકાઓ, અભિલેખોનો ઉપયોગ કર્યો છે. આથી આ પુસ્તક સંશોધનાત્મક બન્યું છે. જેમાં ચાવડા, ગુર્જર, પ્રતિહાર, રાષ્ટ્રકુટ, સોલંકી, વાઘેલા, રાજવંશોની અગત્યની વિગતો આપી છે. જેનાં ઉપર જ આજનાં સંશોધકો આગળ ચાલ્યા છે, જે બે ભાગમાં લખાયેલ છે.

**(૮) ભગવાનલાલ ઈન્દ્રજીનું જીવનચરિત્ર :-**

જૂનાગઢનાં વતની અને ભારતભરમાં ખ્યાતિ પામેલા મહાન પુરાતત્ત્વવિદ્ શ્રી ભગવાનલાલ ઈન્દ્રજીનું ઈ.સ. ૧૯૪૫માં જીવન ચરિત્ર આલેખ્યું જેના દ્વારા ભગવાનલાલનો સાચો પરિચય અને તેમના સંશોધન અને

૧. આ પરિપાટી ઉપર જ આ લખનારે (પ્રદ્યુમ્ન ખાચર) સૌરાષ્ટ્રનાં ૪૫૦ જેટલા ઐતિહાસિક શહેરો અને ગામનો પરિચય આલેખવાનું રાખી. ફૂલછાબમાં ''સૌરાષ્ટ્ર ઈતિહાસને પાને''નામે કટાર શરૂ કરી છે. તે ભવિષ્યમાં પુસ્તકાકારે બહાર પડશે.



પ્રવાસોની માહિતી મળે છે.

**(૯) ઐતિહાસિક સંશોધન :- (ઈ.સ. ૧૯૪૮) :-**

આ પુસ્તકમાં તેમનાં જુદા જુદા વિષયનાં લેખોને સંગ્રહિત કરવામાં આવ્યા છે.

**(૧૦) આપણી સંસ્કૃતિનાં કેટલાક વહેણો ઈ.૧૯૫૩ :-**

જે લેખોને ''ઐતિહાસિક સંશોધન'' માં સમાવી શકાયા નહોતા તેવા લેખનો સંગ્રહ આ નામે તેમનાં મૃત્યુ પછી પ્રગટ કરવામાં આવ્યો હતો. જેમાંથી સાચા ઈતિહાસકારનાં લક્ષણો પ્રગટ થાય છે.

આટલુ કામ વૈદકશાસ્ત્ર અને ઈતિહાસના ક્ષેત્રે કામ કરી ઈ.સ. ૧૯૫૨માં આ મહાપુરૂષે આ જગતમાંથી વિદાય લીધી.

ગુજરાતનાં ઈતિહાસ ઉપર વૈજ્ઞાનિક પદ્ધતિ અને સંશોધનાત્મક દૃષ્ટિથી લખનાર તેઓ સૌપ્રથમ હતા. તેમનાં લેખનમાં નીચેનાં મુદ્દાઓ અવશ્ય જોવા મળતા હતા. (૧) પુરાવા સહિત આલેખન (૨) સાધનોનું પરીક્ષણ (૩) ઉંડાણપૂર્વકનું અધ્યયન (૪) દંતકથા, ચમત્કારો, રૂઢિઓની અવગણના. તેમનાં ઈતિહાસ આલેખનમાં કયાંઇ રાષ્ટ્રીય, જ્ઞાતિ, જાતિ, ધર્મ આડો આવ્યો ન હતો. આ બધા પરિબળોથી પર રહીને તેમણે માત્ર સત્યનું જ આલેખન કર્યુ હતું. આ રીતે વ્યવસ્થિત અને ઐતિહાસિક પદ્ધતિનું મુજબ ક્રમબધ્ધ ગુજરાતમાં ઈતિહાસ આલેખનની શરૂઆત કરનાર તેઓ હતા.

## રસિકલાલ છોટાલાલ પરીખ

આ ઈતિહાસકાર એવા નસીબવંતા છે કે એક ખોળિયામાં અનેકરૂપ ધરાવતા હતા. જેમ કે ઈતિહાસવિદ્, બહુશ્રુત વિદ્વાન, વિવેચક,સંશોધક, કવિ નાટયલેખક, અનુવાદક અને એક સારા સંપાદક પણ હતા.

તેમનો જન્મ તા. ૨૦/૮/૧૮૯૭નાં રોજ સાદરા (જી. ગાંધીનગર) મુકામે થયો હતો. જેમણે પ્રાથમિક કેળવણી સાદરામાં અને માધ્યમિક શિક્ષણ અમદાવાદની પ્રોપાયટરી હાઈસ્કૂલમાં લઈ ઉચ્ચ શિક્ષણ પૂણેની ફર્ગ્યુસન કોલેજમાં ઈ.સ. ૧૯૧૩ થી ૧૯૧૭ સુધી શિક્ષણ મેળવ્યું.

આ સમયગાળા દરમયાન જ તેમની કારકિર્દીનો અગત્યનો ભાગ ઘડાયો અને મુનિશ્રી જિનવિજયજી તથા પંડિત સુખલાલજીના સંપર્કમાં આવવાથી તેમને ઈતિહાસ, હસ્તપ્રત વિજ્ઞાન અને જૈનદર્શનમાં રસ લાગ્યો હતો.તેઓએ બી.એ.ની પદવી મેળવી શરૂઆતમાં ''ગુજરાત કેળવણી મંડળ'' માં આજીવન સ્વયંસેવક તરીકે જોડાયા. આ પછી ગૂજરાત વિદ્યાપીઠમાં પછી ૧૯૩૭માં ગુજરાત વર્નાકયુલર સોસાયટી (હાલની ગુજરાત વિદ્યાસભા)

અને છેલ્લે ભો.જે. વિદ્યાભવનના નિયામક તરીકે કામ કર્યુ હતું.

### (૧) કાવ્યાનુ શાસન :-

ઈ.સ. ૧૯૩૭/૩૮ દરમ્યાન તેમણે ''કાવ્યાનુ શાસન'' ભાગ ૧-૨ નું સંપાદન કર્યુ, જેમાં પ્રાચીન કાળથી કુમારપાળના રાજયના અંત સુધીનો ગુજરાતનો સાંસ્કૃતિક ઈતિહાસ આપવામાં આવ્યો છે.

આ ગ્રંથના બીજા ભાગમાં ગુજરાતનાં ઈતિહાસની પૃષ્ઠભૂમિ આલેખી છે. જેમાં આર્નતો અને યાદવોને લગતી પૌરાણિક અનુશ્રૃતિઓ, મૌર્ય, યવન, ક્ષત્રપ, ગુપ્ત, મૈત્રક, ચાવડા, સોલંકી રાજયોના સાંસ્કૃતિક ઈતિહાસની વિશેષતાઓ વર્ણવી છે.

### (૨)ગુજરાતની રાજધાનીઓ :-

મુંબઈ યુનિવર્સિટીએ ઠકકર વસનજી માધવજી વ્યાખ્યાનો આપવા રસિકલાલને બોલાવ્યા અને તેમણે જે વ્યાખ્યાનો આપ્યા તે પુસ્તકરૂપે ઈ.સ. ૧૯૫૮માં આ નામે પ્રગટ થયા છે. જેમાં વસાહતોનો વિકાસ અને પ્રકાર, નગરોમાં વડનગર, દ્વારકા, ગિરિનગર, વલભી, ભિન્નમાલ-શ્રીમાલ, અણહિલપુરની વિગતો આલેખવામાં આવી છે.

### (૩) ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ :-

ગુજરાત યુનિવર્સિટીએ ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી વ્યાખ્યાનમાળામાં રસિકલાલને પાંચ વ્યાખ્યાનો આપવા માટે નિમંત્રાણ આપ્યું. ત્યારે તેમણે જે પાંચ વ્યાખ્યાનો આપ્યા તે પછી ઈ.સ. ૧૯૬૯માં તે ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' ના નામે પુસ્તકાકારે ગુજરાત યુનિવર્સિટીએ જ પ્રગટ કર્યા.

### (૪) નવલિકા અને વાર્તાઓ :-

જેઓ માત્ર ઈતિહાસકાર જ નહોતા પણ સાહિત્યના વિવેચક અને નવલિકાઓનાં સર્જક હતાં. જેમાં ''રાજમાતા''ઈ.સ. ૧૯૩૩, ''જીવનના વહેણો'' ઈ.સ.૧૯૪૧, ''રાજસૂત્ર'' ઈ.સ. ૧૯૪૦, ''શર્વિલક'' ઈ.સ. ૧૯૫૭, ''મેના ગુર્જરી'', ઈ.સ. ૧૯૭૭ વગેરે વગેરે તેમની કૃતિઓ છે.

આ સિવાય તેમણે વૈદિક પાઠાવલી ઈ.સ. ૧૯૨૭, કાવ્ય પ્રકાશ ખંડન,ઈ.સ.૧૯૫૩,'આનંદ મિમાંસા'ઈ.સ.૧૯૬૩, સરસ્વતી ચંદ્રનો મહિમા- એની પાત્ર સૃષ્ટિમાં ૧૯૭૬, વગેરે વગેરે કૃતિઓ રચી છે.

આ સિવાય તેમણે અન્ય વિદ્વાનો સાથે સંપાદન કાર્ય કર્યુ. (૧) તત્વોપપ્લવસિંહ, ૧૯૪૦ (૨) નૃત્યકોશ ભાગ-૧-૨, ઈ.સ. ૧૯૫૭ (૩) કાવ્યાદર્શ, ઈ.સ.૧૯૫૯ ઈ.સ. ૧૯૬૫માં ''પુરોવચન અને વિવેચન'' નામે



વિવેચન કર્યું. જેઓનું ઉપનામ ''મૂસિકાર'' અને ''સંજય હતું.''

### (૫) આકાશભાષિત :-

તેમણે જે રેડિયો વાર્તાલાપો આપ્યા હતા. તેનો સંગ્રહ ''આકાશભાષિત'' નામે ઈ.સ. ૧૯૭૪ માં બહાર પડચો હતો. જેમાં સંસ્કૃત સાહિત્ય અને ધર્મ તત્વજ્ઞાનની વચ્ચે ઈતિહાસ-સંસ્કૃતિનાં વાર્તાલાપો છે. જેમણે પુરાતત્ત્વમંદિર તરફથી ''પુરાતત્ત્વ'' નામે સંશોધનાત્મક ત્રૈમાસિકનાં સંપાદક તરીકે પણ કામ કર્યુ હતું. જેમાં સારા સારા વિદ્વાનોનાં ઈ.સ.૧૯૨૨-૨૭ સુધીમાં લેખો તેમણે પ્રગટ કરાવ્યા હતાં.

### (૬) ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ :-

ગુજરાતનાં ઈતિહાસ માટે છેલ્લા ૫૦ વર્ષમાં જે સૌથી સારૂ કામ થયું છે. એવા ''ગુજરાતનાં રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ'' ભાગ-૧ થી ૯ તૈયાર થયા તેમાં ભાગ ૧થી ૭ માં તેઓ મુખ્ય સંપાદક હતા. તેમનાં હાથ નીચે જ પ્રકરણોની યોજના, તજજ્ઞ લેખકોની પસંદગી, આવેલ પ્રકરણોનું પરામર્શન વગેરે થયું હતું. જેનાં લીધે જ એવી સુંદર ગ્રંથશ્રેણી ગુજરાતને મળી છે. જેમાં પોતે પણ ઘણા બધા પ્રકરણો લખ્યા છે જે તેમની પાકટવયનું ઈતિહાસ નિરૂપણની શાસ્ત્રીય પદ્ધતિનું છેલ્લું પ્રદાન ગણાય તેમ છે.

### માન સન્માન :-

આ બહુશ્રુત વિદ્વાનને સમાજે અને જુદી જુદી સંસ્થાઓએ સારૂ એવું માન આપ્યું હતું. જેમણે સંસ્કૃત અને ભારતીય સંસ્કૃતિનાં વિષયમાં અનેક અનુસ્નાતક તથા પીએચ.ડી. કક્ષાનાં વિદ્યાર્થીઓને તૈયાર કરી તેમનાં હૃદયમાં અદકેરૂ માન મેળવ્યું.

ગુજરાતી સાહિત્ય પરિષદનાં ૨૨માં અધિવેશનનાં પ્રમુખપદે એમની વરણી થયેલી એ સિવાય ગુજરાત સાહિત્યસભાનું પ્રમુખપદ, ગુજરાત ઈતિહાસ પરિષદનું પ્રમુખપદ પણ ભોગવ્યું હતું.

જેમને ઈ.સ. ૧૯૪૨માં ગુજરાત સાહિત્ય સભા તરફથી રણજિતરામ સુવર્ણચંદ્રક તથા ૧૯૬૦માં સાહિત્ય અકાદમી દિલ્હી તરફથી ''શર્વિલક'' ને રાષ્ટ્રીય પારિતોષિક મળ્યુ હતું.

આ રીતે તેમનું જીવન વિત્યું અને તેમણે આ બધુ સર્જન કરી લોકોની સેવાકરી છે. તેમનું પ્રદાન સાહિત્ય,તત્વજ્ઞાન અને ઈતિહાસ સંશોધનમાં અનેરૂ અને અવિસ્મરણીય છે.

તા. ૧/૧૧/૧૯૮૨નાં રોજ અમદાવાદ ખાતે તેમનું

અવસાન થયું.

## ડો. શંભુપ્રસાદ હરપ્રસાદ દેશાઈ

આ માણસનાં ભાગ્યમાં એવી જસરેખા હતી કે તેમણે ઈતિહાસનાં ક્ષેત્રે કામ કરી. રાજા મહારાજાઓ, વિદ્વાનો, પ્રોફેસરો, લેખકો, વકીલો, રાજકવિઓ, લોકકવિઓ, બારોટો અને સંતોનાં હૃદયમાં આદરપૂર્ણ સ્થાન પામી અમર બની ગયા છે.

સમગ્ર સૌરાષ્ટ્રમાં ઈતિહાસરસિકોનાં હૃદયમાં શંભુભાઈનાં હુલામણા નામથી ખૂબ જ માન મેળવ્યું હતું.

શ્રી શંભુપ્રસાદ હરપ્રસાદ દેશાઈનો જન્મ ૬/૮/૧૯૦૮ (વિ.સ. ૧૯૬૪ શ્રાવણ સુદી ૯ ગુરૂવાર) નાં રોજ સમુદ્ર કિનારે આવેલા ચોરવાડ ગામે થયો હતો. આ સમયે તેમનાં પિતાશ્રી હરપ્રસાદ ઉદયશંકર દેશાઈ ચોરવાડનાં વહીવટદાર અને નવાબ રસુલખાન બાબીનાં પ્રીતિપાત્ર અને વિશ્વાસું દરબારી હતા. તેમને વિદ્વતા પણ વારસામાં મળી હતી. કારણ કે તેમના પિતાશ્રી ગુજરાતી, ફારસી, ઉર્દુ, હિન્દી અને સંસ્કૃતનાં વિદ્વાન હતા.

તેઓએ શરૂઆતમાં અમદાવાદની ગુજરાત કોલેજમાં પ્રવેશ મેળવ્યો હતો, ત્યાં તેમણે અર્થશાસ્ત્ર વિષય પસંદ કર્યો હતો, પરંતુ શંભુભાઈનું ફારસી જ્ઞાન સારૂ હોવાને લીધે પ્રો. એમ. એસ. કોમિસેરીયટે તેમને ઈતિહાસ વિષય પસંદ કરવા સમજાવ્યા તેથી પછી શંભુભાઈએ ઈતિહાસ વિષય પસંદ કર્યો હતો અને છેલ્લે બહાઉદ્દીન કોલેજમાંથી બી.એ.ની પદવી મેળવી હતી. તેઓએ એલ.એલ. બી. ની પદવી પણ મેળવી હતી. સૌરાષ્ટ્ર યુનિવર્સિટીએ તેમને ડીલીટની પદવી માનદ આપી હતી.

અભ્યાસપૂર્ણ કર્યા બાદ તેમણે જૂનાગઢ રાજયમાં નોકરી સ્વીકારી હતી. સ્વતંત્રતા મળ્યા બાદ ડેપ્યુટી કલેકટર અને પછીથી કલેકટર શ્રીનો હોદ્દો ભોગવીને અમરેલીનાં જીલ્લા કલેકટર પદેથી નિવૃત્ત થયા હતાં. તેમનાં નોકરીકાળ દરમ્યાન પોતે સ્વચ્છ અને પ્રમાણિક અધિકારી તરીકેની છાપ ઉભી કરી હતી. કામનો સ્થળ ઉપર જ ત્વરિત નિકાલ, કર્મચારીઓ પ્રત્યેની સહાનુભૂતિ, અરજદારો પ્રત્યે વિવેક અને સંતોષકારક જવાબો આપવાની પદ્ધતિથી સામાન્યજનમાં પણ આદરપૂર્ણ સ્થાન પામ્યા હતા.

શંભુભાઈ માત્ર ઈતિહાસકાર જ નહોતા પણ તેમણે ઈતિહાસ, નાટક અને કાવ્યો, નવલકથા પ્રવાસવર્ણનો પણ લખ્યા છે. તેમણે લખેલા મહત્વનાં પુસ્તકો ઉપરએક નજર કરીએ.

### (૧) સૌરાષ્ટ્રનો ઈતિહાસ :-



જયારે સૌરાષ્ટ્રનો ઈતિહાસ એક સળંગસૂત્રમાં મળતો નહોતો તેવા સમયે ઈ.સ.૧૯૫૭/૫૮ માં તેમણે સૌરાષ્ટ્રનો ઈતિહાસ લખી પ્રગટ કર્યો. તે પછી તો સુધારા વધારા સાથે ઈ.સ.૧૯૬૭માં બીજી અને ઈ.સ. ૧૯૯૦માં ત્રીજી આવૃત્તિ બહાર પડી છે. આમાં તેમણે પ્રાચીન સમય, મૌર્યસામ્રાજ્ય, શકસમય, ગુપ્ત સામ્રાજય, વલભી સામ્રાજય, વલભી પશ્ચાદ, રાજપૂત સમય, ગુજરાતનાં સુલતાનો, મુગલ સામ્રાજય, મુગલ સામ્રાજયના અંત પછી, બ્રિટીશ સામ્રાજય અને સ્વાધીન સૌરાષ્ટ્ર આટલા વિભાગો કરીને આ ઈતિહાસ આલેખ્યો છે જેમાં જે તે સમયની રાજકીય, સામાજિક, આર્થિક અને સાંસ્કૃતિક પરિસ્થિતિ અને સૌરાષ્ટ્રનાં ઈતિહાસનાં ગુંચવાયેલા પ્રશ્નોની ચર્ચા પણ કરી છે, ઘણી બધી મહેનત લઈને આ ગ્રંથનું સર્જન થયું છે.

### (૨) પ્રભાસ અને સોમનાથ :-

આ ગ્રંથમાં લેખકે પ્રાગ ઐતિહાસિક પ્રભાસ, તીર્થશ્રેષ્ઠ પ્રભાસ, સોમનાથની સ્થાપના, શિવપૂજા અને લિંગપૂજા અને સોમનાથનાં જે વારંવાર ખંડન થયા અને જીર્ણોદ્ધાર થયા તેની ઐતિહાસિક પ્રમાણો સાથે ચર્ચા કરી છે. આ ગ્રંથનાં ૧૨જેટલા પરિશિષ્ટો પણ ખૂબ જ અગત્યનાં છે. આ ગ્રંથની પ્રથમ આવૃત્તિ ઈ.સ. ૧૯૬૫માં થઈ હતી.

### (૩) જૂનાગઢ અને ગિરનાર

જૂનાગઢના ઈતિહાસ માટે બે ત્રાણ પુસ્તકો હતા. જેમ કે ગુલાબશંકર વોરાનો જૂનાગઢનો ઈતિહાસ ઈ.સ.૧૮૯૮ અને બાબી રૂલર ઓફ સોરઠ પરંતુ તેમાં પૂરેપૂરી વિગતો નહોતી આ ખામીને નિવારવા તેમણે જૂનાગઢ અને ગિરનારનું સર્જન ઈ.સ. ૧૯૭૫માં કર્યુ. જેની બીજી આવૃત્તિ ઈ.સ. ૧૯૯૦માં થઈ આ પુસ્તકમાં પ્રાચીન ઈતિહાસ, ચુડાસમાવંશ, મુસ્લિમ સમય, બાબીવંશ પૂર્વાધ, બાબીવંશ ઉતરાર્ધ, બાબીવંશનો અંત, ગિરનાર આટલા મુદ્દાઓની સવિસ્તર ચર્ચા કરી તેમાં જૂનાગઢનાં રાજકીય ઈતિહાસ સાથે સાથે સામાજિક, સાંસ્કૃતિ ઈતિહાસનેપણ આવરી લેવામાં આવ્યો છે. આ પુસ્તકનાં ૨૫ પરિશિષ્ટ પણ સારી એવી માહિતી પૂરી પાડે છે.

### (૪) તારીખે સોરઠ-વ-હાલાર

દીવાન રણછોડજી કૃત ફારસી ભાષામાં '' વકાયાએ - સોરઠ- હાલાર '' નામનો ગ્રંથ હતો. જેનું ઈ.સ.૧૮૮૧માં જેમ્સ બરજેસે અંગ્રેજીમાં અનુવાદ કર્યો હતો. તે પછી ''સોરઠી તવારીખ''નામે ભાણજી ગોકુળજી પારેખે તેનો ગુજરાતી અનુવાદ ઈ.સ. ૧૮૯૧માં કરેલ પરંતુ આ બન્ને અનુવાદોમાં થોડીક ક્ષતિઓ રહી ગઈ હોય તેવો તેમને સતત આભાસ થતોહતો.

તેથી તેઓએ ખૂબ જ પરિશ્રમ કરીને ફારસી ભાષાની મૂળ હસ્તપ્રતો મેળવીને બધાને મેળવી આ ગ્રંથ ઈ.સ. ૧૯૭૮માં પ્રગટ કર્યો. જે ઈતિહાસ લેખનમાં એક મહત્વનાં સાધન તરીકે સ્વીકારાયેલો છે, જેમાં ૯ પ્રકરણોમાં સોરઠ અને હાલારનું વર્ણન છે.

### (૫) પિતૃતર્પણ

આ પુસ્તકમાં તેમણે પોતાનાં પૂર્વજોનું તર્પણ કરી તેમનો ઈતિહાસ આલેખ્યો છે. જેમાંથી શૂરવીર નાગર પુરૂષોનો ઈતિહાસ અને તેમનાં પિતાશ્રી હરપ્રસાદ દેશાઈ અને કાદુમકરાણીની વિગતો જાણવા મળે છે. આ સિવાય સૌરાષ્ટ્રનાં ઈતિહાસની ઘણી વિગતો તેમા આલેખી છે.

### (૬) અરેબિક એન્ડ પર્શિયન ઈન્સસ્ક્રીપ્શન ઓફ સૌરાષ્ટ્ર :-

મારી દ્રષ્ટિએ શંભુપ્રસાદ દેસાઈનું સૌથી મહત્વનું કોઈ પ્રદાન હોય તો તે આ ગ્રંથ છે. કારણ કે સૌરાષ્ટ્રમાં જે જે અરેબિક અને પર્શિયન શિલાલેખો હતાં. તે હવે કોઈ ઉકેલવાની મહેનત કરત નહીં. જે પોતે આ બન્ને ભાષાનાં નિષ્ણાંત હોવાને કારણે કામ કર્યુ અને આ ગ્રંથમાં ઘોઘા, પ્રભાસપાટણ લોલિયાણા, ઉના, વેરાવળ, માંગરોળ, મહુવા, વઢવાણ, પ્રશ્નાવાડા, જૂનાગઢ, બેટદ્વારકા, રાણપુર, કુતિયાણા, તળાજા, ખરકડી, દેલવાડા મૂકામે આવેલા અરેબિક અને પર્શિયન શિલાલેખો કુલ ૭૦ સંગ્રહિત કરી તેમાં તેમનો અનુવાદ આપ્યો છે.આ પુસ્તક ઈતિહાસ આલેખનમાં પ્રથમ કક્ષાનાં સાધન તરીકે તે ઉપયોગમાં આવે છે. આજે આમાંનાં ઘણાખરા લેખો તૂટી ગયા, ઘસાય ગયા છે, ત્યારે આ માણસે તેને આમાં સંગ્રહિત કરી બચાવી લીધા છે, તે તેમનું અવિસ્મરણીય પ્રદાન છે. આ પુસ્તક ઈ.સ. ૧૯૮૦માં પ્રગટ થયું.

### (૭) અન્ય :-

આ સિવાય અન્ય પુસ્તકો પણ તેમણે લખ્યા જેમ કે (૧) ગિર (૨) કનડાનો કેર (૩) કહાનદાસ બક્ષી (૪) ઈતિહાસ દર્શન ભાગ ૧ થી ૫ (૫) જગદંબા અને બીજી વાર્તાઓ (૬) અંતરકૂવો (૭) સૌરાષ્ટ્રનાં ઈતિહાસની વાર્તાઓ (૮) દ્વારકા (૯) પ્રકાશ અને પરિચય (૧૦) પવનની પાંખે (રેડિયો વાર્તાલાપ) (૧૧) બહાદૂરશાહ ઝફર (નાટક) (૧૨) કૈ. હરપ્રસાદ દેશાઈનું જીવન ચરિત્ર વગેરે વગેરે છે. નાનીનાની પ્રવાસી માર્ગદર્શિકાઓ પણ તેમણે લખી છે.

### લેખન પદ્ધતિ :-

શંભુપ્રસાદ દેશાઈની લેખનપદ્ધતિ સરળ અને લોકભોગ્ય હતી. તેમણે ચારણી અને બારોટનાં સાહિત્ય અને કંઠોપકંઠ પરંપરાને



પણ સામેલ કરી તેની ચકાસણી કરીને તેમનાં ગ્રંથોમાં વિગતો આલેખી છે. પોતે કલેકટર શ્રી હોવાને નાતે ઘણા બધા ગામોમાં ફરેલા અને ચારણો, બારોટોને રાજા મહારાજાઓને મળેલા તે બધા પાસેથી વિગતો મેળવી તેમણે સૌરાષ્ટ્રનાં ઈતિહાસમાં સમાવવાનો નમ્ર પ્રયત્ન કર્યો છે. જે બધી વિગતો આજના સંશોધકને તૈયાર સામગ્રી તરીકે કામમાં આવે છે. માત્ર કયારેક તેમનાં ગ્રંથોમાં પાદનોંધમાં પૃષ્ઠાંક મોટેભાગે આપેલા નહીં હોવાથી થોડી મુશ્કેલી પડે છે.

તેઓ તા. ૩/૪/૨૦૦૦ નાં રોજ અવસાન પામ્યા પણ સૌરાષ્ટ્રવાસીના હૃદયમાં ખરેખર વસી ગયા છે. આ લખનારને તો ઈ.સ. ૧૯૯૨થી તેમના અવસાનના આગલા દિવસ સુધી તેમની સાથે બેસવાનો અને ઘણું બધુ શીખવાનો મોકો મળ્યો હતો. તે બધુ જ સતત યાદ આવ્યા કરે છે. જેમણે સૌરાષ્ટ્ર કચ્છ ઈતિહાસ પરિષદની સ્થાપના કરી છે. જે આજે ઉગતા સંશોધકોને ખૂબ જ મદદ કરી રહી છે. તે પણ તેમનું જ પ્રદાન છે. હું પણ આ પરિષદનાં કારણે ઘણો બધો ઘડાયો છું અને છેલ્લા ૬ વર્ષથી મંત્રીપદનું કાર્ય સંભાળી રહ્યો છું.

## ડો. હસમુખલાલ ધીરજલાલ સાંકળિયા

ભારતનાં આંતરરાષ્ટ્રીય ખ્યાતનામ પુરાતત્ત્વવિદ્ અને ભારતીય સંસ્કૃતિ તથા ઈતિહાસનાં ક્ષેત્રે ઉંડો અભ્યાસ તથા કિંમતી સંશોધન કરી અનેક ઈનામો તથા ફેલોશિપ તેમજ ભારત સરકાર તરફથી પદમભૂષણનું બહુમાન મેળવનાર શ્રી પ્રા. ડો. હસમુખલાલ ધીરજલાલ સાંકળિયાનો જન્મ તા.૧૦/૧૨/૧૯૦૮નાં રોજ મુંબઈ ખાતે થયો હતો. જેઓ વૈષ્ણવ સંપ્રદાયમાં માનનારા હતા તેઓનું મૂળવતન સુરત હતું.

ઈતિહાસ વિષય સાથે તેમણે ઈન્ટરમાં પ્રથમ વર્ગ મેળવ્યો હોવા છતાં બી.એ. માં મુખ્ય વિષય સંસ્કૃત રાખી ૧૯૨૯માં બીજા વર્ગથી પાસ થયા હતા. એમ. એ. માં નાલંદા વિદ્યાપીઠ ઉપર મહાનિબંધ લખ્યો હતો. આ મહાનિબંધને ફકત ભારતમાં જ નહીં પણ નેપાળ, ભૂતાન, ચીન, જાપાન વગેરે દેશોમાં પણ સારો આવકાર મળ્યો હતો.

તેઓ ઈ.સ. ૧૯૩૪માં ઈંગ્લેંડ ગયા અને ત્યાં ડો. અર્નેસ્ટ મેકેનાં હાથ નીચે સિંધમાં ચન્હુ-દડોનાં ખોદકામમાં તેમને તાલીમ મળી અને પછી આર્કિયોલોજી ઓફ ગુજરાત (Archeology of Gujarat) નામનો મહાનિબંધ તૈયાર કરી લંડન યુનિવર્સિટીમાંથી પીએચ.ડી.ની પદવી મેળવી હતી.

ઈંગ્લેન્ડથી પાછા ફરીને પૂનાને કર્મભૂમિ બનાવી અને ઈ.સ. ૧૯૩૭થી તેઓ પૂનાની અનુસ્નાતક સંશોધન સંસ્થા ડેકકન કોલેજમાં

આદિ ભારતીય અને પ્રાચીન ઈતિહાસનાં પ્રાધ્યાપક અને પૂના યુનિવર્સિટીનાં પ્રાચીન ભારતીય સંસ્કૃતિ અને પુરાતત્ત્વ વિભાગનાં અધ્યક્ષ બન્યા હતા. નિવૃત્ત થયા પછી પણ એ જ કોલેજમાં માનદ સેવા આપતા હતા. કોલેજની સામે બંધાયેલા પોતાનો બંગલો ''સચ્ચિદાનંદ'' તેમના અવસાન પછી કોલેજને અર્પણ કરી આપ્યો હતો, પુસ્તકો પણ લાઈબ્રેરીને જ આપી દીધા. જેમણે સંખ્યાબંધ વિદ્યાર્થીઓને માર્ગદર્શન આપ્યું હતું.

જેમને સંખ્યાબંધ પારિતોષિકો મળ્યા હતા. (૧) ભગવાનલાલ ઈંદ્રજી પારિતોષિક, મુંબઈ વિદ્યાપીઠ, ૧૯૩૩. (૨) રૌપ્ય ચંદ્રક, રોયલ એશિયાટિક સોસાયટી, મુંબઈ-૧૯૪૪. (૩) રણજીતરામ સુવર્ણચંદ્રક, ગુજરાત સાહિત્ય સભા, અમદાવાદ-૧૯૬૭. (૪) દાદાભાઈ નવરોજજી પારિતોષિક , મુંબઈ- ૧૯૬૮. (૫) ચક્રવર્તી રૌપ્યચંદ્રક, એશિયાટિક સોસાયટી કલકતા-૧૯૭૨. (૬) રોબર્ટ બ્રુસ ફૂટ પ્લેક, કલકતા, ૧૯૭૪. (૭)હરિ ઓમ પારિતોષિક, દક્ષિણ ગુજરાત યુનિ. સુરત- ૧૯૭૫. (૮) કેમ્પબેલ મેમોરિયલ સુવર્ણચંદ્રક, ૧૯૭૪, એશિયાટિક સોસાયટી-મુંબઈ, ૧૯૭૭. (૯) પોતાના વિષયમાં શ્રેષ્ઠ પ્રદાન બદલ સ્વદેશ અને પરદેશમાં ખ્યાતિ મેળવવા બદલ વિશ્વગુર્જરી પારિતોષિક- રૂા. ૪૦૦૦ (૧૦) પુસ્તકોને પારિતોષિક.

આ સિવાય ઘણી બધી સંસ્થાઓના તેમને માનાર્હ શિષ્યવૃત્તિ અને સભ્યપદ મળ્યા હતાં. આ સિવાય ભારતભરમાં તેમના જાહેર સન્માનો પણ ગોઠવાયા હતા, એ જ એમના કામની યોગ્ય કદર કરી બતાવે છે.

પોતાના કાર્યકાળ દરમ્યાન તેમણે અનેક જગ્યાએ ઉત્ખનન કાર્ય કરી માનવીની પ્રાચીનતમ સંસ્કૃતિનાં અનેકવિધ પાસા પ્રકાશિત કર્યા છે.

જેમણે ગુજરાતમાં (૧) લાંઘણજમાં ૧૯૪૨, ૧૯૪૪-૪૯, ૧૯૬૨- ૬૩ (૨) આખજ ૧૯૪૭-૪૮ (૩) વલાસનાં ૧૯૪૭-૪૮ (૪)રંગપુર ૧૯૪૭-૪૮ (૫) દ્વારકા- ૧૯૬૩ (૬) સોમનાથ (પ્રભાસ) ૧૯૭૨-૧૯૭૫-૧૯૭૭ આટલી જગ્યાઓએ ઉત્ખનનો કર્યા હતા.

જ્યારે મહારાષ્ટ્રમાં (૧) કોલ્હાપુર (૨) જોર્વે (૩) નાસિક (૪) નેવાસા (૫) ચિર્કી (૬) ઈનામ ગાંવ અને મધ્યપ્રદેશમાં (૧) મહેશ્વર (૨) નાવડા ટોળી (૩) ત્રિપુરી (૪) કાયથા કર્ણાટકમાં (૧) સંગનકળ (૨) ટેકકલ કોટા અને રાજસ્થાનમાં આહડ મુકામે ઉત્ખનન કાર્ય કરાવ્યું હતું.

આ આંતરરાષ્ટ્રીય ખ્યાતિ પ્રાપ્ત વિદ્વાને ઘણા બધા અનુમાનો કે સત્યો બાંધ્યા હતા. તે બહુ જ મહત્ત્વનાં છે. જેમ કે આદિમાનવ



ભારત વર્ષમાં પ્રથમ કચ્છમાં આવ્યો હતો અને કચ્છમાંથી સૌરાષ્ટ્ર તથા અન્ય સ્થળોએ ગયો હતો. કચ્છમાંથી પાષાણયુગનાં અવશેષો પ્રાપ્ત થયા છે. તેમણે રામાયણ વિશે સંશોધન કરીને એમાં વર્ણવેલ બનાવોનો સમય અંદાજથી દર્શાવેલ છે. એ સિવાય તેમણે હાલની અયોધ્યા એ જ રામાયણ કાળની અયોધ્યા હોવાનું અને રામાયણનાં બનાવ મહાભારતની પહેલા ના હોવાનું સ્પષ્ટતાથી જણાવેલ છે.

ડો. સાંકળિયાની પ્રતિભાનાં ત્રણ ગુણ-લક્ષણો હતા. (૧) પુરાતત્ત્વની વિદ્યાનિષ્ઠા (૨) નિર્મોહી આચરણ (૩) ઉચ્ચ માનવીય મૂલ્યોમાં અડગ શ્રદ્ધા આ બધા લક્ષણોને હિસાબે જ તેઓ પુરાતત્ત્વનાં ક્ષેત્રે આંતરરાષ્ટ્રીય સ્તરનાં વિદ્વાન બની ગયા હતા. જો કે તેઓ ભારતનાં પુરાતત્ત્વ વિશે કહેતા કે ''ભારતમાં પુરાતત્ત્વનું ભાવિ ખરેખર ધૂંધળુ છે.''

સાંકળિયા સાહેબે અસંખ્ય સ્થળોએ પ્રતિષ્ઠિત વ્યાખ્યાનમાળાઓમાં વ્યાખ્યાનો આપ્યા હતાં. જેમનાં ઘણા મહત્ત્વનાં પ્રકાશનો બહાર પડચા છે.

આ બધા પ્રકાશનો ઉચ્ચકોટિના છે અને પુરાતત્ત્વનો અભ્યાસ કરનારા માટે ખૂબ જ ઉપયોગી અને માર્ગદર્શક થઈ પડે તેવા છે. તેમણે ''પુરાતત્ત્વને ચરણે'' નામથી પોતાની આત્મકથા સુંદર અને રસાળ શૈલીમાં આલેખી છે. જે વાંચતા આ મહાપુરૂષનાં જીવનનો પૂર્ણપણે ખ્યાલ આપણને મળે છે. કોઈપણ વ્યકિતએ પોતાને પુરાતત્ત્વવિદ્ તરીકે ઓળખાવતા પહેલા ડો. સાંકળીયાની આત્મકથા અવશ્ય વાંચવી જોઈએ.

આટલા પ્રકાશનો સિવાય તેમણે ૧૯૪ અંગ્રેજીમાં સંશોધન લેખો અને ગુજરાતીમાં ૪૪, મરાઠીમાં ૫૫ અને હિંદીમાં ૨૬ સંશોધન લેખો લખ્યા હતા. આ બધાનો સરવાળો કરીને વિચાર કરજો કે આ માણસે પોતાની જીંદગીની પળેપળનો ઉપયોગ પુરાતત્ત્વને માટે જ કર્યો છે, તો જ આટલું પ્રકાશન કાર્ય થઈ શકે. કદાચ આ પ્રવૃતિથી તેમની ઘરની ઘણી બધી પ્રવૃતિઓ અટકી ગઈ હશે. એ બધાનો ત્યાગ કરીને આ માણસે રાષ્ટ્રની સેવા કરી છે, તેની ઈતિહાસ અવશ્ય નોંધ લે છે.

આ મહામાનવે ૪૮ વિદ્યાર્થીઓને પીએચ.ડી.નું માર્ગદર્શન આપી ધૂરંધર વિદ્વાનો બનાવ્યા છે. હું જાણું છું એ મુજબ ડો. સાંકળિયા સાહેબનાં ત્રણ સારા વિદ્યાર્થીઓ ગુજરાતને મળ્યા છે. ગુજરાત રાજયનાં પુરાતત્ત્વ ખાતાનાં આસીસ્ટંટ ડાયરેકટર શ્રી વાય. એમ. ચિત્તલવાલા કેજેમણે પણ અનેક મહત્ત્વનાં ઉત્ખનનો કર્યા છે. બીજા ડો. ર.ના.મહેતા અને ત્રીજા

ધનસુરા કોલેજનાં પ્રિ. સુમન બહેન પંડ્યા સાંકળિયા સાહેબનાં અંતેવાસી અને સારા વિદ્યાર્થીની ગણાય છે.

આ ઉચ્ચકોટિના વિદ્વાન અને આચાર્યવય જ. ગુ. શ્રી વલ્લભાચાર્યજીનાં પુષ્ટિમાર્ગને પાળનારાનું તા. ૨૮/૧/૧૯૮૯નાં રોજ શનિવારે પૂના ખાતેનાં તેમનાં નિવાસસ્થાન ''સચ્ચિદાનંદ'' માં જ અવસાન થયું. જેમનાં ધર્મપત્ની શ્રીમતી સરલાબહેન પણ સાંકળિયા સાહેબને સતત સાથ સહકાર આપતા રહ્યા હતા, જેમના હિસાબે જ આવું રૂડું કામ તેઓ કરી શકયા હતા તેની પણ નોંધ લઈએ.

## ડો. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી

સૌરાષ્ટ્રનાં ઈતિહાસ માટે કાંઈપણ લખતા હોઈએ ત્યારે અવશ્ય કયાંક ને કયાંક આ માણસનું નામ આપણે લેવું જ પડે અને તેમના ગ્રંથોના પાના ઉથલાવવા જ પડે એવા પ્રા. ડો. હરિપ્રસાદ ગંગાશંકર શાસ્ત્રી છે. જેમણે ભારતનાં સુપ્રસિદ્ધ ઈતિહાસકાર તરીકેની નામના મેળવી છે.

જેમનો જન્મ તા. ૧૭/૧૦/૧૯૧૯ નાં રોજ ખેડા જીલ્લાનાં પેટલાદ તાલુકાના મલાતજ ગામે થયો હતો. જેમને વિદ્વતા વારસામાં મળી હતી, તેમનાં પિતામહ શ્રી વ્રજલાલ કાળીદાસ શાસ્ત્રી સંસ્કૃત - પ્રાકૃત અપભ્રંશના સાક્ષર અને ભાષાશાસ્ત્રી હતા. પિતા ધર્મશાસ્ત્ર અને જયોતિષનાં જ્ઞાતા હતા. તેમનાં મોટાભાઈ પ્રો. શંકરલાલ શાસ્ત્રી જૂનાગઢની બહાઉદ્દીન કોલેજમાં પ્રોફેસર અને ગુજરાતી સાહિત્યનાં વિદ્વાન વિવેચક હતા.

ડો. હરિપ્રસાદ શાસ્ત્રીનાં બાળપણનાં બાર વર્ષ મલાતજમાં વિત્યા. તેઓ નાનપણથી જ હોંશિયાર વિદ્યાર્થી હતા અને દર વર્ષે ઉંચા નંબરે પાસ થતાં હતાં. જેમણે જૂનાગઢની બહાદૂરખાનજી હાઈસ્કૂલ (વર્તમાન સ્વામી વિવેકાનંદ વિદ્યામંદિર) અને બહાઉદ્દીન કોલેજમાં શિક્ષણ મેળવ્યું હતું.તેઓ ઈ.સ. ૧૯૪૦માં બહાઉદ્દીન કોલેજમાંથી બી. એ. (ઓનર્સ) સંસ્કૃત પ્રથમ વર્ગ મેળવી થયા પછી અમદાવાદમાંથી તેઓ ઈ.સ. ૧૯૪૨માં એપિગ્રાફી વિષય સાથે અનુસ્નાતક થયા.

પરંતુ પછીથી તેઓ ઈતિહાસ અને સંસ્કૃતિનાં અભ્યાસી બન્યા. તેઓ ભો.જે. વિદ્યાભવનમાં પ્રથમ ત્રણ વર્ષ ફેલો તરીકે અને ઈ.સ. ૧૯૪૫થી અધ્યાપક તરીકે જોડાયા. આ સમયે ભો. જે. વિદ્યાભવનનાં વિદ્વાન અધ્યક્ષ પ્રો. ૨. છો. પરીખને આ હીરાની પરખ થઈ જતાં હરિપ્રસાદજીને સંશોધન તરફ વધુને વધુ ઢાળ્યા. આમ એક સારા ગુરૂને હિસાબે ડો. હરિપ્રસાદ શાસ્ત્રી ગુરૂની સાથોસાથ ચાલે તેવા વિદ્વાન બન્યા જે બાબત બન્ને વ્યકિત માટે



ગૌરવરૂપ મનાય તેવી છે.ઈ.સ. ૧૯૪૫-૪૬માં તેમણે પુરાતત્ત્વનાં અધ્યયનની તાલીમ મેળવી. પછી તેમણે મૈત્રક રાજવંશનાં સંસ્કૃત અભિલેખોનો અભ્યાસ કરી ''વલભી (મૈત્રક) રાજયનો ઐતિહાસિક અને સાંસ્કૃતિક ઈતિહાસ '' ઉપર મહાનિબંધ લખ્યો. જેને ઈ.સ. ૧૯૪૭માં મુંબઈ યુનિવર્સિટીએ પીએચ. ડી. ની પદવી માટે સ્વીકાર્યો. ભો.જે. વિદ્યાભવનમાંથી પીએચ.ડી. થનાર તેઓ પ્રથમ વિદ્યાર્થી હતા.

### પુસ્તકો :-

આ ઈતિહાસકાર પોતાની સમગ્ર કારકિર્દી દરમ્યાન આજસુધીમાં ઘણુ બધુ કામ અને સંશોધન કરી પોતાની મેધાવી બુદ્ધિનો પરિચય કરાવ્યો છે. જેમણે ગુજરાતનાં પ્રાચીન ઈતિહાસનું બહુમૂલ્ય ખેડાણ કરી સમાજની સેવા કરી છે તેમનાં મૌલિકગ્રંથો નીચે મુજબનાં છે.

(૧) હડપ્પાને મોહેંજો - દડો, ઈ.સ. ૧૯૫૨. (૨) મૈત્રકકાલીન ગુજરાત, ભાગ : ૧-૨, ઈ.સ. ૧૯૫૫ (પીએચ.ડી.નો શોધનિબંધ) (૩) ઈન્ડોનેશિયામાં વિસ્તરેલી ભારતીય સંસ્કૃતિ - ઈ.સ. ૧૯૫૭. (૪) સંત કવિ છોટમ - એક પરિચય, ઈ.સ. ૧૯૬૨. (૫) ગુજરાતનો પ્રાચીન ઈતિહાસ, ઈ.સ. ૧૯૬૪, ૧૯૭૩, ૨૦૦૨. (૬) શિલોન, ઈ.સ. ૧૯૬૯. (૭) પ્રાચીન ભારત, ભાગ ૧-૨, ઈ.સ. ૧૯૭૦. (૮) અશોક અને એના અભિલેખ, ઈ.સ. ૧૯૭૨. (૯) ભારતીય અભિલેખ વિદ્યા ઈ.સ. ૧૯૭૩. (૧૦) ચીનમાં પ્રસરેલી ભારતીય સંસ્કૃતિ, ઈ.સ. ૧૯૭૫. (૧૧) ગુજરાતનાં પ્રાચીન ઈતિહાસની સાધન સામગ્રી, ઈ.સ. ૧૯૭૮. (૧૨) ભારતીય સિકકાશાસ્ત્ર , ઈ.સ.૧૯૭૯. (૧૩) પડોશી દેશોમાં ભારતીય સંસ્કૃતિનો પ્રચાર, ઈ.સ. ૧૯૮૦ (૧૪) ભારતનું બૌદ્ધ સ્થાપત્ય, ઈ.સ. ૧૯૮૩. (૧૫) ઈતિહાસનાં સાધન તરીકે ગુજરાતનાં અભિલેખ, ઈ.સ. ૧૯૮૩-૮૪. (૧૬) ઈતિહાસની આરસીમાં ચરોતરનું પ્રતિબિંબ ઈ.સ. ૧૯૮૯ (૧૭) A Historical and cultural study of the Inscriptions of Gujarat, 1989. (૧૮) અધ્યયન અને સંશોધન, ઈ.સ. ૧૯૯૧.

આ સિવાય ડો. શાસ્ત્રી એ ઘણા બધા ગ્રંથોનું સંપાદન કરેલ છે. જેમાં ''ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ'' નવ ભાગમાં સંપાદિત કર્યા, તેનો પૂર્ણશ્રેય પ્રો.૨. છો. પરીખ અને હરિપ્રસાદજીને ફાળે જાય છે.

ગુજરાતના ઐતિહાસિક લેખ, ભાગ ૪-૫ પણ સંપાદિત કર્યા. તે તો એમનો ઉપકાર કદી ન ભૂલાય એવુ કામ છે. નહીંતર આજે સમગ્ર ગુજરાતનાં મંદિરો, વાવો, પાળિયાઓ, કિલ્લાઓમાં જે લેખો રહ્યા છે.

તે તો હવે ઘસાવા માંડ્યા અને તૂટવા માંડ્યા છે, જયારે આ કામ કરી તે બધા જ લેખોને તેમણે જાળવી લીધા છે.

શ્રીમદ્ ભાગવત મહાપુરાણની ભો. જે. વિદ્યાભવન દ્વારા પ્રગટ થયેલ સમીક્ષિત આવૃત્તિમાં સ્કંધ ૧,૨,૩ અને ૭નું સંપાદન પણ તેમણે કર્યુ છે, આ સિવાય અન્ય સંપાદિત ગ્રંથો છે.

પોતાની સમગ્ર કારકિર્દીમાં તેમણે ૮૦૦ જેટલા સંશોધનાત્મક અને પરિચયાત્મક લેખો લખી ઈતિહાસ, પુરાતત્ત્વ અને સંસ્કૃત સાહિત્યની સેવા કરી છે. પોતે કોલેજકાળથી જ લેખન પ્રવૃતિમાં જોડાયેલા હતા. જેમણે લલીત સાહિત્યમાં પણ ખેડાણ કર્યુ છે. જેમાં, અનેકાંકી, નાટકો, એકાંકી, રેડિયોરૂપકો, નવલિકાઓ, કાવ્યોનો સમાવેશ થાય છે. જે દસેક નવલિકાઓ લખી તેમાં ''કલીઓપેટ્રા'' અને દાનવીર, વિશ્વંતર નોંધપાત્ર છે.

### લેખન પદ્ધતિ :-

આ મહાન ઈતિહાસકારની લેખન પદ્ધતિ વિશે દરેક વિદ્વાન અને વિદ્યાર્થીને જાણવું ગમે તેવું છે. સાથેસાથે તેમની લેખન પદ્ધતિમાંથી પ્રેરણા લેવા જેવું અને શીખવા જેવું છે.

પોતે આટલા બધા ગ્રંથો લખ્યા અને સંપાદિત કર્યા તેમાંથી તેમની લેખન શૈલીનો ખ્યાલ આવે છે.

પોતે ઈતિહાસનાં સૂત્રને ખાસ વળગી રહ્યા છે કે ''નામૂંલ લિખ્યતે કિંચિત'' એટલે કે આધાર વગર કશુ લખવુ નહીં, વળી પોતાની દરેક વાત સાધાર અને પ્રમાણિકતાથી મૂકાયેલી હોય છે, જરૂરી જગ્યાએ તુલનાત્મક પદ્ધતિને પણ અપનાવી છે.

જે કાંઇ લખે તેમાં કાળાનુક્રમનું ધ્યાન રાખવું, આધાર પુરાવાઓનું સુક્ષ્મ અવલોકન કરીને નિરૂપણ, જે માહિતીમાં વિરોધાભાસ જણાય તો તે અવશ્ય પાદનોંધમાં દર્શાવવી, નહીં કે એને જે તે લેખકને દુ:ખ ન લગાડવા લખવું નહીં. પોતાને જે આધારો મળ્યા હોય તેને ફૂલાવી ફૂલાવીને લખવું કે બિનજરૂરી વખાણો કોઈનાં કયારેઇ લખ્યા નથી. જરૂરી હોય ત્યાં ઈતિહાસમાં કડવી ટીકા પણ કરી જ છે. ખાસ તો એમની આંખે ઉડીને વળગે એવી પદ્ધતિ એ છે કે જે પાદનોંધ પાછી પૂર્ણપણે આપી હોય છે.

### માન સન્માનો :-

આ ઈતિહાસકારને ઘણા બધા માન સન્માનો મળ્યા છે, તેમની વિદ્વતાની સમાજે, સરકારે અને વિદ્યાર્થીઓએ કદર કરી છે. વિદ્યાર્થીકાળમાં ૧૯૩૬માં મેટ્રિકયુલેશન પરીક્ષામાં જૂનાગઢની બહાદૂરખાનજી



હાઈસ્કૂલનાં ઉતીર્ણ વિદ્યાર્થીઓમાં પ્રથમ નંબર પ્રાપ્ત કરી રૂા. ૧૦૦નું રાણા ઈનામ મેળવ્યું. બહાઉદ્દીન કોલેજમાં મેરિટ સ્કોલરશિપ મળી. ''મૈત્રકકાલીન ગુજરાત'' પુસ્તકને નર્મદ સુવર્ણચંદ્રક મળ્યો. ઈ.સ. ૧૯૬૧માં મલાતજના ગ્રામજનોએ ચાંદીનાં કાસ્કેટમાં માનપત્ર આપ્યું. ઈ.સ. ૧૯૬૦માં રણજીતરામ સુવર્ણચંદ્રક મળ્યો. આ સિવાય ઘણા બધા સંશોધન લેખોને ચંદ્રકો મળ્યા છે, નિવૃત્તિ સમયે તેમનો ભવ્ય સન્માન સમારોહ યોજાયો.

ગુજરાત રાજયની સંસ્કૃત સાહિત્ય અકાદમીએ ઈ.સ. ૧૯૯૯-૨૦૦૦નો ગૌરવ પુરસ્કાર પ્રદાન કર્યો છે. આ સિવાય પોતે નાના મોટા ઘણા હોદ્દાઓ ભોગવ્યા ઘણા સંમેલનોમાં પ્રમુખ સ્થાનો ભોગવ્યા છે.

તેઓ પોતાની ''જીવન સ્મૃતિ'' નામે આત્મકથામાં લખે છે કે ''વિદ્યોપાસનામાં અધ્યયન કરી અધ્યાપન,સંશોધન અને લેખન દ્વારા વિદ્યાનું વિતરણ કરવા હું સારી રીતે પ્રવૃત્ત રહ્યો છું. કોઈનું કંઈ ભલુંથાય તો કરવું, નહિ તો કદી કોઈનું બુરૂ તો ન જ કરવું એ મારૂ દ્રષ્ટિબિંદુ રહેલું છે. તેઓ વધુમાં લખે છે કે સંશોધન, અધ્યાપન અને લેખન કરતા રહેવામાં થાક લાગતો નથી, ઉલટુ એમાં પ્રવૃત્ત રહેવાથી સમય સુખે પસાર થાય છે. મારી વિદ્યાપાસનામાં મારા વડીલોએ તથા ગુરૂઓએ મને પ્રબળ પ્રેરણા તથા અમૂલ્ય માર્ગદર્શન આપ્યું છે.''

આ મહાન ઈતિહાસકારનાં હાથ નીચે ઘણા બધા પ્રખ્યાત નામી વિદ્યાર્થીઓ તૈયાર થયા છે. શ્રી રામલાલ પરીખ, પ્રિયબાળા શાહ, પુરૂષોત્તમ પંડ્યા, જયેન્દ્ર નાણાવટી, મુકુંદભાઈ રાવળ, વગેરે વગેરે તેમની પાસે એમ. એ. થયા હતા. જેમના હાથ નીચે ૨૨ જેટલા વિદ્યાર્થીઓએ પીએચ.ડી.ની પદવી મેળવી છે.

ઉગતા સંશોધકોને માટે આર્શીવાદરૂપ થઈ પડે તેવી ''ગુજરાત ઈતિહાસ પરિષદ'' ની તેમણે સ્થાપના કરાવી છે. આ પ્રકરણમાં સામેલ ઈતિહાસકારો અને પુરાતત્ત્વવિદ્દોમાં આ એકજ વિદ્વાન આજે આપણી વચ્ચે હૈયાત છે.

## રમણલાલ નાગરજી મહેતા

ઈતિહાસકારો અને પુરાતત્વવિદ્દો મોટેભાગે બહુમુખી પ્રતિભા જ ધરાવતા હોય છે. એ ન્યાયે આ પુરાતત્વવિદ્ ઈતિહાસ, સંસ્કૃતિ, શિલ્પ, સ્થાપત્ય અને પુરાવસ્તુનાં વિદ્વાન અને અન્વેષક હતાં. જેઓ મધ્યમવર્ગનાં અનાવિલ બ્રાહ્મણ કુટુંબમાં તા.૧૫/૧૨/૧૯૨૨નાં રોજ જન્મયા હતા.

જેમણે પ્રાથમિક અને માધ્યમિક શિક્ષણ નવસારી, મરોલી અને વડોદરામાં લીધું. ઉચ્ચ શિક્ષણ પણ વડોદરામાં જ લીધું. મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીમાંથી ઇ.સ. ૧૯૪૭માં તેમણે પીએચ.ડી. ની પદવી પ્રાપ્ત કરી જેમનો પીએચ.ડી. નો વિષય હતો ''દક્ષિણ ગુજરાતની પુરાવસ્તુઓ'' ત્યારબાદ ઇ.સ. ૧૯૫૪માં ''ડિપ્લોમાં ઇન મ્યુઝિયોલોજી'' થયા જેઓ સંસ્કૃત, અરબી, ફારસી, અંગ્રેજી, ફ્રેન્ચ અને હિંદી ભાષા જાણતા હતાં.

આ પુરાતત્વવિદ્દે શરૂઆતમાં શિક્ષક તરીકે કામગીરીની શરૂઆત કરી અને છેલ્લે મહારાજા સયાજીરાવ યુનિવર્સિટીનાં પુરાવસ્તુ વિભાગનાં પ્રોફેસર અને અધ્યક્ષ તરીકે નિવૃત્ત થયા.

## કામગીરી :-

જેમણે ખ્યાતનામ પુરાવિદ્ સર મોર્ટિમર વ્હીલર પાસેથી ઉત્ખનનો અનુભવ મેળવ્યો હતો.જેમણે દેવની મોરી, નગરા, ચાંપાનેર, વલભી વિગેરે વિગેરે જગ્યાએ ઉત્ખનનો પણ કરાવ્યા અને દેવની મોરી પાસે ઉત્ખનન કરી બૌદ્ધધર્મનાં મહાસ્તૂપ અને મહાવિહારનું અન્વેષણ કરી ગુજરાતને આંતર રાષ્ટ્રીય સ્તરે ચમકતુ કર્યું. તેઓને સ્થળનામનાં અભ્યાસમાં ખાસ રૂચિ હતી અને તેઓ એ વિષયનાં નિષ્ણાંત પણ હતા, તેમણે સૂરત, ખંભાત, અમદાવાદનાં સ્થળનામો ઉપર સારૂ એવું કામ કરી તે નામનો ઈતિહાસ બહાર લાવ્યા હતા. તેઓ '' પ્લેસનેઈમ સોસાયટી ઓવ ઈન્ડિયાનાં પ્રમુખ બન્યા હતા.

આ મહાનુભાવે ૩૦૦ જેટલા વિવિધ સામયિકોમાં લેખો લખ્યા અને નીચેનાં પુસ્તકો લખ્યા હતાં. (૧) એકશકેવેશન એટ નગરા (૨) એકશકેવેશન એટ ટિંબરવા (૩) એકશકેવેશન એટ દેવની મોરી (૪) મેડિવલ આર્કિયોલોજી (૫) ટાઉન્સ ઈન વેસ્ટર્ન ઈન્ડિયા (૬) ચાંપાનેર , આટલા અંગ્રેજીમાં પુસ્તકો પ્રગટ કર્યા.

જયારે ગુજરાતીમાં (૧) પુરાવસ્તુવિદ્યા (૨) ચાંપાનેર એક અધ્યયન (૩) ઈતિહાસની વિભાવના (૪) જ્ઞાન વિમર્શ (૫) અન્વેષણ વિદ્યા (૬) ગુજરાતનાં નગરો, વગેરે વગેરે પુસ્તકોછે.

જેમને ઘણા બધા માન સન્માનો મળ્યા હતા જેમ કે,



નર્મદ સુવર્ણચંદ્રક અને રણજીતરામ સુવર્ણચંદ્ર અને ગુજરાત સરકારનો એવોર્ડ પણ મળ્યા હતા. ગુજરાત ઈતિહાસનું પરિષદનું પ્રમુખપદ પણ શોભાવ્યું હતું.

તે ઈ.સ. ૧૯૮૨માં નિવૃત્ત થયા અનેતે પછી પણ તેમણે વિદ્યાકાર્ય ચાલુ રાખ્યુ હતું અને ઇ.સ. ૧૯૮૪ થી ૧૯૯૪ સુધી ગુજરાત વિદ્યાપીઠનાં ઈતિહાસ અને સંસ્કૃતિ વિભાગમાં અતિથિ વ્યાખ્યાતા તરીકે સેવા આપતાહતા. જેમનાં હાથ હેઠળ ૩૦ જેટલા વિદ્યાર્થીઓએ પીએચ.ડી.ની પદવી પ્રાપ્ત કરી હતી.જેમના હાથ નીચે ઘણા વિદ્યાર્થીઓએ પુરાવસ્તુવિદ્યાનો અભ્યાસ કર્યો હતો.

આ પુરાતત્વવિદ્દે તા. ૨૨/૧/૧૯૯૭ નાં રોજ વડોદરા ખાતે દેહ છોડયો. સાદા સરળ નિખાલસ અને ભપકામાં નહીં માનનારા તેઓ હતા. જેઓ પોતાનાં મિત્રવર્તુળ અને વિદ્યાર્થીઓમાં ખૂબ જ પ્રિય અને આદરપૂર્ણ વ્યકિતત્વ ધરાવતા હતા.

આ સીવાય હજુ પ્રો. એમ. એસ. કોમિસેરિયટને પણ ભૂલવા ન જેવા ઈતિહાસકાર હતાં.

# સમાપ્ત

# સંદર્ભ સૂચિ

## ગુજરાતી


(૧) પરીખ રસિકલાલ છો. ''ઈતિહાસ સ્વરૂપ અને પદ્ધતિ'' અમદાવાદ-ઈ.સ. ૧૯૬૯.
(૨) ધારૈયા રમણલાલ કે. ''ઈતિહાસનું તત્ત્વજ્ઞાન અને ઈતિહાસ લેખન અભિગમ'' અમદાવાદ-ઈ.સ.૧૯૯૪.
(૩) ધારૈયા રમણલાલ કે. ''ઐતિહાસિક પદ્ધતિ'' અમદાવાદ-ઈ.સ.૧૯૬૭.
(૪) પંચોલી મનુભાઈ ના. ''ઈતિહાસ અને કેળવણી'' સણોસરા-ઈ.સ.૧૯૭૩.
(૫) મહેતા રમણલાલ ના. ''ઈતિહાસની વિભાવના'' અમદાવાદ-ઈ.સ.૧૯૮૨.
(૬) જમીનદાર રસેશ ''ઈતિહાસ નિરૂપણનો અભિગમ'' અમદાવાદ.
(૭) પટેલ કેશવલાલ ''માનવજીવન અને ઈતિહાસ'' અમદાવાદ-ઈ.સ.૧૯૯૨.
(૮) જમીનદાર રસેશ ''ઈતિહાસ સંકલ્પના અને સંશોધનો'' અમદાવાદ.
(૯) મહેતા મૃદુલાબેન ''પ્રકાશની ખોજ'' સણોસરા-ઈ.સ.૧૯૯૬.
(૧૦) પંચોલી મનુભાઈ ''ચેતો વિસ્તારની યાત્રા'' અમદાવાદ.
(૧૧) દેસાઈ દોલત - દેસાઈ ધનવંત ''ઈતિહાસ શિક્ષણનાં આધુનિક વહેણો'' અમદાવાદ-ઈ.સ. ૧૯૬૩.
(૧૨) દેસાઈ, શેલત, પંડિત ''ઈતિહાસ શિક્ષણની નવી ધરી'' અમદાવાદ-ઈ.સ. ૧૯૭૩.
(૧૩) ભદ્ર ગ.લ. ''ઈતિહાસનું શિક્ષણ'' - મુંબઈ.
(૧૪) ચિત્તળે એસ. ડી. ''ઈતિહાસનું અધ્યાપન'' સુરત-સવંત ૨૦૦૫.
(૧૫) પટેલ, વિસાણી, ભાલ ''ઈતિહાસ અધ્યાપનનું પરિશીલન'' અમદાવાદ.
(૧૬) જ્ઞાન ગંગોત્રી ગ્રંથ શ્રેણી - ૨૧/૨૨ ''ભારત દર્શન-૧ અને ભારત દર્શન - ૨'' વલ્લભ વિદ્યાનગર પ્રથમ આવૃત્તિ ઈ.સ. ૧૯૮૨.
(૧૭) જ્ઞાન ગંગોત્રી ગ્રંથ શ્રેણી - ૨૦ ''વિશ્વ દર્શન-૩'' વલ્લભ વિદ્યાનગર - પ્રથમ આવૃત્તિ ઈ.સ. ૧૯૭૭.
(૧૮) ગુજરાતી વિશ્વકોશ ખંડ - ૨,૧૦ અને ૧૫ સંપાદક : ધીરુભાઈ ઠાકર - અમદાવાદ.
(૧૯) કાલેલકર ગ્રંથાવલી -૪/૬, અમદાવાદ - પ્રથમ આવૃત્તિ, ઈ.સ.૧૯૮૫.
(૨૦) જોશી અંબેલાલ ''રાષ્ટ્રપ્રિય જવાહરલાલ નહેરૂ'' મુંબઈ પ્રથમ આવૃત્તિ, ઈ.સ. ૧૯૫૬.
(૨૧) ભટ્ટ દેવેશ ''સ્પર્શ'' (ઐતિહાસિક) ખાડીયા - અમદાવાદ.
(૨૨) ભટ્ટ નાનાભાઈ ''કેળવણીની પગદંડી'' સણોસરા - દ્વિતીય આવૃત્તિ ઈ.સ. ૧૯૫૫.
(૨૩) મશરૂવાળા કિશોરલાલ ''કેળવણીનાં પાયા'' અમદાવાદ - પુનઃ મુદ્રણ ઈ.સ. ૧૯૫૫.
(૨૪) પંડ્યા સુમનબેન ''ભારતનાં ઈતિહાસની સાધન સામગ્રી'' અમદાવાદ.
(૨૫) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''પ્રાચીન ભારતનાં વિદેશી યાત્રી'' સણોસરા- ઈ.સ. ૨૦૦૦.
(૨૬) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''સૌરાષ્ટ્ર ગુજરાતનાં શાસકોની વંશાવળીઓ - ૨૦૦૨''જૂનાગઢ.- ઈ.સ. ૨૦૦૨.
(૨૭) ખાચર પ્રદ્યુમ્ન ભ. ''સોરઠની વિદ્યાપીઠ બહાઉદ્દીન કોલેજ'' જૂનાગઢ.- ઈ.સ. ૨૦૦૨.
(૨૮) પંડિત સુંદરલાલજી ''ભારતમાં અંગ્રેજી રાજ્ય'' ભાગ-૧ અને ૨, ભાવનગર. ઈ.સ. ૧૯૪૬.
(૨૯) સંપાદક : પરીખ રસિકલાલ , શાસ્ત્રી હરિપ્રસાદ ''ગુજરાતનો રાજકીય અને સાંસ્કૃતિક ઈતિહાસ'' ભાગ ૧થી ૭, અમદાવાદ.


## હિન્દી


(૧) કાર. ઈ. એચ. ''ઈતિહાસ ક્યા હૈ?'' ન્યુ દિલ્હી - ઈ.સ. ૧૯૭૬.
(૨) પાંડે ગોવિંદચંદ્ર ''ઈતિહાસ સ્વરૂપ એવમ્ સિદ્ધાંત'' જયપુર - ઈ.સ. ૧૯૭૩.
(૩) પાંચાલ / બઘેલા - '' ઈતિહાસ કે સિદ્ધાંત એવમ્ પદ્ધતિયા''- જયપુર.
(૪) દીક્ષિત / બઘેલા ''ઈતિહાસ શિક્ષણ'' જયપુર. - ઈ.સ.૧૯૭૨.
(૫) ચૌબે ઝારખંડે ''ઈતિહાસ દર્શન'' વારાણસી-ઈ.સ.૧૯૮૪.
(૬) બુદ્ધ પ્રકાશ ''ઈતિહાસ દર્શન''
(૭) કોલેશ્વરરાય ''ઈતિહાસ દર્શન'' અલ્હાબાદ - ઈ.સ.૧૯૮૫.
(૮) તિવારી દેવકી ''ઈતિહાસ કા અધ્યાપન'' આગ્રા.-ઈ.સ.૧૯૬૯.
(૯) પાંડેય શ્રીનેત્ર ''પ્રાચીન ભારતકા ઈતિહાસ'' અલ્હાબાદ- ઈ.સ.૧૯૮૦.
(૧૦) ઈલિયટ/ડાઉસન ''ભારતકા ઈતિહાસ'' ભાગ ૧ થી ૮ (અનુવાદ) આગ્રા.
(૧૧) પાંડેય વિમલચંદ્ર ''ભારત વર્ષ કા સામાજિક ઈતિહાસ'' બનારસ.
(૧૨) નાગોરી એસ. એલ. ''ભારત કા સામાજિક, આર્થિક એવમ્ સાંસ્કૃતિક ઈતિહાસ'' જયપુર. - ઈ.સ. ૧૯૮૯.


## અંગ્રેજી


**(1) H.P. Rickman "Meaning in History" London- 1961.**
**(2) V.H. Gilbraith "The Historian at work" B.B.C. Publication.**
**(3) R.C. Colling wood "The Idea of History" London-1961.**
**(4) A.G. Widgery " InterPretations of History" London-1961.**
**(5) A.L. Rowse " The use of History and Stoughton"London.**
**(6)John Stuart Blackie " What Does History Teach" London-1886.**